# સૂયગડાંગ સૂત્ર

## વિભાગ ૧ લો.

### સટીક ભાષાંતર



લેખક મુનિમાણેક.

# સૂયગડાંગ સૂત્ર.

સટીકનું ભાષાંતર ૧–૨ અધ્યયન.

## વિભાગ ૨. જો.

લેખક–મુનિ માણેક.

પ્રસિદ્ધ કરનાર,

શ્રીમન્ મોહનલાલજી જૈનશ્વે.

જ્ઞાનભંડાર–સુરત ગોપીપુરા

તરફથી,

ચુનીલાલભાઇ ગુલાબચંદ હાળીયા,

મેનેજીંગ ટ્રસ્ટી.

પ્રથમાવૃત્તિ. પ્ર. ૫૦૦. મૂલ્ય રૂ. ૧ા.

વીર સં. ૨૪૪૯. સને ૧૯૨૨. વિ. સં. ૧૯૭૯.

ધી. યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ કં. લીમીટેડમાં શા. મોહનલાલ
ચીમનલાલે છાપ્યો. ટંકશાળ—અમદાવાદ.

# તૈયાર વેચાતા પુસ્તકોનું લિસ્ટ.

આચારાંગના પાંચે ભાગો. દરેકના બે રૂપિયા.

દશવૈકાલિકના દરેક ભાગનો દોઢ રૂપિયો.

સૂયગડાંગના પ્રથમ ભાગનો દોઢ રૂપિયો.

## છપાય છે.

આવશ્યક અને સૂયગડાંગ.

## મળવાનાં ઠેકાણાં.

સુરત ગોપીપુરા શ્રી મોહનલાલજી જૈન શ્વે. જ્ઞાનભંડારના મેનેજીંગ ટ્રસ્ટી.

પાલણપુર ગાંધી કેશવલાલ અમુલખ.

તથા મુંબાઈ અમદાવાદ જાણીતા જૈનપુસ્તકો વેચનારા.

અગાઉથી પૈસા ભરનાર અથવા બુકસેલરોને શેકડે ટેકે પોણી કીંમતે મળશે.

## પાલણપુરથી આવેલી મદદ.

૪૦ તપગચ્છ ઉપાશરાના ગાંધી ગગલભાઇ ચેલજી હસ્તું.
૨૫ ભણુસાલી ચુનીલાલ લલ્લુભાઇ.
૫૧ ગઢના શા. લલ્લુભાઈ હરીચંદ.
૫ શા. નગીનદાસ મગનલાલ.
૫ શા. હીરાલાલ નાગરદાસ.
૨૦ દોસી કાળીદાસ સાંકલચંદ.
૨૫ શા. ઉજમભાઈ ખુશાલ હા. ચુનીલાલ ઉજમભાઇ.
૧૦૦ સુરતના દલીચંદભાઇની મદદના.
૫ મેતા મણીલાલભાઈ ભુખણભાઈ.
૫૦ મહેતા ચંદુલાલ લલ્લુભાઈ મારફત ઝવેરી વીરચંદ દલછાચંદની બહેન દીવાળીબાઈના.
૩૦ કોઠારી ગોદડભાઇ ધરમચંદ હા. બાપાલાલભાઈ.
૨૫ મેતા ભાઈચંદ જુમાચંદ હા. મણીલાલ ભુખણભાઈ.
૧૦ કોઠારી જીવરાજ બેચરભાઈ.
૨૧ ગાંધી નહાલચંદભાઈ રાયચંદભાઇ.
૨૫ પારી. રવચંદભાઇ ઉજમભાઇ
૨૫ મેતા વાહલુભાઇ લવજીભાઇ
૨૫ શા. અમૃતલાલ નથુભાઇ
૨૫ મેતા જીવરાજ મંગલજીભાઇ
૧૦૦ મેતા હેમરાજભાઇ હાથીભાઇ હસ્તે છોટુભાઇ

૨૫ ચાંગાના શ્રાવકો તરફથી

૫ વોણુ કસલા નાથુ

૫ ,, ગમાન ધરમચંદ

૫ દોસી લલુ કરમચંદ

૫ મુળચંદ મયાચંદ

૫ દોસી ભીખા ઉમેદ

૨૫ ટાકરવાડાના શ્રાવકો તરફથી

૫ શા. નાલચંદ ત્રીભોવન

૫ શા. જુમા હાથી

૫ વોણુ ધુળા જેઠા

૫ વોણુ ભાઇચંદ માણેકચંદ

૨ કોઠારી મોહનલાલ કસ્તુર

૧ પીતાંમ્બર ઘાંમી

૧ બાઈ સમુ

૧ ઈશ્વર ડુંગર

૧૭ાા પાટણના જમનાદાસભાઇ તરફથી

## ધન્યવાદ.

૧૦૦ ના પુસ્તકો આચારાંગ ૫ મા ભાગના શા. ભીખાભાઈ મુળચંદ તરફથી તેમના સ્મરણાર્થે પારી તલકચંદ રામચંદ તથા દોસી, મગનભાઈ કકલભાઈ મારફતે ખરીદવામાં આવ્યાં છે. જે જે પુન્યાત્માઓએ દ્રવ્ય સહાયતા આપી છે તેમનો ઉપકાર માનવામાં આવે છે.

---

૭૭૯ાા

# પ્રસ્તાવના.



દશવૈકાલિક સૂત્ર સાથે આનું પણ ભાષાંતર કરવા પ્રાર્થના થવાથી આ ભાષાંતર ફક્ત ૧ લું અધ્યયન ૧૯૭૬ ના ચતુર્માસ પછી શરૂ કરેલું અને આદર્શ પ્રેસવાળા પંડીત વાડીલાલભાઇની પ્રાર્થનાથી તેને છાપવા આપેલું, પણ તેમની બેદરકારીથી દોઢ વરસમાં ફક્ત આઠ ફર્મો છપાયેલ અને તેમનું મરણ થવાથી યુનિયન પ્રેસમાં બાકીનું છપાવેલ છે. એટલે સાડાત્રણ ફર્મો આશરે પહેલા અધ્યયનના અને બીજા અધ્યનના પાંચેક ફર્મો છે. કુલે ૧૯ ફરમાનું આ પુસ્તક બહાર પડે છે, અને અનુક્રમે અનુકુળ સંજોગે બીજા ભાગો પણ બહાર પાડવા યોજના છે, પહેલું અધ્યયન મને નવા અભ્યાસ તરીકે છે, તેમ કઠણ વિષય છે, તેથી વાંચનારને પણ સહેજ કંટાળો આવશે, તેમ ભાષાંતર કરનારને પણ અનુભવવું પડયું છે, બીજું અધ્યયન તેવું કઠણ નહોતું, અને અભ્યાસ વધેલો હોવાથી વાંચનારને સુગમ લાગશે, તેમ મને પણ ભાષાંતર કરવું સુગમ લાગ્યું છે, માટે ૧લા અધ્યયનમાં સમય નામથી જૈન સિદ્ધાંત અને પરમતોનું વિવેચન કર્યું છે, તેનું કંઈક વિવરણ કરવું અહીં યોગ્ય ધાર્યું છે, કે અમારા જૈન નવા અભ્યાસીઓને અને જૈનેતર બંધુ ઓને વાંચવું સુગમ પડે.

# જૈનોની માન્યતા.

(૧) આ સૃષ્ટિમાં જે કંઈ વસ્તુ વિગેરે આંખે અથવા જ્ઞાને પ્રત્યક્ષ જણાય, અથવા સૂક્ષ્મદર્શક યંત્રોથી કે દૂરબીનથી દેખાય, કાનથી સંભળાય, નાકથી સુંઘાય, જીભથી ચખાય કે શરીરના અવયવથી સ્પર્શ થાય, તે બધા સત્ય (વસ્તુ સ્વરૂપે) પદાર્થો છે, અને તેના બે વિભાગો પાડવામાં આવ્યા છે, (૧) સચેતન (૨) અચેતન. સચેતનમાં જીવ છે. અચેતનમાં જીવ નથી, આ જીવની ગણતરી સંખ્યાથી નહિ, અસંખ્યાતથી નહિ, પણ અનંતથી છે. આ જીવના બે વિભાગ છે, એક કર્મથી મુક્ત તે સિદ્ધના જીવો છે, અને બીજા આપણા જેવા સંસારીજીવો છે. આ સંસારી જીવોના અનેક રીતે અનેક ભેદ છે, અને તે ભેદોનું કારણ સર્વમાં જીવત્વ સમાન છતાં જડપદાર્થ સાથે તેમનું કાંઈ અંશે એકમેકપણું થવાથી તે નવે નવેરૂપે દેખાય છે, અને તેની ઓળખાણને માટે તેના વિભાગ પાડયા છે, તે બધામાં સૌથી શ્રેષ્ટ મનુષ્યછે, તેથી ઉતરતાં પશુ પક્ષી અને જળચર જીવો છે, તેમનાથી ઉતરતાં ડાંસ મચ્છર કીડી જળો વિગેરે છે, પણ તે બધાં જંગમ તે ચાલી શકનારાં છે. અને તે સિવાય પૃથ્વી પાણી અગ્નિ વાયુ વનસ્પતિ સ્થાવર જીવો છે, સ્થાવર જીવો એટલા બધા સૂક્ષ્મ છે કે વનસ્પતિની અંદર નિગોદ નામનો એક વિભાગ છે, તેમાં સોયની અણી જેટલા

બારીક ભાગમાં પણ અનંતા જીવો છે, અને તેઓ આપણી પેઠે જીવનશક્તિ ધરાવે છે, આ નિગોદમાંથી એક જીવ નિકળે છે, અને અનુક્રમે ઉચ્ચપદ નરદેહ પ્રાપ્ત કરી છેવટે મુક્ત થાય છે, આ મોક્ષનું સ્થાન સિદ્ધશિલા નામે ઓળખાય છે, એ જીવોને આપણી માફક જન્મ મરણ બુઢાપો રોગ શોક કશું પણ નથી. એટલે જે કોઈ ભવ્યજીવ છે, તેને યોગ્ય સામગ્રી મળતાં મનુષ્યજન્મમાં આવી ધર્મ આરાધનથી આત્માને પવિત્ર કરી કેવળજ્ઞાન પામી મોક્ષમાં જાય છે, સાધુ કે શ્રાવક કે જૈનેતરને આ એકસરખું લાગુ પડે છે કે તેમણે હરેકે આત્માને પવિત્ર કરવા ઉપર પ્રથમ લક્ષ આપવું, સ્વર્ગ અને નરકના જીવોનું વર્ણન સંસારી જીવોમાં છે, તે સુખ દુઃખનાં અનુક્રમે સ્થાન છે.

---

## જૈન જૈનેતરમાં મતભેદ.

જૈનોનું કહેવું આ છે, કે સૃષ્ટિનો કોઇ પણ કરનારો નથી, પણ બધું અનાદિ છે, જીવોને કર્મ અનાદિ છે, તે કર્મને અનુસારે બુદ્ધિ ખીલે છે, એ બુદ્ધિનો સદુપયોગ કરવાથી સ્વર્ગ અથવા મોક્ષ પ્રાપ્ત કરે છે, અને બુદ્ધિનો દુરૂપયોગ કરવાથી નર્ક અથવા પશુપક્ષીની તિર્યંચ ગતિમાં જાય છે, એટલે આ સંસારની રચનામાં મુખ્યત્વે

જોતાં એજ સિદ્ધ થશે, કે જીવના કર્ત્તવ્ય પ્રમાણે તેને ઉચિત અનુકુળ કે અનુચિત પ્રતિકુળ મળે છે, તેમાં ઇશ્વરનો સેતાનનો કે રાક્ષસોનો દોષ નથી, રાજશાસન માફક પરમેશ્વર રાજ્ય ચલાવે છે, કે પરમેશ્વર બધાને રચે છે, સંહાર કરે છે, પાલનપોષણ કરે છે, બ્રહ્મા વિષ્ણુ, મહેશના રૂપે છે ઇત્યાદિ લોકમાં જેટલાં મંતવ્યો છે, તે બધાં સામાન્ય બુદ્ધિના માણસોને ધર્મમાં દોરવવા રચના કરી હોય તો એકઅંશે પ્રશંસવા જેવું છે, પણ જો તેવું એકાંત માનતા હોય, અને ઉપર બતાવેલ તત્ત્વજ્ઞાન ઉપર દુર્લક્ષ્ય રાખતા હોય તો તેવાઓને સમજાવવા માટેજ આ સૂયગડાંગ (સૂત્રકૃતાંગ) સૂત્ર રચ્યું છે, આ ભાષાંતરમાં કે મૂળમાં કોઇપણ જગ્યાએ વાંચકનું મન દુઃખવવા ઇરાદો રાખ્યો નથી, છતાં સજ્જન પુરૂષો ગુણગ્રાહક હોવાથી તેમાંથી કંઈ પણ લાભ લેશે. પોતાના મંતવ્યોને સરખાવી જોશે, ઉચિત રીતે પરસ્પર પ્રેમ વધારી એકબીજાના વિચારો ઉપર સૂક્ષ્મ બુદ્ધિથી દીર્ઘ દૃષ્ટિએ જોશે, તો જેમ આગળ અનેક બ્રાહ્મણ પંડિતોએ જૈનધર્મના તત્વને સ્વીકારી દીક્ષા લેઈ અનેક ગ્રંથરત્નો રચેલાં છે, તેમ હાલ પણ તેઓ કરી શકશે.

---

## જૈનોના નવતત્ત્વો.

જીવ અજીવ પૂર્વે કહીગયા છીએ, પણ તેની સાથે

સુખી દુઃખી જીવો દેખાય છે, તેને માટે પુણ્ય પાપ બે તત્વો માન્યાં છે, એટલે જ્યારે સુખ હોય ત્યારે પુણ્ય ઉદય, દુઃખ હોય ત્યારે પાપ ઉદય જાણવું. એટલે જીવ અજીવ પુણ્ય પાપ એ ચાર તત્ત્વ થયાં, આ સુખ દુઃખ પામવાનું કારણ આપણા જીવના ખોટા કે સારા અભિલાષો છે, જેને લોકમાં તૃષ્ણા કહે છે, તેને મળતુંજ જૈનોનું આશ્રવ (આસ્રવ) તત્ત્વ છે, એટલે કોઇનું ભલું કરવાની અભિલાષાથી પુણ્યબંધ થતાં શુભ આશ્રવો ખેંચાય છે, અને બીજાનું બગાડવાની ઈચ્છા થતાં પાપ બંધ થતાં અ-શુભ આશ્રવ આવે છે, આ આશ્રવથી સુગતિ કે કુગતિ મળે છે, તે બંનેને રોકવા ઉચ્ચપદે પ્રાપ્ત થએલા મુનિ કે ઉચ્ચકોટીના ગૃહસ્થો હોય, તે બંને ઇચ્છાઓ ત્યાગીને સંપૂર્ણ આત્મતત્ત્વને ઓળખનારા બનીને તેને સંયમદ્વારા રોકે છે, તે સંવરતત્ત્વ છે, આ સંવરતત્ત્વ સર્વોત્તમ છે, છતાં તે બીજા જીવોને ઉપકારી ન થવાથી મંદબુદ્ધિના જીવો તે સંયમધારક મુનિને પીડે છે, અથવા લલચાવે છે, તે સમયે સમયમાં દૃઢ રહી અનુકુળ પ્રતિકુળ પીડાઓથી કલેશ મા-નતો નથી, તથા સુખ માની તેમાં લલચાતો નથી, તેથી તે સમભાવધારક બનતાં તેનાં શુભ અશુભ બંને પ્રકારનાં જુનાં કર્મો ભોગવાઇ જતાં નિર્જરા થાય છે, તેનું વર્ણન શાસ્ત્રકારે તપના વર્ણનમાં કર્યું છે, આ સંયમી કે ગૃહસ્થી

દુઃખમાં કે સુખમાં રાગદ્વેષ કરે તો બંધ પડે છે, એટલે બંધ પડવાથી પાછાં જન્મ મરણ ચાલુ થાય છે, પણ જો દૃઢસંયમી બની સુખદુઃખમાં રાગદ્વેષ ન કરી સમભાવે સહન કરે, અને પ્રાણ જતાં સુધી પણ સંસારી કોઇપણ સુંદર કે વિરૂપ પદાર્થઉપર જરાપણ મમત્વ કે દ્વેષ ન કરે, તો કૈવલ્યજ્ઞાન પ્રાપ્ત થાય છે, અને સંસારનું બધું સ્વરૂપ યથાવસ્થિત જોઇ પોતે બીજા જીવોને તેવું સ્વરૂપ બતાવે છે, અને તે કૈવલ્યજ્ઞાનીનું આયુ સમાપ્ત થતાં નિર્વાણ પામે છે. તે મોક્ષતત્ત્વ છે, એ પ્રમાણે જીવ અજીવ પુણ્ય પાપ આશ્રવ સંવર નિર્જરા બંધ અને મોક્ષ એ નવ તત્ત્વો શાસ્ત્રકારે બતાવ્યાં છે, એટલે જીવવિચાર તથા નવતત્ત્વોની જુદી ચોપડીઓ ટુંકાણમાં કે વિસ્તારથી છપાયેલી હરેક જગ્યાએ મળી શકે છે, તે જોવી.—

---

## કર્મ સબંધ.

ઈશ્વર સત્તાને માનનારા બંધુ પણ કર્મસત્તા સ્વીકારે છે, એટલે અહીં જેવાં કૃત્ય કરે તેવાં ભવિષ્યમાં ફળ ભોગવે, એટલે કર્મ સંબંધમાં એક નાસ્તિકજ જુદો પડે છે, તોપણ તે પોતાની ઇચ્છિતવસ્તુના વિયોગમાં શોક કરે છે, અને પાછી પ્રાપ્ત થતાં આનંદિત બને છે. તેમાં પોતાની બુદ્ધિનો ઉપયોગ કરવા પણ તે ભૂલતો નથી, તેથી

વિના ઇચ્છાએ કાંઈક અંશે તે પણ કર્મ સ્વીકારે છે, વેદાંતીઓ બધું શૂન્ય માની માયાજાળ માની શીપમાં ચાંદીના ભ્રમનો દૃષ્ટાંત આપે, છતાં પણ દાન ઇશ્વરપૂજન યજ્ઞ સદાચાર સ્વીકારી તે પ્રમાણે વર્ત્તતા હોવાથી તેપણ કર્મ માનનારાજ છે. ક્ષણવાદી બૌદ્ધો ભલે ક્ષણિક પદાર્થ માને, પણ અમુક કાળસુધી ગૌતમ રાજર્ષિ મહાત્માએ બોધ આપ્યો, એટલે ક્ષણવિધ્વંસી સર્વવાતે ન માનતાં અહિંસાદિનો ઉપદેશ આપવાથી તેપણ કર્મસત્તા માને છે, સાંખ્યમિમાંસકવૈશેષિક વિગેરે સર્વે કોઇ અંશે પુણ્ય પાપ વિગેરે માને છે, તેમ પશ્ચિમથી આવેલા પારસી મુસલમાન ક્રિશ્ચિયનો યાહુદીઓ પણ દાન આપવું, ઇશ્વરની ભક્તિ કરવી, અનીતિથી અટકવું, શરીરે કષ્ટ સહેવું, એટલે તે પણ કર્મસત્તા સ્વીકારે છે. આટલું છતાં પણ કર્મનું સ્વરૂપ જેવું જૈનશાસ્ત્રમાં બતાવ્યું છે, તેવું બીજે નથી. માટે અમે હરેક બંધુને પ્રાર્થના કરીશું કે જૈનફિલોસોફી બધી ન દેખાય તો આ કર્મસ્વરૂપ તો તેમણે જરૂર જોવું જોઇએ.

---

## કર્મ સ્વરૂપ.

પ્રકૃતિ સ્થિતિ રસ અને પ્રદેશ એવા ચાર વિભાગ છે, પ્રકૃતિ એટલે સ્વભાવ એટલે જે કર્મનો ઉદય હોય, તે પોતાનો ભાવ ભજવે, જેમકે જ્ઞાનઆવરણીય કર્મનો

ઉદય હોય, તો તે જ્ઞાનને વિકસ્વર થવા નદે, મતિ મુંઝાવી દે, ગોખેલું યાદ ન રહે, આ કર્મ સૌને જાણીતું છે, પણ તે કર્મ જેટલે અંશે ક્ષય થયું હોય તેટલે અંશે બુદ્ધિ ખીલે છે, થોડું ગોખે તોપણ યાદ રહે, અને કેટલુંક જ્ઞાન તો વિના બતાવે પણ આવડી જાય છે, તે પણ જાણીતું છે. દર્શનાવરણીય કર્મવાળાને આંખે પૂરૂં દેખાય નહિ, અથવા બેઠે બેઠે ચાલતાં ચાલતાં ઉંઘ આવે, તે પણ જાણીતું છે.

**વેદનીય**—શરીરમાં સુખદુઃખનો અનુભવ જાણીતો છે.

**મોહનીય**—આ કર્મ ઉદયમાં આવતાં કુવ્યસન કુચાલ કુસંગતિ કુકર્મ પ્રિય લાગે છે, અને સુસંગતિ સુકૃત્ય સેવાધર્મ ઇંદ્રિયોને વશ રાખવી ગમતી નથી, પારકાનું ધન કોઇપણ રીતે પચાવી જવું વહાલું લાગે છે, રાજ્યસત્તામાં કે સટ્ટામાં દગા ફટકા કરી અધમ કૃત્યોનો પશ્ચાત્તાપ કરવાને બદલે બહાદુરી માને છે, પણ ન્યાયે ચાલવું પસંદ આવતું નથી. આનેજ અન્યબંધુઓ માયાજાળ માને છે, ક્રોધ અહંકાર કપટ લોભ ભય જુગુપ્સા વિગેરે ઉદય આવે છે, તે બધા મોહનીય કર્મના ઉદયનાં લક્ષણો છે, તે ક્ષય કે શાંત પડવાથી કુકર્મને બદલે ન્યાયમાર્ગ પસંદ પડે છે.

**આયુ**. આતો સર્વને જાણીતું છે કે મરણ સૌને લાગેલું છે, તે મરણપર્યંતનો કાળ તે આયુકમ છે; એટલે પૂર્વભવે બાંધીને આવ્યો, અને અહીં ભોગવી નવું

બાંધી બીજે ભોગવવા ગયો. નામકર્મનો ઉદય થતાં શરીર તથા તેનું બંધારણ તથા મજબુતી કીર્તિ અપકીર્તિ સુંદરતા વિરૂપતા સૌભાગ્ય દુર્ભાગ્ય વિગેરે સૌને જાણીતું છે.

ગોત્ર—એટલે અધમાધમ કૃત્ય કરનારા કુળમાં જન્મ મળતાં અપમાન મળે, અને સારાં ધર્માત્મા ખાનદાન કુટુંબમાં જન્મ મળતાં સર્વત્ર આવકાર મળે તે ઉંચગોત્ર છે.

અંતરાય—ઇચ્છા છતાં પાસે ધન હોય તોપણ દેવાય નહિ, માગવા જતાં ઇચ્છિત વસ્તુ મળે નહિ, વસ્તુ પાસે છતાં ભોગવાય નહિ, વારંવાર વસ્તુની ઇચ્છા થતાં અનુકુળ વસ્તુ પણ ઉપભોગમાં ન લેવાય, તેમ પગ અકડી જાય, દોડતાં થાક લાગે. કાર્ય કરી શકાય નહિ. તેપણ જાણીતું છે.

આ પ્રમાણે આઠ કર્મપ્રકૃતિના પેટાવિભાગ ૧૪૮ ૧૫૮ થાય છે, તેનું વર્ણન ૧ લા કર્મગ્રંથમાં છે, તેની સાથે ૨–૩–૪–૫ કર્મગ્રંથમાં તેનું વિસ્તારથી વર્ણન છે, તેમાંથી જણાશે કે દરેકની સ્થિતિ તે કાળમર્યાદા કેટલી છે, તથા તેનો ઉદય થતાં સુખદુઃખનો અનુભવ કેવા પ્રમાણમાં થાય છે, તથા તેનું પ્રદેશપણું કેટલું છે, જેમકે બાળકને સમજાવવા માટે લાડુનો દૃષ્ટાંત લઇએ, તો પ્રથમ પ્રકૃતિને અંગે વિચારતાં ગોળનો લાડુ ગરમી અને ખાંડનો લાડુ શરદી કરે, સ્થિતિ વિચારતાં કોઇ થોડા દિવસમાં

ગંધાઇ ઉઠે, કોઈ લાંબી મુદતસુધી પણ ગંધાય નહિં. રસને અંગે જેવી સાકરની ચાસણી કરી હોય તેવો સખ્ત કે નરમ રહે, અને તે પ્રમાણે સ્વાદ અનુભવાય પ્રદેશ તે વજન પ્રમાણ કે તે લાડુ શેરનો કે પાશેરનો છે.–

આ કર્મ કેમ બંધાય, કેમ ન બંધાય, બંધાયેલાંનો અનુભવ કેવો થશે, તે સમયે કેમ વર્ત્તવું, પાછી બુદ્ધિ શુદ્ધ કેમ થાય છે, તે બધું આમાં સમજાવ્યું છે, કર્મગ્રંથમાં ચારિત્રની મહત્વતા વિશેષ ન બતાવતાં દ્રવ્યાનુ યોગ છે, ત્યારે જૈન સિદ્ધાંતમાં દ્રવ્યાનુયોગ, કથાનુયોગ, ગણિતાનુ યોગ ચરણકરણાનુયોગ ચારે ઉચિત રીતે બતાવ્યાં છે.

## ચાર અનુયોગ.

દ્રવ્યાનુયોગમાં જીવ અજીવ અને તે બેનો કર્મ સંબંધ કેવો છે, તે જાણવા માટે પ્રજ્ઞાપના ભગવતી સૂત્ર વિગેરે જોવાં.

કથાનુયોગમાં ઉત્તરાધ્યયન તથો જ્ઞાતાસૂત્ર જોવાં.

ગણિતાનુયોગ સૂર્યપ્રજ્ઞપ્તિ વિગેરેમાં જ્યોતિષ મંડળની ગણતરીમાં જોવો. ચરણકરણાનુયોગમાં ચારિત્ર કેમ પાળવું, તે દશવૈકાલિક તથા આચારાંગસૂત્ર વિગેરે જોવાં.

## જૈન સિદ્ધાંતમાં પ્રવેશ કરવાના દરવાજા (દ્વારો)

જૈન સિદ્ધાંતમાં તત્વજ્ઞાન કેટલું સૂક્ષ્મ છે, કે અત્યાર સુધી વેદના પારંગામી મહર્ષિ વેદ વ્યાસજી જેવાને પણ

સમજવું મુશ્કેલ થયું છે, તો સામાન્યબુદ્ધિના બીજા મનુષ્યનું તો શું પૂછવું? તેથી તેવા બંધુ માટે થોડું લખીએ છીએ. કે તેઓ ચાર દ્વારો જુએ.

આને માટે અનુયોગદ્વાર નામનું સૂત્ર અલગ છે, ત્યાં જોવું અથવા સૂત્રના ટીકાકાર મહારાજ જેવા કે હરિભદ્ર સૂરિ, શીલાંકાચાર્ય જેવા મહાનપુરૂષે પ્રથમ અધ્યયનમાં કાંઈક અંશે તે દ્વારોનું વર્ણન કર્યું છે, તે જોવું. તે અહીં બતાવીએ છીએ.

ઉપક્રમ-તેનો અર્થ ગુજરાતીમાં ઉપાય છે, આ ઉપાય દરેક માણુસ રોગ આવતાં કે કષ્ટ વિઘ્ન આવતાં યોજીને દુ:ખ દૂર કરી સુખ મેળવે છે, તે પ્રમાણે શાસ્ત્રકાર પણ યોગ્યસમય આવે શિષ્યોનું લક્ષ્ય ખેંચી તેમને પાસે બેસાડી પદાર્થોનું રહસ્ય સમજાવવા પ્રારંભ કરે. તે ઉપક્રમ છે.

નિક્ષેપ-શિષ્યો પાસે બેઠા પછી તેમને વસ્તુનું ઓળખાણ કરાવવા નામસ્થાપના દ્રવ્ય અને ભાવ એમ ચાર અથવા તેથી વધારે વિભાગ પાડી વસ્તુને સ્થાપે. તે નિક્ષેપા છે, જેમકે કંઇપણ યંત્ર શોધવું હોય તો વિદ્વાન્ પોતાની બુદ્ધિ પહોંચાડી પ્રથમ યથાર્થ નામ પાડે. જેમકે વરાળયંત્ર (એનજીન) નામ છે, તે યુરોપથી મંગાવવું હોય કે તેને મોકલવું હોય તો નકશો ચિત્ર તયાર કરે, પછી તેના ભાગો ગોઠવે, અને પછી ચાલુ કરી તેનાથી કામ લે. તે અનુક્રમે

નામ સ્થાપના દ્રવ્ય અને ભાવ છે, આનિક્ષેપામાં અનેક પેટા વિભાગો છે.

અનુગમ—એટલે વસ્તુ સ્થાપ્યા પછી તેનું વ્યાખ્યાન કરે, કે આ સૂત્રમાં આટલો વિષય આ સંબંધી કહેવાશે, તેનો લાભ આ છે, એટલે તેનું વ્યાખ્યાન ત્રણ પ્રકારે થાય છે. એકતો શબ્દાર્થ માત્ર પછી નિર્યુક્તિ સહિત અને ત્રીજી વખતે સંપૂર્ણ, એટલે શિષ્યની બુદ્ધિ તીક્ષ્ણ હોય તે પ્રમાણે વિભાગ પાડી સમજાવાય છે. જેમ બાળ શિક્ષણ, યુવક શિક્ષણ, અને પૂર્ણ શિક્ષણ સ્કુલ હાઇસ્કુલ તથા કોલેજમાં અપાય છે.

નય—આ નયોનું વર્ણન જૈનશાસ્ત્રમાં વિસ્તારથી વર્ણવ્યું છે, નયનો અર્થ ગુજરાતીમાં અભિપ્રાય છે. એક માણસ અમુક કાળે અમુક અભિપ્રાય ધરાવે, અને સંજોગો બદલાતાં બીજો અભિપ્રાય ધરાવે, અથવા એકજ કાળે બંને જણા પોતાની બુદ્ધિને અનુસારે જુદા અભિપ્રાય ધરાવે, અને તે બધા સત્યવાદી પણ હોય છે, તેથી નવા માણસો ભ્રમમાં પડે, કે આમાં શું વિચારવું? કોને જુઠો કહેવો? કોને સાચો કહેવો? કોને હિતસ્વી કહેવો? કોને શત્રુ કહેવો? કોને માર્ગે ચાલવું? એટલે સત્યને ખાતર હિતને ખાતર પરોપકારને ખાતર પણ અભિપ્રાયોમાં ભેદ પડે છે, વર્ત્તમાનકાળે સહકાર અસહકાર કોન્સીલમાં જવું કે ન જવું એ એટલું બધું

જાણીતું થઈ પડયું છે કે એકજ વિદ્વાન્ એકજ વરસમાં બબે ત્રણ વાર આમતેમ ચક્રાવો ખાય છે. તેનું કારણ એ છે કે દરેક અભિપ્રાયમાં કાંઈ અશે હિતની માન્યતા છે, તેથી જૈન મતના સિદ્ધાંતો કહે છે કે તમે દરેકનું સાંભળો, તે ઉપર વિચાર કરો, પરસ્પર અનુચિત વચન ન બોલો, સમયાનુસાર પગલું ભરી સુબુદ્ધિની તીક્ષ્ણતાથી આગળ વધો, ઇષ્ટ સિદ્ધિ કરો.

આ પ્રમાણે અનંતજીવોના અનંતા અભિપ્રાયો સાંભળી કે અનેક વાદીઓના અનેક મંતવ્યો સાંભળી બીજા સામાન્યજીવો ગભરાઇ જાય, તેને ખાતર જૈનશાસ્ત્રમાં બે અને સાત ભેદ પાડયા છે. નિશ્ચય નય, અને વ્યવહાર નય.

દૃષ્ટાંત તરીકે. આત્મા એકલો આવ્યો એકલો જશે એકલો કરશે એકલો ભોગવશે માતાપિતા પુત્ર સ્ત્રી ધન ઘર ખેતર વિગેરે સઘળું મુકી જવાનું છે, સબંધ છટતાં વાર નથી. માટે આત્માએ તે બધાનો મોહ મુકી આત્મધ્યાનમાં રમણતા કરવી તે વેદાંતનો નિશ્ચય માર્ગ છે.

આત્માને માબાપે ઉછેર્યો પાળ્યો મોટો કર્યો સારૂં ભણાવ્યો તેમની ચાકરી કરવી. પરોપકારાર્થે બીજાનું કાર્ય કરવું એ વ્યવહાર છે. સારી શિક્ષા બોધ આપે તે ગુરૂ છે, સર્વે તત્ત્વોનું જ્ઞાન આપે તે દેવ છે, બીજાનું ભલું કરવાનું શીખવે તે ધર્મશાસ્ત્ર છે. એના ઉપર શ્રદ્ધા કરી સાધુ જીંદગી ગુજારવી કે સદ્ગૃહસ્થનું પવિત્રજીવન ગુજારવું તે વ્યવહારમત કે બોધનો ક્ષણિક વાદ છે.

પણ આ બંનેને એક સાથે ઉપયોગમાં લેવા, એટલે આત્મામાં આત્મા દઢ શ્રદ્ધા રાખવી, અને બહારથી ઉચિતવ્યવહાર રાખવો. તે સ્યાદવાદ જૈનમત છે. એટલે જેટલાં વચન છે, તે અપેક્ષાપૂર્વક સત્ય છે. અપેક્ષાવિના બોલવું તે વ્યર્થ છે, એટલે દુનિયાના બધા સાચા હિત કારક મતો નદીસમાન છે, અને જૈનદર્શન સમુદ્ર સમાન છે. કે જેમાં બધી નદીઓ પૂર સાથે આવે તોપણ તે બધાનો સમાવેશ પોતે વિનાસંકોચે કરી શકે છે.—

---

## સપ્ત ભંગીનું સ્વરૂપ.

એક વસ્તુ પોતાના સ્વરૂપે છે, પર (બીજા)ના સ્વરૂપે નથી, તથા તે સ્વરૂપે છે, અને પરરૂપે નથી, આ ત્રણ ભાંગા પ્રથમ નીચે બતાવ્યા છે.

સ્યાત્ અસ્તિ સોનું પોતાના ગુણોએ કરીને સોનું છે.

સ્યાત્ નાસ્તિ સોનું પીતળના ગુણોવાળું નથી.

સ્યાત્ અસ્તિ નાસ્તિ સોનું પોતાના ગુણોવાળું છે, પણ પીતળના ગુણોવાળું નથી. પછીના ચાર ભાંગા સ્યાત્ અવક્તવ્ય, સ્યાત્ અવ્યયનો ગુજરાતીમાં અર્થ કથંચિત્ કે કોઈ અંશે થાય છે, એટલે દરેક વસ્તુ અનેક ગુણોવાળી હોવાથી બોલ નારો એકજ ગુણનું વર્ણન કરી શકે, પણ તેથી સાંભળનારે

સમજવું જોઇએ કે બીજાપણ ગુણો તેમાં હશે, પણ સાથે બોલી શકાતા નથી, જરૂર પડે ક્રમેથી બોલી શકાય છે.

એજ પ્રમાણે અસ્તિ વિગેરે વચમાં મુકવાથી નીચલા ત્રણ ભાંગા થાય છ

સ્યાત્ અસ્તિ અવક્તવ્ય. એટલે એક વસ્તુના ગુણોમાંના એકનું વર્ણન કરતાં તે ગુણવર્ણવતાં પણ સંજોગોના કારણે તે પલટાઈ જાય, અથવા બોલનારને પોતાની ભૂલ માલમ પડતાં વિચાર બદલાય, તો તે સમયે સાંભળનારે ગભરાવું નહિ, કે આમ કેમ કરે છે, લડાઇમાં જીવ સટોસટના વખતે આવેલો માણુસ કેવો છે, તે વિચાર તેના કમાન્ડરને જ હોય છે, અમે તેના આધીન લશ્કરને રહેવું પડે છે, નહિ તો દગો થતાં ટુકડીઓ સપડાઇ જતાં હાર આવી પડે છે, બદનામી થાય છે, તેવીજ રીતે એક માણુસ વ્યાખ્યાન કરે, તે સમયે તેના અભિપ્રાયો એકજ વ્યાખ્યાનમાં બદલાતા હોય તોપણ તેનું પૂરૂં સાંભળ્યા પછીજ શંકા સમાધાન કરી શકાય છે.

સ્યાત્ નાસ્તિ અવક્તવ્ય ઉપરના ભાંગાથી આ ઉલટો છે, તેપણ બોલવો મુશ્કેલ છે, કે આવેલા માણુસો વિશ્વાસપાત્ર નથી. જો આગેવાન તે સમયે તેનું ન સાંભળે દગાખોર ધારી ડર રાખે તો લડાઈ ચાલુ રહેતાં બંને પક્ષના હજારો

માણસોની વ્યર્થ બરબાદી થાય. તે પ્રમાણે વ્યાખ્યાનદાતા ફગાખોરજ છે, માટે તેનું ન સાંભળવું, તેમ વચમાં ગરબડ ન કરવી. અથવા સાંભળનારે કોઈ વખત ધાંધલ કરી હોય તો મારે ન સંભળાવવું તેમ વકતાએ પણ કદાગ્રહ ન રાખવો.

स्यात अस्ति नास्ति अवक्तव्य.

આ છે, આ નથી, આ બંને પણ કોઈ અંશે બોલવા જેવા નથી; જેમકે કોઈના ભરોંસે વેપાર કર્યો, અને ગણતરી કરી કે આ વસ્તુમાં નફો મળશે, આમાં નહિ મળે, એમ ચોકસ ન માની લેવું કારણ કે સંજોગોના આધારે બદલાતું રહે છે, કેટલાક દુઃખમાં આપઘાત કરે છે, હતાશ થાય છે પણ તેમને ખબર નથી કે સૃષ્ટિમાં કંઇપણ બનવું તે સંજોગોના આધાર ઉપર છે. માટે ન શોક કરવો, ન આપઘાત કરવો, પણ ધૈર્ય ધારણ કરવું, તેજ પ્રમાણે સટ્ટા કરનારાઓ યુદ્ધ કરનારાઓ પોતાની બુદ્ધિથી ગણતરી કરી આમાં આમ નફો કે જીત મેળવીશું, અને આખા જગતને કબજે કરીશું, પણ તેમની બધી આશાઓ વ્યર્થ જાય છે, તેથી નફો મળતાં કે અનાયાસે જીત થતાં અહંકારી ન થવું, એક બાજુ જીત થશે બીજી બાજુ હાર થશે, એમ પણ ન કહેવું. આ રીતે આ સપ્તભંગી જગતને સમાન ભાવમાં લાવનાર મહા ઉત્તમ તત્ત્વ છતાં ન સમજાયાથી વેદાંત સૂત્રોમાં લખી દીધું કે न एकस्मिन्नसंभवात् એકમાં અનેક

વસ્તુ ન ઘટે, એમ કહી ખંડન કર્યું, પણ ભાગ્યેજ તેમને ખબર છે કે જૈનો એવા અજાણ્યા નથી કે અજવાળાને અંધારૂં કહે, પણ તેમનું તો કહેવું એ છે કે (૧) અજવાળું અજવાળાના રૂપમાં અજવાળું છે, પણ(૨)અજવાળું અંધારાના રૂપમાં નથી. (૩) તેમ ક્રમથી એમપણ કહેવાય કે બંને અનુક્રમે થાય, પ્રથમ અજવાળું અને પછી અંધારૂં. (૪) તથા કાંઇ અંશે અંધારૂં એમ પણ ન બોલવું, કારણ કે પૂર્ણ પ્રકાશમાં અંધારૂં ન પણ હોય, (૫) તેમ કાંઇ અંશે અંધારૂં છે, એ પણ બોલવું, કોઇ વખતે પૂરૂં અંધારૂં હોય, (૬) કોઇ અંશે અંધારૂં નથી. એમ ન બોલવું. તેવીજ રીતે (૭) કોઇ અંશે અંધારૂં કોઈ અંશે અજવાળું આવું બોલવું તેપણ એકદમ ન બોલી દેવાય, કારણ કે દરેક સંજોગો ઉપર આધાર રાખી અભિપ્રાય બદલાય છે. આ બધાનો પરમાર્થ આ છે કે એક વસ્તુમાં અનંતા ધર્મો અને ફેરફારો જ્ઞાની ભગવંતો કેવળજ્ઞાને જુવે છે, અને આપણી બુદ્ધિથી થોડા ઘણા જોઇએ છીએ, અને એક વસ્તુનાં અનેક રૂપ જોઇએ છીએ; રંગ રસ સ્પર્શ ગંધ અવાજ આ આંખ જીભ શરીરની ચામડી નાક અને કાનના અનુક્રમે વિષયો છે, એ વિષયો ક્ષણે ક્ષણે બદલાય છે, તેમ તેમ આપણા જ્ઞાનમાં પણ ભેદ પડે છે; તેથી જ્ઞાનના ભેદો પણ અનંતા છે, તે અનંતાજ્ઞાની કેવળીપ્રભુ છે, અને વિજ્ઞાનશાસ્ત્રીઓ યંત્રોદ્વારા વધારે વધારે ભેદો જુએ છે ઇથિરતત્વની કલ્પ

ના અને વીજળીના પ્રયોગો વિગેરે તથા નવી નવી શોધોથી જગત્ એટલે પશ્ચિમ આગળ વધે છે, અને પૂર્વ પાછળ હઠે છે, એટલે બૌધો ક્ષણુ વાદમાં વેદાંતી નિત્યવાદમાં મોજ માની બેઠા છે, જૈનશાસ્ત્ર તો એમ કહે છે, કે તમે સુબુદ્ધિ ખીલવી વિદ્યાનંદી બની વસ્તુના અનંતાગુણો પણ ખ્યાલ કરી તેનો સદુપયોગ કરો, પણ એ 'ન' ભૂલવું કે પશ્ચિમના જડવાદને એકાંત ન પ્રશંસતાં અંદરના આત્મતત્ત્વને ઓળખી નિર્મળ સદાચારનું ચારિત્ર પાળી પરોપકાર કરી કાંતો સાધુ જીવન ગુજારો, કે જેઆ સૂયગડાંગના બીજા અધ્યયનમાં ઋષભદેવે પોતાના પુત્રોને બતાવ્યું છે; તે પ્રમાણે તમે ક્લેશ ન કરો, બીજાની નિંદા ન કરો, પોતાના વખાણથી ખુશી ન થાઓ, બીજાના ભરોંસે ન બેસી રહો, તેમ બીજાના ગુણોને ભૂલી પણ ન જાઓ, પોતાના પુત્રો ઘર સ્ત્રી ઉપર મમત્વ ન રાખો, તેમ તમામ જીવોઉપર પ્રેમ રાખી તેનું ભલું ચાહો, તેમ તમારાં બચ્ચાંને પણ સંસ્કારી બનાવો, ગૃહસ્થજીવનને પ્રશંસો નહિ, તેમ સાધુજીવનમાં પ્રમાદીન બનો, વેષમાં સાધુપણું નથી, પણ સર્વ જીવ ઉપર સમાનભાવ ધારીને પરમાર્થ સાધો તે નિર્મળ વર્ત્તનમાં સાધુપણું છે, કોઇ પણ દેશ કોઇપણ જાતિ કોઈપણ ધર્મ કોઇ પણ મંતવ્યના અનુયાયી મનુષ્યનું બુરૂં ન ચાહો, તમારા આત્માને ક્લેશી ન કરો, તમારૂં જીવન ક્ષણવાદમાં હતાશ ન બનાવો, તમારા આત્માને નિત્યમાની પ્રમાદની ઉપેક્ષા

ન કરો, કુવ્યસનોથી કુસંગતિથી કુકર્મ કુબોધથી તમારૂં ભલું ન માનો, તમારૂં ભલું સુબોધ સુધર્મ સુસંગતિથી માનો,, એને માટે આની પૂર્વે છપાયેલો આચારાંગનો ૫ મો ભાગ જરૂર વાંચશો. કે સાધુજીવનનો અધ્યવસાય (વિચાર) થાય. સપ્તભંગી, બીજી રીતે—

એક વસ્તુમાં એક સમયે સાત વિભાગ પડે છે, તેનું સ્વરૂપ નીચે બતાવ્યું છે.

સ્યાત્ ( કોઇ અંશે ) અસ્તિ છે, જેમકે આ વાસણમાં દૂધ છે ( જયાં સુધી દૂધનું દહીં ન થાય ત્યાં સુધી દૂધ નામથી ઓળખાય. )

સ્યાત્ (કોઇ અંશે) નાસ્તિ નથી. જેમકે આ વાસણમાં દૂધ નથી (કારણ કે કંઈપણ ખટાશનો સંજોગ થતાં તે મળી જવાથી દહીં થઇ ગયું.)

સ્યાદસ્તિ નાસ્તિ ( કોઇ અંશે ) પદાર્થો છે, અને નથી. એટલે દરેક પદાર્થ સ્વસ્વરૂપે હમેશાં છે, પરસ્વરૂપે હમેશાં નથી એમ બંને અપેક્ષા રાખીને વિચારવું તે અથવા બરફ લાવી મુકતાં થોડાનું પાણી થયું, થોડો બરફ રહ્યો, તો કોઇપણ કહેશે કે બરફ છે પણ ખરો નથી પણ ખરો.

स्याद् अवव्यक्त 'કોઇ અંશે' આ બોલવું મુશ્કેલ છે, કારણકે ક્રમે બોલાય. એટલે અક્ષરો એકદમ બોલી ન શકાય, અથવા એટલા બધા પદાર્થો છે, કે આપણે વર્ણન કરતા પહેલાં તે પદાર્થો બદલાઇ જાય, અથવા આયુ પુરૂં થતાં પણ બધાન બોલાય,

स्यादस्ति अवक्तव्य. જ્યારે 'કાંઇ અંશે' એમ એકદમ બોલાતું નથી, તો 'કોઇ અંશે છે' એટલું પણ સાથે બોલી ન શકાય, કારણકે બધા પદાર્થો તેવા રહેતા નથી તે બતાવ્યું છે.

स्यान्नास्ति अवक्तव्य આ પણ નબોલાય કે તે 'કંઈ પણ અંશે પદાર્થ નથી' ( કોઇ અંશે પણ હોય ખરો. )

स्यादस्ति नास्ति अवक्तव्य. આ પણ ન બોલાય કે કોઇ અંશે બંને સાથે છે કે નથી."

આ સપ્તભંગી એટલા માટે છે, કે કોઇ આગ્રહથી એમ ન કહીદે કે 'છે જ' "નથીજ" છે કે નથીજ,' વ્યવહારથી ભલે બોલાય કેછે, કે નથી, પણ છેજ, નથીજ. ઘરમાંથી નીકળેલા માણુસને કોઈ પૂછે કે તમારા પિતા ઘેર છે ? તો ઉત્તર આપવો કે ઘેર હશે, કે છે, પણ એમ ન કહેવું કે છેજ. વખતે બહાર પણ નીકળી ગયા હોય, અથવા એક વસ્તુમાં અનંતા ગુણો કે ધર્મો રહ્યા

છે, તેમાં એકનું વર્ણન કરતાં બીજાને ગૌણ રાખે તો હરકત નહિ, પણ ઉડાવી દે તો અનુચિત ગણાય, જેમકે આકાશને નિત્ય માને, દીવાને અનિત્ય માને, તો ભૂલ છે, કારણકે અપેક્ષાએ આકાશ પણ અનિત્ય છે, જેમકે ઘટ જેટલી જગ્યા રોકે તે ઘટાકાશ અને પટ જેટલી રોકે તો પટાકાશ. પછી ભલે તે ઉપચારથી હોય, તેમ દીવો પણ અનિત્ય ન કહેવો, કારણકે પૂરતી સામગ્રી મળે અને વિરૂપ સંજોગ ન મળે તો દીવો ન પણ બુઝાય, તેમ દરેક વસ્તુ સ્વદ્રવ્ય રૂપે નિત્ય છે, અને પોતાના પર્યાયોની અપેક્ષાએ અનિત્ય છે જેમકે કોઈ માણસનું નામ બાદરમલ પડયું ત્યારથી બાદરમલ તરીકે રહયો, પણ બાળપણામાં કે જુવાનીમાં તે બાળક જુવાન કે પછી બૂઢો કહેવાયો.

## —બુદ્ધિગમ્ય પ્રશ્નો—

જ્ઞાન આત્માથી ભિન્ન કે અભિન્ન, આનો ઉત્તર આજ આપવો કે કોઇ અંશે ભિન્ન છે. જેમકે બુદ્ધિમાન માણસ જડ જેવો પણ વખતે થઇ જાય છે, જેમકે દારૂ પીતાં બેભાન થઈને મરેલા માફક રસ્તામાં પડે છે, તેનું ચોરાઇ જાય કે તે ચગદાઈ જાય તેની ખબર પણ તેને પડતી નથી તેમજ જ્ઞાન આત્માથી કોઇ અભિન્ન પણ છે, કે પાછો યોગ્ય ઉપચાર થવાથી નીશો ઉતરી જતાં સાવધ થઈ પશ્ચાત્તાપ કરે છે,

એટલે કેવળજ્ઞાની થયા પછી તેનું જ્ઞાન ઘટે વધે નહિ, પણ તે પહેલાં તો વધતું ઘટતું પ્રત્યક્ષ દેખાય છે.

તેવી રીતે કર્મ જડ આત્માથી ભિન્ન કે અભિન્ન ? તો ઉત્તર આપવો કે કોઇ અંશે ભિન્ન છે, કે યોગ્ય ઉપાયોથી કર્મો દૂર થઈ મોક્ષમાં આત્મા જાય છે, અને કોઇ અંશે અભિન્ન છે કે ઘણીએ વખત ઠપકા ખાઇને પણ માણસો કુકર્મ કરી જેલમાં જાય છે.

આ પ્રમાણે સૃષ્ટિ અનાદિ કે આદિ, પ્રલય થાય છે કે નહિ. તે દરેકમાં કોઈ અંશે કહેવું અર્થાત્ સ્યાત્ કથંચિત જોડવાથી સમજાશે, આના સંબંધમાં સ્યાદ્વાદ મંજરી ગુજરાતી કે સંસ્કૃત કે હિંદી ગમે તે વાંચવી જોઇએ અને તે વાંચવાથી એટલો આનંદ આવશે કે, તેનાં મૂળરૂ કાવ્યો મોઢે કરી લેવાનું મન થશે. આ સંબંધી કોઇપણ વિદ્વાન જૈન મુનિને પૂછવાથી ખુલાસો થશે, અથવા ભાષાંતરકારને લખવું. કે જાતે મળવું.

---

## સૃષ્ટિ કર્ત્તૃત્વવાદ,

અમારા કેટલાક ગંભીર વિચારના પરમ મિત્રો તો જૈનતત્ત્વ વાંચીને આનંદ માને છે, કેટલાક ઉપેક્ષા કરે છે, અને કેટલાક તો નાસ્તિક સાથે સરખાવતાં પણ ચૂકતા નથી, તે દરેક ભવ્યાત્માઓને હું પ્રાર્થના કરીશ, કે તેઓએ ક્ષણમાત્ર ન્યાયને ખાતરજ નીચલા પ્રશ્નનો ઉત્તર આપવો, કે બંને બાજુની વાત સાંભળીને ન્યયાધીશ પણ ન્યાય આપે છે, તો કોઇપણ ન્યાયનો કે તત્ત્વજ્ઞાનનો વખત આપે જૈનદર્શનનો કોઇપણગ્રંથ જોયો છે ? જોયો હોય તો તેમના અનેક ગ્રંથરત્નોપ્રચારના અભાવે એમને એમ ભંડારોમાં નિરૂપયોગી પડી રહ્યા, અને પશ્ચિમના વિદ્વાનો લાખો રૂપિયા આપીને લાગતા વળગતા પાસેથી લેઇ ગયા, ત્યાંથી સંશોધન થઈ છપાઇ અહીં આવે છે, તે ઘણું વિચારવા જેવું છે!

—:o:—

## જૈન દર્શન સાથે વાંધો.

જૈનો સષ્ટિકર્તા ઇશ્વર માનતા નથી, માટે તે નાસ્તિક છે, આટલો જો જૈનોનો અપરાધ હોય તો તે ક્ષમા કરવા જેવો છે, કારણકે બુદ્ધિગ્રાહ્યજ વચન મનાય છે, નિશાળમાં પણ મગજમાં ઠસે તેટલુંજ ભણાવાય, જે ઇશ્વ-

રને કોઈએ પણ ક્યાંય કશુંપણ કરતો જોયો હોય, એવું કોઇ પણ કહેતો હોય તો તે ભલે જાહેરમાં આવે, અમે તેની પાસે પણ તેનું સાંભળવા તૈયાર છીએ, પ્રત્યક્ષ પ્રમાણુથી તો સૌ ના પાડશે, કે તે અશક્ય છે, કારણુ કે તે વાત બનવી અશક્ય છે, તે અરૂપી છે, જ્યારે તે દેખાતો નથી ત્યારે કરતો તો ક્યાંથી દેખાય? અને અદૃશ્ય પણુ કરતો હોય તો અમે તેને કુદરત કહીએ તો શબ્દજ ફેર થયો, ભલે તમે કુદરતને ઇશ્વર કહો, અમને કે તમને તેથી પ્રેમ ઘટવાને બદલે વધવો જોઇએ. પાણી વોટર બંને શબ્દો જુદા છતાં અર્થોમાં ભેદ ન હોવાથી અંગ્રેજીવાળા અને ગુજરાતીવાળા લડતા નથી.

કોઇ કહેશે, અમે નથી જોયો, પણુ અમારા વડીલોએ ઇશ્વરઅવતાર બ્રહ્મા વિષ્ણુ મહેશ આદિને જોયા છે, તો બંધુઓ અમે પણુ એમ તો માનીએ છીએ કે તીર્થંકરો ઇશ્વરના અવતાર તો નહીં, પણુ ઈશ્વર સ્વરૂપે થવા નિર્મળ ચારિત્ર પાળી કેવળજ્ઞાન પામી મોક્ષમાં ગયા, અને અમને બોધ આપવા પોતાના શિષ્યોને ઉપદેશ પણુ આપતા ગયા, પછી તમે તેવા પવિત્ર પુરૂષોને બ્રહ્મા વિષ્ણુ મહેશ પેગંબર માનો તો પણુ વાંધા જેવું નથી.

કોઈ કહેશે કે નહિ, ઇશ્વર વિનાકશું બનતું નથી, કારણુ કે ઇટો વાસણુ ઘર બધું બનાવેલું છે, તેમ જગત્

પણ બનાવેલું છે, અને તે બનાવનારને ઇશ્વર માનવો જોઇએ, તેનો ઉત્તર એટલો છે કે, તમારૂં અનુમાન જેમ બુદ્ધિગ્રાહ્ય છે, તેમ અમારૂં પણ અનુમાન વિચારો કે તમારો ઉત્પાદક (બાપ) કોણ તે તમે દેશાવરમાં જંગલમાં બાળપણામાં મુકી દેવાયા હોતો ન જાણો, પણ તમે જ્યારે મોટા થઇ પરણ્યા ત્યારે તમારે પુત્ર થતાં ખાત્રી થશે કે, જેમ હું મારા છોકરાનો પિતા છું તેમ મારો પણ કોઇ બાપ હોવોજ જોઇએ, એ પ્રત્યક્ષ છે, તેથી તમે કોઇપણ કાળના પુરૂષને જોઇને અનુમાન વિચારી શકશો કે તેનો કોઈપણ બાપ હોવો જોઇએ, પણ તમે તે વખતે કહી દો, કે નહિ નહિ, સૃષ્ટિ રચતાં તો કોઈપણ બાપ (એટલે પુરૂષ જાતિ) હતો જ નહિ, ઇશ્વરે એમને એમ ઉત્પન્ન કર્યો, ત્યાંરે આ બુદ્ધિગ્રાહ્ય તમને ભલે લાગી જાય કારણ કે તમને ઇશ્વર ઉપર અત્યંત ભાવ છે, પણ મારા જેવા તર્કવાદીને તો એજ વિચાર આવે કે આ બુદ્ધિગ્રાહ્ય નથી, કારણ કે સર્વત્ર સ્ત્રી પુરૂષના સંયોગથી અમુકકાળે અમુક સંજોગે પુત્ર હાલ થાય છે, તેમ પૂર્વે પણ થતો. એટલે સ્વયં સૃષ્ટિ અનાદિ થઇ.

કોઇ કહેશે કે નહિ નહિ, ઇશ્વર સૃષ્ટિ રચે, ત્યારે સર્વશકિતમાન હોવાથી ગમે તેમ રચી શકે જેમ દેવતાઓ ગમે તે બનાવી દે, આમાં એટલુંજ પૂછવાનું છે, કે

ઇશ્વર સર્વશક્તિમાન સર્વજ્ઞ સર્વનો હિતકારક હતો તો પછી આ રચના કોના માટે કરી ? કારણકે પ્રયોજનેજ હરેક કાર્ય ડાહ્યો માણુસ કરે છે, અને પોતાના શોખ માટે કરી તો પછી તેનું ફળ જીવે શા માટે ભોગવવું, ઇશ્વરજ કાં ન ભોગવે, શૈતાનની કલ્પના કરવી, અને શૈતાનના ઉપર દોષ મુકવા, તે કરતાં શૈતાનને કર્મસ્વરૂપે માનવામાં શું હરકત છે ? અને ઇશ્વરને શૈતાનનો કરેલો માનવા કરતાં અનાદિ માનવામાં શું હરકત છે ?

## ઇશ્વરવાદ

ઈશ્વર છે, પણ તે એક કે અનેક, તે સર્વોપરી કે નહિ ઈત્યાદિ વાતો વિચારવાયોગ્ય છે, સૌ બંધુઓ બુદ્ધિ પ્રમાણે કલ્પના કરે, તેમાં કલેશને બદલે આનંદ માનવો જોઇએ, ઈશ્વર આપણને શું આપે છે, તે વિચારતાં તે કશું આપતો નથી, કારણ કે તે અનેક છે, જો એક હોત અને તે કંઇપણ આપતો હોત તો આટલા ભેદ પડત નહિ, સંધ્યા પ્રતિક્રમણ નીમાજ બંદગી બધા એકજ પર્યાયો છે, મંદિર ગીરજાઘર મસીદો મઠો વિગેરે બધાં એકજ ઇશ્વર માટે યોજાયાં છે, ત્યારે થોડો ઘણો ભેદ પડવાનું કારણ શું, મારામારીનું કારણ શું, જનોઇ સુન્નત બેપ્ટીઝમ શામાટે જોઇએ, ઇશ્વરને એટલી ઓછાશ શામાટે જોઇએ, તેથી

એમ સહેજે અનુમાન નીકળે છે, કે એક ઇશ્વર નથી અનેક ઇશ્વર છે, કે તે હરેકને જુદા જુદા ભાવો ઉત્પન્ન કરી લઢાવે છે ! અને જો તેમાં તેનો સ્વાર્થ ન હોય તો આ લડાવવામાં ફ્રાયદો શું છે ? આ બધું વિચારવામાં મુંઝવણ પડે તો એમજ કાં માની ન લેવું, કે આ બધું કર્ત્તત્વરચના અને ઇશ્વરનું જ્ઞાન આપણે સમજ્યાવિના જ લડી મરીએ છીએ ! કારણ કે ઇશ્વર એક સંપૂર્ણ દયાળુ સર્વજ્ઞ હોય તો તેના માનની ખાતર આપણે બધાએ કાં એકતાથી ન રહેવું જોઇયે ! એક તળાવ હોય કે અનેક હોય, એક વૃક્ષ હોય કે અનેક હોય, પણ જો તે સર્વોપયોગી હોય તો શામાટે બધે મળીને વહેંચીને શા માટે સરખો લાભ ન લેવો ! જ્યાં ભેદ છે, ત્યાં ખેદ છે, જયાં સમાનભાવ છે ત્યાં પ્રેમભાવ છે, જ્યાં સ્નેહદૃષ્ટિ છે, ત્યાં અમૃતવૃષ્ટિ છે, ઇશ્વર જૈનોના માનવા પ્રમાણે જે જીવો મોક્ષમાં ગયા તે બધા ઇશ્વર છે, પણ ભેદ એટલો છે કે હવે તેમને આપણી સાથે કોઇપણ જાતનો સંબંધ નથી. ભક્તિ કરો તો કંઇ આપે નહિ, નિંદા કરો તો શિક્ષા ન કરે, ફ્કત નિર્મળ સ્વરૂપે જ્ઞાનસ્વરૂપ અખંડ અનંતજ્ઞાન પ્રકાશવડે સઘળું જોઇ રહ્યા છે, આપણી માફક તેને જન્મ જરા મરણ રોગ શોક શરીર પુત્ર પુત્રી કે પ્રધાન કે નોકર ચાકર કશું નથી, પણ હાલની લોકમાં ઇશ્વર સંબંધી જે કલ્પનાઓ છે, તે

કોઇ અંશે સત્ય હોય, તોપણ તે ઇશ્વરથી કાંઇક અંશે બીજે દરજ્જે માની શકાય, તે સુર અસુર નામના સ્વર્ગના દેવો છે, જેમાં લૌકિક સઘળા દેવ સમાઇ જાય છે, એટલે જૈનોના માનવા પ્રમાણે મુખ્ય ઇશ્વર તો સિદ્ધ સ્થાનમાં ગયેલા નિર્મળ ભાવે રહેલા સર્વગુણસંપન્ન સર્વ જીવ પરસમાન દૃષ્ટિ રાખનાર પરમેશ્વર પરમાત્મા છે, તેનું ધ્યાન કરી તેમના જેવું પરમ પવિત્રપદ મેળવવા આપણો આ બધો પ્રયાસ છે,

ઠાકરવાડા જૈનધર્મશાળા.
સભા પાલણપુર.
માગસર સુદ ૧૦ બુધવાર.

મુનિ માણેક



# અનુક્રમણિકા.



## અધ્યયન બીજું.

# સૂયગડાંગસૂત્રનું શુદ્ધિપત્ર.

| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૯ | | ( ) સ્ર્ંગહ | (૨) સંગ્રહ |
| | ૧૫ | છોડે | આદરે |
| ૧૧ | ૨ | कुव्वे | दव्वे |
| ૧૨ | ૨ | નિ. ૧ | નિ. ૪ |
| | ૧૨ | ય | થાય |
| ૧૩ | ૧૨ | કતે | કને |
| ૧૯ | ૨ | પાડીત | પાડીને |
| ૨૦ | ૧૬ | च | य |
| ૨૧ | ૧૯ | કરણું | કરણુ |
| ૨૨ | ૧૪ | રચન | રચના |
| | ૧૭ | શુદ્ધ | શુભ |
| ૨૪ | ૧ | બતાવ્યું | બનાવ્યુ |
| ૩૧ | ૪ | ण होज्ज न र प सु | ण र पसु होज्ज |
| | ૧૭ | ઓ | ઓ સંબંધી |
| ૩૪ | ૧૩ | ઉન્ટ | ઉન |
| ૩૭ | ૩. ૪. | અપેક્ષાઓ | અપેક્ષાએ |
| | ૬ | બ્પો | બ્યો |
| | ૧૪ | નાર | તાર |
| ૩૯ | ૯ | શ્રી | શ્રી કહે છે, |
| ૪૬ | ૧૪ | કસને | કસન |
| ૪૭ | ૬ | ह | ह्र |

| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| | ૭ | સુધી | સુધી |
| ૪૮ | ૧૦ | तथा च | तथाच— |
| ૫૦ | ૧૫ | र्वं | र्वं |
| | ૧૭ | मेव | मेवं |
| ૫૩ | ૬ | વા | વાં |
| ૫૪ | ૧ | આવૃક | આ વૃક |
| | ૧૬ | प | प प |
| ૫૬ | ૧૩ | વેગ શબ્દ | વેગ નામે |
| ૬૩ | ૨૧ | ( પાચન | ( પાચન ) |
| ૬૬ | ૧ | ક્ષ | ક્ષ રીતે |
| | | માનનું | માનના |
| | | પણું | પણાને |
| ૬૮–૭૦ | ૧૧–૧૧ | છે. છે. | છે, છે, |
| ૭૧ | ૮ | તેો | તેવો |
| | ૧૮ | તે | તે અનાદિ |
| ૭૨ | ૧૩ | માં | માં છે. |
| ૭૩ | ૧૪ | घूरे | दूरे |
| ૭૪ | ૫ | ति | त्ति |
| ૭૭ | ૬ | म्भ. म्भ | भ्यो, भ्यः |
| | ૧૯ | ण्णे न | ण्णे वा |
| ૭૮ | ૧૩ | કશું | કંઇ |
| | ૧૬ | કાર, | કાર |

| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| | ૨૦ | બાળ | રહી બાળ |
| | ૨૧ | વિજ્ઞાન | વિજ્ઞાન— |
| ૮૧ | ૩ | સ્પદ | સ્પંદ |
| | ૧૨ | ક્ર | ક્રે |
| ૮૩ | ૧૪ | પેઠે | પેઠે, |
| | ૨૧ | પેર્વ | પૂર્વ |
| ૮૫ | ૧૩ | તથા | તમા |
| | ૨૧ | ત્ | ત |
| ૮૮ | ૫ | નિ | તિ |
| ૯૭ | ૧૭ | વડે | વડે, |
| ૯૯ | ૨૨ | ॥ ૧ ॥ | ॥ ૧૮ ॥ |
| ૧૦૦ | ૧ | ત્રુ | ત્રુ. |
| ૧૦૪ | ૬ | છે ? કે | છે ? |
| ૧૦૬ | ૧૭ | વિ: | વિ |
| ૧૧૫ | ૨ | થી | થીમ રીતે |
| | ૧૭ | વ | વ કર્મ આદિ |
| ૧૧૮ | ૧૩ | ની | નિ |
| ૧૨૦ | ૧૫ | કમ | કર્મ |
| ૧૨૨ | ૨૨ | છે, | છે. વળી |
| | | તેમનું મૂઢપણું બતાવે | છે, |
| ૧૨૭ | ૮ | ડે | વડે |
| ૧૩૦ | ૧૫ | અં | ઇં |

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૩૨ | ૧૧ | મ | માં |
| ૧૩૩ | ૨૦ | તે | તેનાં |
| ૧૩૪ | ૧ | ज् | ज्ञु |
| | ૨ | ह् | हैं |
| ૧૩૫ | ૧૦ | તે | તેમ |
| ૧૩૯ | ૫ | ળ | વળ |
| ૧૪૦ | ૧૪ | ત્રણ | ત્રણપૂરાં |
| ૧૪૧ | ૩ | म्भ | ठ्भ |
| ૧૪૨ | ૧૬ | शुद्धा | शुद्धया |
| ૧૪૯ | ૨૦ | ટા–તેમાં | ટા–માં |
| ૧૫૧ | ૮ | યું | વ્યું |
| ૧૫૫ | ૨૧ | તા | ના |
| ૧૫૭ | ૧૯ | म्भ | म्भ |
| ૧૬૪ | ૧૩ | છે | છે, फरी |
| | ૨૦ | ष | क्ष |
| ૧૬૮ | ૧૫ | पात | पक्षपात |
| ૧૭૩ | ૬ | કમણુ | કરણુ |
| | ૨૦ | પો | પોતે |
| ૧૭૪ | ૨૨ | એ | એમ |
| ૧૭૭ | ૪ | છે, | છે, પણુ |
| ૧૮૨ | ૧૭ | ણુ | પણુ |
| ૧૮૩ | ૧ | स | सं |

| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૮૭ | ૧૧–૨૦–૨૧ | ठव. य. य. | ठवं यं. यं. |
| ૧૮૮ | ૭–૮ | न–ड | नै–द्र |
| ૧૮૯ | ૨૦–૨૧ | `–હુવો | द्वे–ક્હેવો |
| ૧૯૦ | ૧–૫–૭ | स–` ` | सं–द्वे–द्वे |
| ૧૯૧ | ૬ | य | र्यं |
| ૧૯૨ | ૧૮ | स्थ | स्य |
| ૧૯૫ | ૨ | खलंश्रृं | श्रृंखलं |
| ૨૦૧ | ૧૧ | समं | संमं |
| ૨૦૯ | ૧૦ | ध | धृ |
| ૨૧૪ | ૧૧ | અથવા | ... |
| ૨૧૮ | ૧૭ | भगे | भंगे |
| ૨૧૯ | ૧૦ | जि | जी |
| ૨૨૪ | ૧૮ | લીધા | લીધા પછી |
| | | ને પછી | ને |
| ૨૩૭ | ૨ | ક્રત | કૃત. |
| ૨૪૦ | ૧૫ | શ્ર | શ્રે. |

॥ ॐ नमो वीतरागाय ॥

# श्रीमत् सूत्रकृताङ्ग.

[ શ્રી સૂત્રકૃતાંગ (સૂયગડાંગ ) સૂત્રનું શીલાંકાચાર્ય
કૃત ટીકાને આધારે ]

## ભાષાંતર.

[ મોહનમુનિ ચરણે નમું, હર્ષ પન્યાસ તથાય,
પાર્શ્વનાથ પસાયથી, ભાષાંતર શુભ થાય. ]

## ટીકાકારનું મંગલાચરણ.

स्वपरसमयार्थसूचकमनंन्तगमपर्ययार्थगुणकलितम् ।
सूत्रकृतमङ्गमतुलं, विवृणोमि जिनान् नमस्कृत्य ॥१॥

જૈનમત અને જૈનેતરમતમાં વર્ણવેલા પદાર્થોનું સૂચન કરનાર, અનન્તગમ ( સરખાપાઠના અલાવા) તથા પર્યાયાર્થ ( એકજ અર્થમાં વપરાતા જુદા જુદા શબ્દો ) ગુણોથી શોભાયમાન, જેની તુલના ન થઈ શકે એવું, સૂત્રકૃતાંગ નામનું જે સૂત્ર છે, તેનું વિવરણ ( વિસ્તારથી સમજ) જીનેશ્વરોને નમસ્કાર કરીને કરૂંછું.

## વસંતતિલકા વૃત્ત.

व्याख्यातुमङ्गमिह यद्यपि सूरिमुख्यै-
र्भक्त्या तथापि विवरीतुमहं यतिष्ये ।
किं पक्षिराजगतमित्यवगम्य सम्यक्
तेनैव वाञ्छति पथा शलभो न गंतुम् ? ॥ २ ॥

આ સૂત્રકૃતાંગ સૂત્રનું વિવરણ ( મારા પહેલાં ) બીજા ધુરંધર આચાર્યોએ જો કે કરેલું છે, તો પણ તેપરની ભક્તિથી હું પણ વિવરણ કરવા પ્રયાસ કરીશ; પક્ષીરાજ ( ગરૂડ ) કોઈ સારા માર્ગે ગયેલ જાણીને શું તેજ રસ્તે જવાને પતંગીઉં નથી ઇચ્છતું ?

ये मय्यवज्ञां* व्यधुरिद्धबोधा,
जानन्ति ते किञ्चन तानपास्य ॥
मत्तोपि यो मन्दमतिस्तथाऽर्थी,
तस्योपकाराय ममैष यत्नः ॥ ३ ॥

વિશેષ બોધવાળા જેઓ મારી કૃતિને અવગણે છે. તેઓ કાંઈક શાસ્ત્ર રહસ્ય જાણે છે. તેઓને છોડીને, જેઓ

---

*ટીકાકારના આ શ્લોકથી સમજાય છે કે બીજા મહાન્ આ-ચાર્યોની આ પૂર્વે ઘણી ટીકાઓ હતી.

મારાથી પણ મંદબુદ્ધિવાળા તથા ગરજાઉ (ખપવાળા) છે. તેઓના ઉપકાર માટેજ મારો આ યત્ન છે.

## इहापसदसंसार.

આ અસાર સંસારમાં ખૂચેલા ભવ્ય જીવોએ અતિ દુર્લભ મનુષ્યપણું, ઉત્તમ કુળમાં જન્મ, પાંચ ઇંદ્રિય, તથા બીજી અનુકૂળ સામગ્રી અને જીનેશ્વરનું શાસન (ધર્મ) પામીને સમગ્ર કર્મોનો જડમૂળથી નાશ કરવાને માટે ઉદ્યમી થવું જોઇએ.

કર્મનો સંપૂર્ણનાશ યોગ્ય વિવેકના ઉપર આધાર રાખે છે. અને નિર્મળ વિવેક આપ્ત (પ્રમાણિક) પુરૂષના ઉપદેશ વિના થતો નથી. સંપૂર્ણ દોષોનો જેણે નાશ કર્યો છે તે આપ્ત પુરૂષ કહેવાય છે. આ આપ્ત પુરૂષ તે અર્હન્ દેવજ છે. એટલા માટે તેમના ઉપદેશેલા આગમનું જ્ઞાન મેળવવા યત્ન કરવો જોઇએ. તે આગમ દ્વાદશાંગ એટલે આચારાંગાદિ બાર અંગનો સમુહ છે. આ દ્વાદશાંગીની પણ વર્તમાનકાળના સામાન્ય બુદ્ધિના જીવોના ઉપર પરમ દયાની બુદ્ધિથી આર્યરક્ષિત-આચાર્ય મહારાજે ચરણકરણ, દ્રવ્ય, ધર્મકથા, અને ગણિતાનુયોગ એમ ચાર ભેદે વ્યવસ્થા કરી. તેમાંનું પ્રથમાંગ આચારાંગ સૂત્ર ચરણકરણ-અનુયોગવાળું વિશેષે કરી રચીને, હવે કરવી જોઇતી દ્રવ્યાનુ

યોગના વિષયવાળા સૂત્રકૃતાંગ નામક બીજા અંગની વ્યાખ્યા આરંભાય છે.

પ્ર૦–અર્થનું શાસન કરતું હોવાથી આ શાસ્ત્ર છે, તો શાસ્ત્રના તમામ વિઘ્ન સમૂહ નાશ કરવા માટે પહેલું મંગળ જોઇએ, ભણેલું સૂત્ર ઘણોકાળ યાદ રહે માટે મધ્ય મંગળ જોઇએ અને શિષ્ય પ્રશિષ્ય પરંપરા એક સરખું કાયમ રહે માટે છેવટ મંગળ જોઇએ. તે ત્રણ મંગળો અહીં કેમ દેખાતાં નથી?

ઉ૦–તમારૂં કહેવું સત્ય છે. મંગળ ઈષ્ટ દેવતાના નમસ્કારરૂપ હોય છે આ સૂત્રના ઉત્પાદક પોતે સર્વંજ્ઞ છે. તે પોતે પરમાત્મ સ્વરૂપ હોવાથી તેને બીજો નમવા યોગ્ય નથી. તેથી તેઓને મંગળ કરવાની જરૂરત નથી. એટલા માટે મંગળ કહ્યું નથી. વળી ગણધર ભગવંતોને પણ તે તીર્થંકરનું વચનજ ગોઠવવાનું હોવાથી મંગળની જરૂર નથી અને આપણા સામાન્ય આચાર્યાદિને તો આ આખું શાસ્ત્રજ મંગળ છે. અથવા નિર્યુક્તિકાર ભગવાનજ અત્રે ભાવમંગળ કહેવા ઇચ્છતા કહે છે.—

## મંગલાદિ ચતુષ્ટય.

तित्थयरे य जिणवरे सुत्तकरे गणहरे य नमिउणं;
सूयगडस्स भगवओ, णिज्जुत्ति कित्तइस्सामि ॥ १ ॥ नि

આમાં પૂર્વની અર્ધી ગાથા વડે ભાવ મંગળ કહ્યું, અને પાછલી અડધી વડે ભણનારનું લક્ષ્ય ખેંચવા વાસ્તે પ્રયોજનાદિ ત્રણ બતાવ્યાં. કહ્યું છે કે—

" उक्तार्थं ज्ञातसंबन्धं, श्रोतुं श्रोता प्रवर्तते ।
शास्त्रादौ, तेन वक्तव्यः सम्बन्धः सप्रयोजनः ॥४॥

જાણીતા સંબંધવાળા કહેલા વિષયને સાંભળવાને સાંભળનાર યત્ન કરે છે, તેટલા માટે શાસ્ત્રના પ્રારંભમાં પ્રયોજન સાથે સંબંધને કહેવો જોઇએ, તે કહે છે.

તેમાં "સૂત્રકૃતાંગની" આ કહેવાનું પદ છે, નિર્યુક્તિને કહીશ એ પ્રયોજન પદ છે, અને મુખ્ય છેવટનું પ્રયોજન ( કહેનાર સાંભળનારને ) મોક્ષ પ્રાપ્તિ છે. અને સંબંધ તો પ્રયોજન પદ વડે કરી અનુમાન કરવા યોગ્ય (સમજવાનો ) છે, એટલા માટે જુદો કહ્યો નથી; કહ્યું છે કે.

शास्त्रं प्रयोजनं चेति, सम्बन्धस्याश्रयावुभौ;
तदुक्त्यन्तर्गतस्तस्माद्भिन्नो नोक्तः प्रयोजनात् ॥५॥

શાસ્ત્ર અને પ્રયોજન બન્ને સંબંધનાં આશ્રય છે, તેનું કહેવાનું અંતરમાં સમાઇ ગયું છે તેથી પ્રયોજનથી જુદો તેને સમજાવ્યો નથી. આ સમુદાય અર્થ કહ્યો, અને હવે અવયવ (પદેપદ)નો અર્થ કહીએ છીએ.

દ્રવ્ય અને ભાવ એવા તીર્થના બે ભેદ છે. તેમાં "દ્રવ્ય-તીર્થ' નદી વિગેરેમાં ઉતરવાના માર્ગ રૂપ છે. અને "ભાવ તીર્થ" તે "સમ્યગ્ દર્શન જ્ઞાન ચારિત્રનો સમુદાય" તે ત્રણ સંસાર સમુદ્રથી ઉતારવા સમર્થ છે અથવા એ ત્રણને ધારણ કરનાર આધારરૂપ (શ્રી ચતુર્વિધ) સંઘ છે. અને તે બધામાં મુખ્ય પહેલા ગણધર ભગવંત છે. (જે સૂત્રોની રચના કરે છે.)

ઉપર કહેલ ભાવતીર્થને કરનારા તીર્થંકર પ્રભુને નમીને (આ ભદ્રબાહુસ્વામી કહે છે) 'કહીશ'—

તેમાં જૈનેતરમાં પણ તીર્થંકરત્વનો કોઈ સંભવ કરે તે સંભવને હઠાવા માટે ખુલાસો કરે છે–કે બીજા ધર્મોપદેશ-કોને તીર્થંકર ન કહેવા. કારણ કે જિનવર વિશેષણ બીજે ઘટતું નથી, તે અહીં ઘટે છે.

જે રાગદ્વેષ મોહને જીતે તે જીન, આવા જીન સામાન્ય કેવળી પણ કહેવાય, તેથી તેના નિષેધ માટે "વર" પ્રધાન એટલે જે ચોત્રીશ અતિશય યુક્ત છે તેને નમીને એમ કહ્યું. આ જીનવરને નમસ્કાર કરવાનું કારણ એ છે કે તેઓ (આપણાથી લોકોત્તર ધર્મ–ન સમજાય તેવા) આગમના રહસ્યના ઉપદેષ્ટા હોવાથી ઉપકારી છે. અહીં વિશિષ્ટ–જીન સાથે વર વિશેષણ લગાવવાનું કારણ આ શાસ્ત્રનું ગૌરવ (પ્રધાનપણું) બતાવવાનું છે. કારણ કે શાસ્ત્ર રચનારના પ્રાધા-ન્યપણાથી શાસ્ત્રનું પણ પ્રધાનપણું છે.

જે અર્થનું સૂચન કરે છે તે સૂત્ર—તેના કરનારા તે સૂત્રકારો. તેવા સ્વયંબુદ્ધ વિગેરે પણ હોય, તેથી તેમના નિષેધ માટે, "ગણધર" મુકયું, અહીં, સામાન્ય આચાર્યોને પણ ગણધર કહે છે, છતાં પણ મૂળ ગાથામાં તીર્થંકરને નમસ્કાર કર્યા પછી તુર્ત ગણધર લીધા તેથી બીજા સામાન્ય આચાર્ય ન લેતાં ફકત ગૌતમ ઇંદ્રભૂતિ વિગેરે મહાવીર પ્રભુનાજ ૧૧ ગણધર (ગણતરીમાં) લેવા. (પહેલો ચકાર તે સિદ્ધ વિગેરેનું ઉપલક્ષણ કરવા માટે છે. બીજો ચકાર પદોને જોડવા માટે છે. કત્વા પ્રત્યય બીજી ક્રિયાની અપેક્ષા રાખતો હોવાથી તે કહે છે) સ્વ અને પર બંનેના સમય (સિદ્ધાંત)નું સુચન જેના વડે કરાયું તે "સૂત્ર કૃત" સૂયગડાંગ સૂત્ર તે ગંભીર અર્થવાળું હોવાથી "ભગવાન્" એવું વિશેષણ સૂત્રને આપ્યું, અને તેથી આ સૂત્ર સર્વજ્ઞનું કહેલું છે. તે પણ બતાવ્યું.

યોજન કરવું તે યુક્તિ, એટલે અર્થની ઘટના, તે નિશ્ચયથી અથવા વિશેષે કરીને જે યુક્તિ કરાય તે નિર્યુક્તિ, સમ્યગ્ અર્થને ખુલ્લો કરવો તે.

અથવા નિર્યુક્ત સૂત્રમાં જ પરસ્પર સંબંધ રાખનારા અર્થોનું રહસ્ય પ્રકટ કરવું તે નિર્યુક્તિ--(આમાં યુક્ત શબ્દનો લોપ થયો છે.) આ સૂત્રકૃતાંગની નિર્યુક્તિને કહીશ, એના વડે ઉપક્રમદ્વાર કહ્યું. તે જ અહીં અપસદ વિગેરે

પદવડે થોડું કહ્યું. (પૃષ્ઠ ૩) ત્યારબાદ નિક્ષેપ. તે નિક્ષેપ ત્રણ પ્રકારનો છે. તે આ પ્રકારે; ૧ ઓઘનિષ્પન્ન ૨ નામનિષ્પન્ન, ૩ સૂત્રાલાપક નિષ્પન્ન, તેમાં પહેલા ઓઘનિષ્પન્ન નિક્ષેપમાં આ "અંગ" પોતે છે, બીજા નામ નિક્ષેપમાં "સૂત્રકૃત" છે. ( ત્રીજો સૂત્રનો આલાવો કહેતાં કહેશે. )

તેમાં તત્ત્વ ભેદ પર્યાયો વડે વ્યાખ્યા થાય, તેથી "પર્યાય" બતાવવા માટે નિર્યુક્તિકાર કહે છે.

सूयगडं अंगाणं, बितियं तस्स य इमाणि नामाणि ।
सूतगडं सुत्तकडं, सूयगडं चेव गोण्णाइं ॥ २ ॥ (नि)

અંગોમાં આ "સૂત્રકૃત" બીજું છે, તેનાં આ એક અર્થવાળાં નામો છે. (૧) સૂત એટલે અર્થરૂપે તીર્થંકરોથી ઉત્પન્ન થયેલું, તેને ગણધરોએ ગ્રંથરચનાવડે કર્યું, તે પ્રથમ સૂતકૃત (સૂતગડ); (૨) "સૂત્રકૃત" એટલે સૂત્રાનુસારે જેમાં તત્ત્વનો અવબોધ ( બોધ ) કરાય તે તથા (૩) "સૂચાકૃત" એટલે સ્વપર સમયનું અર્થ સૂચન તે સૂચા, જેમાં કરી છે તે. આ ત્રણે નામો આનાં ગુણોથી ઉત્પન્ન થયાં છે. હવે સૂત્ર કૃત, એ બે પદોના નિક્ષેપનો વિષય કહે છે—

दव्वं तु पोण्डयादी, भावे सुत्तमिह सूयगं नाणं ।
सण्णा संगह वित्ते, जाति णिबद्धे य कत्थादी ॥३॥ (नि)

નામ સ્થાપના નિક્ષેપ સુગમ હોવાથી છોડી દઇને "દ્રવ્યસૂત્ર" બતાવે છે. દ્રવ્યસૂત્રઃ-પોંડગ એટલે વનીફળ (કાલાં)થી ઉત્પન્ન થયેલા કપાસનું "રૂ" જાણવું, આદિશબ્દથી અંડજ ( રેશમ ) વાલજ ( ઉન) વિગેરે લેવાં.

## ભાવસૂત્રઃ—

પણ ભાવસૂત્ર તો અહીં આ અધિકારમાં "સૂચક જ્ઞાન." તે શ્રુતજ્ઞાન છે, તેનુંજ સ્વપરના અર્થનું સૂચનપણું છે. સૂત્ર ચાર પ્રકારનું છે. (૧) સંજ્ઞાસૂત્ર, (૨) સંગ્રહ સૂત્ર, ૩ વૃત્ત-નિબદ્ધં (૪) જાતિનિબદ્ધં.

## સંજ્ઞાસૂત્રઃ—

આ સંકેત પૂર્વક રચેલું છે; જેમકે—

" जे छेए सागारियं न सेवे, सव्वामगंधं परिण्णाय ॥ णिरामगंधो परिव्वए ।

જે ડાહ્યો છે તે સ્ત્રીસંગ ત્યાગ કરે, બધા આમગંધને જાણીને નિરામગંધને છોડે. વિગેરે.

તથા લોકમાં પણ પુદગલો, સંસ્કાર, ક્ષેત્રજ્ઞ વિગેરે.

## સંગ્રહસૂત્રઃ—

જેમ પુષ્કળ અર્થને સંગ્રહ કરતું હોય તે, જેમકે

દ્રવ્ય એમ સૂચવતાં સમસ્ત ધર્માધર્મ આકાશાદિ છએ દ્રવ્યનો સંગ્રહ લેવાય છે—

અથવા ઉત્પાદ વ્યય ધ્રૌવ્ય સહિત હોય તે " સત્ "

वृत्तनिबद्धसूत्रं—

આ અનેક वृत्त જાતિ ( કાવ્ય ) વડે રચેલું હોય છે જેમકે बुज्झिज्जत्ति तिउट्टिज्जेत्यादि. સમજે, તોડે, વિગેરે.

## जाति निबद्धं.

આ સૂત્ર ચાર પ્રકારે છે, (૧) કથનીય, ( કથાવાળું ) એટલે જે કહેવાનું છે, તે ઉત્તરાધ્યયન તથા જ્ઞાતાસૂત્ર વિગેરે. ( કારણકે તેમાં પ્રાય પૂર્વ ઋષિઓની રચેલી કથાઓ છે-)

(૨) ગદ્ય એટલે " બ્રહ્મચર્યાધ્યયન " વિગેરે,

(૩) પદ્ય એટલે છંદોવાળું.(ભૂજંગી દુહા ચોપાઇ વિગેરે).

(૪) ગેયં, જે સ્વરસંચારવડે, પ્રાયં ગીતિ છંદ વડે રચેલું જેમકે કાપિલીય અધ્યયન-(ઉત્તરાધ્યયનનું આ એક અધ્યયન છે)

" अधुवे असासयंमि संसारंमि दुक्खपउराए ।

" અધ્રુવ અશાસ્વત દુઃખથી ભરપૂર એવા સંસારમાં ". હવે " કૃત " પદનો નિક્ષેપો કહેવા નિર્યુક્તિની ગાથા કહે છે—

**करणं च कारओ य, कडं च तिण्हंपि छक्कनिक्खेवो;**
**दव्वे खित्ते काले, भावेण उ कारओ जीवो ॥ ४ ॥(नि)**

અહીં કૃત એટલે એણે કર્મ બાંધ્યું, કારણકે કર્મ કર્યા વિના બંધાતું નથી, મતલબ કે કર્તાનો અને કરણના ધાતુના અર્થનો આક્ષેપ છે. મૂળ ગાથામાં કરણ, કારક અને કૃત એ ત્રણ શબ્દ છે તે ત્રણેના જુદા જુદા નામ સ્થાપના વિગેરે છ છ નિક્ષેપા થાય છે. તેમાં પાછલી અડધી ગાથા વડે ટુંકાણમાં સમજવાનું હોવાથી કરણ શબ્દને છોડીને ફક્ત કારક શબ્દનાજ નિક્ષેપા કહે છે, નામ સ્થાપના પ્રસિદ્ધ હોવાથી તેને છોડીને દ્રવ્યાદિક નિક્ષેપા બતાવે છે. (૧) પ્રથમ દ્રવ્ય વિષયમાં કારક ચિંતવવો તે દ્રવ્યનો, દ્રવ્યવડે, અથવા દ્રવ્ય સ્વરૂપ જ કારક તે દ્રવ્ય કારક છે, (૨) ક્ષેત્ર-કારક તે ભરતક્ષેત્ર વિગેરેમાં જે કારક, અથવા જે ક્ષેત્રમાં કારકનું વ્યાખ્યાન કરાય, તે ક્ષેત્રકારક છે. (૩) તે પ્રમાણે કાળકારકની પણ યોજના કરવી (જે કાળમાં કોઈ કરે તે કાળકારક અથવા જે કાળમાં કારકનું વ્યાખ્યાન થાય તે કાળકારક છે)

ભાવકારક–

ભાવદ્વારમાં કારક ચિંતવતાં જીવ પોતે અત્રે કારક છે. કારણકે સૂત્રના કારક (રચનાર) ગણધર ભગવંત છે. આ

બાબત નિર્યુક્તિકાર આગળ જતાં પોતે કહેશે. કે लिह अ-णुभावे વિગેરે-નિ० ૧

હવે કરણનું વ્યાખ્યાન કરવા માટે કરણના નામસ્થાપના નિક્ષેપા છોડી દ્રવ્યાદિકરણ નિક્ષેપા માટે નિર્યુક્તિકાર કહે છે.—

**दव्वं पओगवीसस, पओगसा मूल उत्तरे चेव ।**
**उत्तरकरणं वंजण, अत्थो उ उवक्खरो सव्वो ॥५॥ नि०**

દ્રવ્યકરણ હવે ચિંતવીયે; તે આ પ્રમાણે. દ્રવ્યનો અથવા દ્રવ્ય વડે અને દ્રવ્યનિમિત્તે જે અનુષ્ઠાન (ઉપાય) કરવું તે દ્રવ્યકરણ. તે બે પ્રકારે છે. ૧ પ્રયોગ કરણ, ૨ વિસ્ત્રસાકરણ, (૧) પ્રયોગકરણ-પુરૂષ વિગેરેના વ્યાપારથી જે ય તે-તેના પણ બે ભેદ છે.

(૧ ક) મૂળકરણ અને (૧ ખ) ઉત્તરકરણ—તેમાં ઉત્તરકરણ પાછલીઅડધી ગાથાથી જણાવે છે. ઉત્તરકરણ તે ઉત્તરકરણ જેમકે કાન વિગેરેનું વિંધવું. અથવા તે મૂલકરણ ઘટાદિક જે ઉપસ્કર (ઓજાર) દંડચક્ર વિગેરેથી (સ્વરૂપથી) પ્રકટ કરીએ તે ઉત્તરકરણ-કર્ત્તાનો ઉપકારક, અર્થાત્ જે ઓજાર વિગેરે કામ લાગે તે બધો ઉપસ્કારનો વિષય જાણવો. વળી ફરીથી વિસ્તારથી મૂલ અને ઉત્તરકરણ બતાવવાની ઇચ્છાથી કહે છે.

**मूलकरणं सरीराणि, पंच तिसु कण्णखंधमादीयं
दव्विदियाणि परिणामियाणि विसओसहादीहिं ॥६॥नि–**

મૂળકરણ. એટલે ઔદારિકાદિક પાંચ શરીરો છે તેમાંનાં પહેલાં ત્રણ,–ઔદારિક, વૈક્રિય, આહારક એ ત્રણેમાં ઉત્તરકરણ કર્ણ સ્કંધાદિક વિદ્યમાન છે. તેજ પ્રમાણે આઠ અંગ મુખ્ય છે. જેમકે ૧ માથું, ૨ છાતી ૩ પેટ, ૪ પીઠ, ૫–૬ બે હાથ અને ૭–૮ બે પગ. એ આઠ અંગ ઔદારિકાદિક ત્રણ શરીરમાં બનાવવાં તે મૂળ કરણ છે. અને કાન, ખભા, વિગેરે અંગોપાંગ બનાવવાં તે ઉત્તરકરણ છે.

કાર્મણ તેજ શરીરને સ્વરૂપથી બનાવવું તેજ મૂળ કરણ, તે બેને અંગોપાંગ ન હોવાથી ઉત્તરકરણ નથી. અથવા ઔદારિક તે કર્ણવેધ (કાન વિંધવો) વિગેરે ઉત્તરકરણ. વૈક્રિયનું ઉત્તરકરણ તે નવું વૈક્રિય શરીર બનાવવું–અથવા દાંત કેશ વિગેરે બનાવવા, આહારક શરીરને ગમનક્રિયાદિમાં ઉત્તર કરણ છે. અથવા ઔદારિકનું મૂળ તથા ઉત્તર કરણ પાછલી અડધી ગાથાવડે બીજે પ્રકારે બતાવે છે. દ્રવ્ય ઇંદ્રિયો કલંબુકા પુષ્પાદિ આકૃતિવાળી મૂળકરણ છે, અને તેજ ઇંદ્રિયો તેમાં પરિણત થઇ શકે, એવા વિષ ઔષધ વિગેરેથી સુંદરતાદિ પમાડવું તે ઉત્તર કરણ છે.

હવે અજીવ આશ્રિત કરણ બતાવે છે:–

संघायणे य परिसाडणा, य मीसे तहेव पडिसेहो ।
पडसंखसगडथूणा, उड्ढ तिरिच्छादिकरणं च ॥७ (नि)

સંઘાતકરણ, એટલે લંબાઇ પહોળાઈમાં તાંતણા જોડીને કપડાંનું તૈયાર કરવું. પરિસાટકરણ—એટલે કરવતવડે શંખાદિકને ઉપયોગમાં લેવા, સંઘાત પરિસાટ કરણ એટલે ગાડાં વિગેરે તૈયાર કરવાં, તે બંનેનો નિષેધ કરવો. એટલે સ્થુણા (ઠુંઠા) દિકને ઉંચે કે તિર્છી દિશામાં આપાદન કરવું. પ્રયોગ કરણ કહીને વિસ્રસા કરણ કહે છે.

खंधेसु दुप्पएसादिएसु अब्भेसु विज्जुमाईसु ।
णिप्फण्णगाणि दव्वाणि, जाण तं वीससाकरणं॥८॥(नि)

વિસ્રસાકરણ—સાદિ અને અનાદિ એમ બે પ્રકારે છે. તેમાં અનાદિ તે ધર્મ અધર્મ અને આકાશ આ ત્રણેનું પરસ્પર અનુવેધવડે રહેવું છે, એક બીજા જોડે સમાધાન અને આશ્રય લેવાથી અનાદિ છતે પણ કરણત્વનો વિરોધ નથી. અને રૂપિ દ્રવ્યોમાં બે અણુ વિગેરેના પ્રક્રમવડે ભેદ અને સંઘાતવડે સ્કંધપણું પ્રાપ્ત કરે છે તે સાદિ કરણ છે. પુદ્ગલ દ્રવ્યનો દશ પ્રકારનો પરિણામ છે તે, આ પ્રમાણે. ૧ બંધન, ૨ ગતિ, ૩, સંસ્થાન, ૪ ભેદ, ૫ વર્ણ ૬ ગંધ, ૭ રસ, ૮ સ્પર્શ, ૯ અગુરૂલઘુ, ૧૦ શબ્દરૂપે છે, (૧) તેમાં

લુખો તથા ચોપડયો એવા બે પરમાણુ મળી બંધ થાય છે. (૨) ગતિપરિણામ તે દેશાંતર જવું તે, (૩) સંસ્થાન પરિણામ તે પરિમંડળ વિગેરે પાંચ પ્રકારે છે (૪) ભેદ પરિણામ,–ખંડ, પ્રતર, ચૂર્ણક, અનુતટિક ઉત્કારિક એમ પાંચ પ્રકારે છે. ખંડ વિગેરેનું સ્વરૂપ બતાવનારી આ બે ગાથાઓ છે, તે આ પ્રમાણે છે.

खण्डेहिं खण्डभेयं, पयरब्भेयं जहब्भपडलस्स ।
चुण्णं चुण्णिय–भेयं, अणुतडियं वंसवक्कलियम् ॥१॥
दुंदुंभि समारोहे, मेए उक्केरिया य उक्केरं ।
वीससपओगमीसग, संघाय विओग विविहगमो ॥२॥

ખંડોનો ભેદ તે ખંડ ભેદ, અને પ્રતર ભેદ તે વાદળના સમૂહનો છે. અને ચૂર્ણ તે કુટોકુટીને બનાવેલું તથા અનુતરિકા એટલે વંશવલ્ કલિકા, અને સુકાયેલા તલાવમાં સમારોહમાં ભેદમાં ઉત્કરિકા ઉત્કીર્ણ છે. વિશ્રસા પ્રયોગથી મિશ્ર સંઘાત અને વિયોગથી વિવિધ ગમ થાય છે

## વર્ણ પરિણામ

પાંચ વર્ણ (જેમાં ધોળો વિગેરે પાંચે રંગ છે તેમનું) પરસ્પર મળવું, તેમાં બે વિગેરેનો સંયોગ થતાં નવો રંગ અને એનું સ્વરૂપ નીચલી ગાથાઓથી જાણવું.

## ગાથાઓ.

जइ कालगमेगगुणं, सुक्किलयंपि य हविज्ज बहुयगुणं ।
परिणामिज्जइ कालं, सुक्केण गुणाहियगुणेणं ॥ १ ॥
जइ सुक्किलमेगगुणं, कालगदव्वं तु बहुगुणं जइ य ।
परिणामिज्जइ सुक्कं, कालेण गुणाहिय गुणेणं ॥ २ ॥
जइ सुक्कं एक्कगुणं, कालगदव्वंपि एक्कगुणमेव ।
कावोयं परिणामं, तुल्लगुणत्तेण संभवइ ॥ ३ ॥
एवं पंचविवण्णा संजोएणं तु वण्णपरीणामो ।
एकत्तीसं भंगा, सव्वेऽवि य ते मुणेयव्वा ॥ ४ ॥
एमेव य परीणामो, गंधाण रसाण तहय फासाणं ।
संठाणाण य भणीओ, संजोगेणं बहुविगप्पो ॥ ५ ॥

જો એક ગુણો કાળો રંગ હોય અને ધોળો રંગ બહુ ગુણવાળો હોય તો કાળો રંગ હોય તે ધોળા રંગમાં પરિણામ પામે (૧) જો ધોળો એક ગુણ હોય અને કાળો રંગ બહુ ગુણો હોય તો ધોળો રંગ બહુ કાળાની સાથે તે રૂપે પરિણમી જાય. (૨) હવે ધોળો અને કાળો રંગ બંને એક ગુણા ( સરખા ) હોય તો કાપોત રંગનું પરિણામ બંને સરખા હોવાથી સંભવે છે (૩) એ પ્રમાણે પાંચે રંગ સંયોગવડે રંગના પરિણામવાળા થાય છે તે બધા મળીને એકત્રીશ ભાંગા

થાય છે. (૬ થી ૮) એ પ્રમાણે બે ગંધ, પાંચ રસ, તેમજ આઠ સ્પર્શો તથા સંસ્થાનોના સંયોગ વડે બહુવિકલ્પવાળુ પરિણામ આવે છે.

## ૩૧. ભંગા.

દ્વિક સંયોગી ૧૦, ત્રિક સંયોગી ૧૦, ચતુષ્ક સંયોગી ૫, પાંચ સંયોગી ૧, તથા પ્રત્યેક રંગના જુદા જુદા ૫, કુલ ૩૧. (૯) પણ અગુરૂ લઘુ પરિણામ તો પરમાણુથી માંડીને અનંતાનંત પ્રદેશી સ્કંધ સૂક્ષ્મ સુધી હોય છે. (૧૦) શબ્દ પરિણામ, તત, વિતત, ઘન, શુષિર એમ ચાર પ્રકારના છે. તથા તાલુ–ઓષ્ઠના પુટનો વ્યાપાર વિગેરે અભિનિવૃતિ છે. આ સિવાય પણ પુદ્ગલોનું પરિણામ છાયા વિગેરે પણ છે. તે આ પ્રમાણે

छाया य आयवो वा, उज्जोओ तहय अंधकारो य ।
एसो उ पुग्गलाणं, परिणामो फंदणा चेव ॥ १३ ॥
सीया णाइपगासा, छाया णाइच्चिया बहुविगप्पा ।
उण्हो पुणप्पगासो, नायव्वो आयवो नाम ॥ १४ ॥

(૧) છાયા અને (૨) આતપ તથા (૩) ઉદ્યોત અને (૪) અંધકાર તથા (૫) સ્પંદન એ પુદ્ગલોનો પરિણામ ધર્મ છે.

૧ ઠંડી, અને અતિ પ્રકાશ નહીં એવી, આદિત્ય વગરની બહુ વિકલ્પ વાળી તે છાયા છે, ૨ તથા ઉનો પ્રકાશ તે આતપ નામે જાણવો.

नवि सीओ नवि उण्हो, समो पगासो य होइ उज्जोओ।
कालं मइलं तमंपि, य वियाण तं अंधयारंति ॥ १५ ॥
दव्वस्स चलण पप्फंदणा उ सा पुण गई उ निद्दिट्ठा।
वीससपओगमीसा अत्तपरेणं तु उभओवि ॥ १६ ॥

(૩) ન શીત (ઠંડો), અને ન ઉષ્ણ, એટલે સમ પ્રકાશ હોય તે ઉદ્યોત છે. (૪) અને કાળો મલિન તમ તે અંધકાર જાણવો. (૫) દ્રવ્યનું ચાલવું, પ્રસ્પંદના (ફરકવું) તે ગતિ જાણવી, તે વિશ્રસા અને પ્રયોગ, બંનેના મિશ્રથી તથા પોતાનાથી તથા પારકાથી બંને પ્રકારે થાય છે.

આ સિવાય. અભ્ર (વાદળ), ઇંદ્ર ધનુષ્ય, વીજળી વિગેરે કાર્યોમાં જે પુદ્ગળો પરિણામે છે, તે વિશ્રસા કરણ છે. દ્રવ્યકરણ સમાપ્ત થયું.

હવે ક્ષેત્ર કરણ કહે છે.

ण विणा आगासेणं, कीरइ जं किंचि खेत्तमागासं।
वंजणपरियावण्णं, उच्छुकरणमादियं बहुहा ॥ ९ ॥ नि०

ક્ષિધાતુનો અર્થ નિવાસ અને ગતિમાં છે. એથી અધિકરણમાં "ष्ट्र" પ્રત્યય વડે, ક્ષેત્ર શબ્દ થયો. તે અવગાહન આપવાનું લક્ષણવાળું આકાશ જાણવું. તે અવગાહન દાનની યોગ્યતા વિના કંઇ પણ કરવાને શક્તિવાન નથી. એથી જે ક્ષેત્ર (આકાશ)માં કરીએ તે ક્ષેત્ર કરણ છે. જો કે આકાશ

નિત્ય (ફેરફાર વિનાનું) છે, છતાં ઉપચારથી ક્ષેત્રનું જ કરણ તે ક્ષેત્ર કરણ છે. જેમકે ઘર વિગેરે પાડી તે ખુલ્લું મેદાન કર્યું તે આકાશ કર્યું કહેવાય, અને તે ઘર વિગેરે બાંધતાં જગા રોકે તે આકાશ રોકયું કહેવાય. અથવા વ્યંજન પર્યાયથી ઉત્પન્ન થયેલું, શબ્દદ્વારા આવેલું, જેમ ઇક્ષુ (શેરડી) ક્ષેત્રનું કરવું. હલવડે ખેતર ખેડી સુધારે, તે ક્ષેત્રકરણ જાણવું. તે અનેક પ્રકારે છે. ચોખાનું ક્ષેત્ર વિગેરે પ્રસિદ્ધ છે.

## હવે કાલ કરણ કહે છે.

कालो जो जावइओ, जं कीरइ जंमि जंमि कालंमि ।
ओहेण णामओ पुण, करणा एक्कारस हवंति ॥१०॥ नि०

કાલનું પણ મુખ્ય કરણ સંભવતું નથી, છતાં ઉપચારથી થાય તે દેખાડે છે. કાળ જેટલો લઈએ તે. જેમકે જે કાળ ઘડી ( ૨૪ મિનિટ ) વિગેરે કાચની શીશી વડે માપે છે. તે આવી રીતે. ૬૦ ઉદક પળની (આગળ કાણાવાળા પાણીના પ્યાલાથી માપ થતું ) એક ઘડી; બે ઘડીનું મુહૂર્ત, અને ૩૦ મુહૂર્તનો રાત્રદિવસ, આ કાળ કરણ જાણવું.

અથવા જે કાળમાં કરીએ તે કાળકરણ, અથવા કાળમાં કરણનું વ્યાખ્યાન કરીએ તે કાળકરણ છે. એ

ઓઘથી જાણવું. નામથી એકાદશ ( અગ્યાર ) કરણો છે. તે આ પ્રમાણે.

बंव च बालवं चेव, कोलवं तेत्तिलं तहा।
गरादि वणियं चेव, विट्ठि हवइ सत्तमा ॥ ११ ॥ नि०
सउणि चउप्पयं नागं, किंसुग्धं च करणं भवे एयं।
एते चत्तारि धुवा, अन्ने करणा चला सत्त ॥ १२ ॥ नि०
चाउद्दसि रत्तीए सउणी, पडिवज्जए सदा करणं।
तत्तो अहक्कमं खलु, चउप्पयं णाग किंसुग्धं ॥ १३ ॥ नि०

બંવ, બાલવં, કોલવં, તેતિલ, તથા ગરાદિ, વણિયં, વિઠ્ઠિ, સઉણી, ચઉપ્પય, નાગ, કિંસુગ્ધ–કુલ ૧૧. પાછલા ચાર ધ્રુવ છે. અને પૂર્વના સાત ચલ છે. હમેશાં ચૌદસની રાતના શકુની ( સઉણી ) કરણ લેવો. ત્યારપછી અનુક્રમે ચઉપ્પય, નાગ અને કિંસુગ્ધ લેવા. ( ગાથાનુસારે કરણ યોજના. ૪×૨=૮–૨=૬+( વિષ્ટિ ) ૧+૭ ( વણિક )=૧૦= ૨ ÷, ૨૦=૬+૧=૭ ( વ–વિ૦ )

पक्खतिहिओ, दुगुणिआ, दुरूवहीणा च सुक्कपक्खंमि।
सत्तहिये देवसियं तं चेव रूवाहियं रत्ति ॥ १७ ॥

ઉપરની ત્રણે ગાથાનો અર્થ સુગમ છે, તેથી ટીકાકારે લખ્યો નથી.

## હવે ભાવકરણનું વર્ણન કરે છે.

भावे पओगवीसस पओगसा मूल उत्तरे चेव ।
उत्तर कमसुयजोवण, वण्णादी भोअणादिसु ॥ १४ ॥ नि०

ભાવકરણ પણ બે પ્રકારે છે. પ્રયોગ અને વિસ્રસા, તેમાં જીવ આશ્રિત પ્રાયોગિક મૂળ કરણ પાંચે શરીરોની પર્યાપ્તિ તે શરીરોને પર્યાપ્તિ નામ કર્મના ઉદયથી ઔદયિક ભાવમાં વર્ત્તમાન જીવ પોતાના વીર્યથી ઉત્પન્ન થયેલ પ્રયોગ વડે બનાવે છે. અને ઉત્તર કરણ તો પાછલી અડધી ગાથાથી કહે છે. ઉત્તર કરણ તે ક્રમ, શ્રુત, યૌવન, વર્ણાદિ ચાર રૂપે છે. તેમાં ક્રમકરણ શરીર બની રહ્યા પછી પાછલા કાળમાં બાળ, યુવાવસ્થા, વૃદ્ધત્વાદિ ક્રમે ઉત્તરોત્તર જે જુદી જુદી અવસ્થા આવે છે તે અને શ્રુત કરણ તે વ્યાકરણાદિ પરિજ્ઞાન રૂપ, અવસ્થા વિશેષ છે, તથા અપર (બીજી) કલા પરિજ્ઞાન રૂપછે, તથા યૌવનકરણ તે કાળે કરેલીવયની એક અવસ્થા અથવા રસાયણ વિગેરેથી શરીરમાં શક્તિ લાવે તે છે. તથા વર્ણ ગંધ રસ, સ્પર્શ કરણ, પુષ્ટિકારક ભોજન વિગેરે વાપરતાં રૂપ વિગેરેમાં ફેરફાર થાય તે. વળી આ પુદ્દગલના વિપાકપણાથી વર્ણાદિનું અજીવ આશ્રિત પણ સમજી લેવું–

## હવે ભાવ વિસ્રસા કરણ કહે છે.

वण्णादिया य वण्णादिएसु, जे केइ वीससामेला ।
ते हुंति थिरा अथिरा, छायातवदुद्धमादीसु ॥१५॥ नि०

વર્ણાદિક એટલે રુપ રસ ગંધ સ્પર્શ. તે જ્યારે જુદા જુદા રુપાદિકમાં મળે છે તે વર્ણાદિનું મળવું તે વિસ્ત્રસાકરણ— તે મિલાપ સ્થિર એટલે અસંખ્યેયકાળ રહેનાર હોય છે, અને અસ્થિર તે ક્ષણ માત્ર રહેનારા તે સંધ્યાના રંગ તથા ઇંદ્રધનુષ્ય વિગેરે છે. તથા છાયાપણે અને આતપપણે પુદ્ગલોના વિસ્ત્રસા પરિણામથીજ પરિણામ છે તે ભાવ કરણ છે. તથા દુધ વિગેરે સ્તનમાંથી નીકળ્યા પછી ક્ષણે ક્ષણે કઠિણ તથા ખાટું વિગેરે થાય છે તે ભાવ કરણ છે.

હવે શ્રુતજ્ઞાનના અધિકારમાં મૂળ કરણ કહે છે—

मूलकरणं पुण सुते, तिविहे जोगे सुभासुभे झाणे।
ससमयसुएण पगयं, अज्झवसाणेण य सुहेणं ॥१६॥ नि०

શ્રુત એટલે શ્રુત ગ્રંથમાં મૂલ કરણ આ છે તે ત્રિવિધ યોગ એટલે મન વચન કાયાના ત્રણ યોગ અને શુભ અશુભ વ્યાપાર એટલે ધ્યાનમાં રહેલા વિદ્વાનોથી ગ્રંથ રચન કરાય તે–તેમાં લોકોત્તરમાં શુભ ધ્યાનમાં રહી ગ્રંથ રચના કરાય છે તે–અને લૌકિકમાં જે ગ્રંથો રચાય તેમાં પ્રાયઃ સંસારી વાસના હોવાથી તે અશુદ્ધ ધ્યાનમાં રચાય છે. તેથી લૌકિક ગ્રંથ કર્મ બંધના હેતુ થાય છે, તેથી તે કર્તાનું અશુભ ધ્યાન જાણવું અહીંતો સૂયગડાંગસૂત્ર જૈન સિદ્ધાંત હોવાથી શુભ અધ્યવસાયથી ગણધરોએ રચેલું છે તેથી શુભ જાણવું.

તેઓની ગ્રંથ રચના વખતે, શુભ ધ્યાનમાં હોવાની (કર્મ દ્વારવડે) જે અવસ્થા વિશેષ, તેને દેખાડવા નિર્યુક્તિકાર કહે છે.

ठिइअणुभावे बंधणनिकायणनिहत्तदीहहस्सेसु ।
संकमउदीरणाए, उदए वेदे उवसमे य ॥ १७ ॥ नि०

તેમાં કર્મ સ્થિતિ ભણી વિચારતાં, અજઘન્ય ઉત્કૃષ્ટ ( મધ્યમ ) સ્થિતિ ( આયુ ) વાળા ગણધરોએ આ સૂત્ર રચ્યું છે. તથા અનુભાવ એટલે વિપાક તેની અપેક્ષાએ મંદ અનુભાવથી, તથા બંધ આશ્રી વિચારતાં જ્ઞાનાવરણીયાદિ પ્રકૃતિ મંદ અનુભાવે બાંધતાં. તથા અનિકાચિત કર્મ થતાં, તથા નિધત્ત અવસ્થાને છોડવાવાળા, તથા દીર્ઘ સ્થિતિમાં રહેલી કર્મ પ્રકૃતિને હૃસ્વ ( ઓછી ) સ્થિતિમાં કરતી વખતે, તથા ઉત્તર પ્રકૃતિ બંધાતી હોય તેને સંક્રામવા વડે ઉદયમાં આવેલાં કર્મોને ઉદીરણા કરવા વડે અપ્રમત્ત ગુણસ્થાને રહી તથા સાતા અસાતાના આઉખાને ન ઉદીરતાં, તથા મનુષ્ય ગતિ પંચેંદ્રિય જાતિ ઔદારિક શરીર તથા અંગોપાંગ કર્મના ઉદયમાં વર્ત્તતા તથા પુરૂષ વેદમાં રહે છતે, તથા ઉપશમ એટલે ( સૂચનાત્ સૂત્ર ) ક્ષાયોપશમિક ભાવમાં વર્તતા ગણધર ભગવંતોએ આ સૂત્રકૃત અંગને રચ્યું છે.

હવે પોતાની સ્વતંત્ર બુદ્ધિથી નથી બતાવ્યું તે નિષેધ દ્વારવડે કરણુ પ્રકારને કહે છે—

सोऊण जिणवयणं, गणहारी काउ तक्खओवसमं ।
अज्झवसाणेण कयं, सूत्तमिणं तेण सूयगडं ॥ १८ ॥ नि०

જિનેશ્વર તીર્થંકર દેવોના મતને સાંભળી એટલે માતૃકાદિ ( ઉત્પાદ–વ્યય–ધ્રૂવ ) પદોને ગણુધર ગૌતમ ઇંદ્રભૂતિ વિગેરે એ સાંભળ્યાં. ત્યારપછી ગ્રંથ રચવામાં ક્ષય ઉપશમ એટલે તે જ્ઞાનના પ્રતિબંધનું કર્મ તેનો ક્ષય ઉપશમ થવાથી ઉપયોગ રાખીને શુભ અધ્યવસાયમાં રહી તેમણે આ સૂત્ર કર્યું તેથી સૂત્રકૃત નામ છે.

હવે તીર્થંકરે કયા યોગમાં વર્ત્તી કહ્યું, અથવા ગણુધરે કયા યોગમાં રચ્યું તે બતાવે છે.

वइजोगेण पभासियमणेगजोगंधराण साहूणं ।
तो वयजोगेण कयं जीवस्स सभावेयगुणेण ॥१९॥ नि०

તેમાં તીર્થંકર ક્ષાયિક જ્ઞાનવાળા, તેમણે વાક્ ( વાચા ) યોગવડે અર્થ ( વિષય ) ગણુધર આગળ પ્રકાશ્યો. તે ગણુધરો કંઇ સામાન્ય બુદ્ધિ વાળા નહીં પણ અનેક યોગ ધરનારા હતા. તે "યોગ, તે ક્ષીરાશ્રવ વિગેરે લબ્ધિનો સમૂહ", તેને ધારણુ કરનારા એટલે અનેક યોગધરા, તેઓના આગળ

પ્રકાશ્યું, ( આમાં સૂત્રકૃત સૂત્રની અપેક્ષાએ નપુંસક લિંગ છે ) મૂળ ગાથામાં સાધુ અહીં ગણધરોને લેવાના છે. તેમને ઉદ્દેશીનેજ ભગવંતે અર્થ પ્રકાશ્યો છે. તે અર્થને સાંભળી-ગણધરોએ પણ વચનયોગ વડે રચ્યું, તે જીવનો સ્વભાવિક ગુણ એટલે પ્રકૃત ( કુદરતી ) તે પ્રાકૃત ભાષા વડે રચ્યું; પણ સંસ્કૃત ભાષામાં ન રચ્યું, ( સંસ્કૃત ભાષા લટ્ લિટ્ શપ્ પ્રકૃતિ પ્રત્યય વિગેરે વિકારની વિકલ્પના વડે બનેલી છે, તેમાં ન રચ્યું. )

હવે બીજી રીતે સૂત્રકૃત શબ્દનો નિરૂક્ત (પદ છુટાં પાડી અર્થ કરવો તે ) કહે છે.

**अक्खरगुणमतिसंघायणाए, कम्मपरिसाडणाए य ।**
**तदुभयजोगेण कयं, सूत्तमिणं तेण सुत्तगडं ॥ २० ॥ नि०**

અક્ષરો અકારાદિ, તેના ગુણ. અથવા અનંતગમ પર્યાયવાળું ઉચ્ચારણ લેવું, જેના વિના અર્થનું બતાવવું અશક્ય છે.

મતિ જ્ઞાનની સંઘટના મતિસંઘટના અક્ષર ગુણો વડે મતિ સંઘટના, તે અક્ષરગુણમતિસંઘટના એટલે ભાવશ્રુત (જે આત્મામાં છે) તેને દ્રવ્યશ્રુત વડે પ્રકાશવું તે; અથવા અક્ષરગુણની બુદ્ધિવડે રચના કરવી, તે અક્ષરગુણમતિસંઘટના તે વડે; તથા જ્ઞાનાવરણીયાદિ કર્મોનું

(પરિશાટના) દૂર કરવું જીવ પ્રદેશોથી, તે હેતુભૂત વડે, "સૂત્રકૃતાંગ" કર્યું તે સંબંધ છે. તેજ કહ્યું છે કે જેમ જેમ ગણધરો સૂત્ર રચવાનો ઉદ્યમ કરે તેમ તેમ કર્મ ઓછાં થાય છે. અને જેમ જેમ કર્મ ઓછાં થાય, તેમ તેમ ગ્રંથ-રચનાનો ઉદ્યમ થાય. એજ વાત પાછલી અડધી ગાથાથી બતાવે છે. તે ઉભય યોગ, એટલે અક્ષરગુણમતિસંઘટના યોગ તથા કર્મ પરિશાટના યોગ વડે, અથવા વાક્યોગ, તથા મનોયોગવડે આ સૂત્ર કર્યું, એટલે સૂત્રકૃત એવું નામ છે, હવે ઉપર લાગલુંજ સૂત્રકૃતનું નિરૂક્ત કહ્યું, અને હવે "સૂત્ર" પદનું નિરૂક્ત કહે છે.

सुत्तेण सुत्तिया चिय, अत्था तह सूइया य जुत्ता य ।
तो बहुविहपउत्ता, एय पसिद्धा अणादीया ॥ २१॥ नि०

અર્થના સૂચનથી સૂત્ર, તે સૂત્રવડે કેટલાક અર્થો સાક્ષાત સૂત્રિતા એટલે મુખ્યપણે સ્વીકાર્યા, તથા બીજા અર્થો સૂચિતા, -અર્થાપત્તિથી સમજાવ્યા, એટલે સાક્ષાત્ ન બતાવ્યા હોય છતાં પણ દહીં લાવ, એ આજ્ઞાથી દહીં લાવવાનું વાસણ પણ લાવવાનું સમજે. એથી કરીને ચઉદ પૂર્વીઓ માંહોમાંહે છ સ્થાનમાં રહેલા ગણાયા છે. કહ્યું છે–" અક્ષર પ્રાપ્તિ વડે સમાન, પણ ઓછા વધતા ( જ્ઞાનમાં ) મતિ પ્રમાણે હોય છે. તેઓને પણ મતિ ઓછી વધતીથી શ્રુતજ્ઞાનના વિષયમાં પણ તેઓ જ્ઞાનમાં ઓછા વધતા જાણી લેવા. તેમાં

જે સાક્ષાત્ અર્થ બતાવ્યા તેમાં તો બધા ચૌદ પૂર્વીસમાન જાણવા, પણ ફક્ત સાક્ષાત્ ન બતાવતાં સૂચના જ જેની કરી હોય, તેની અપેક્ષાએ કોઇ ચૌદ પૂર્વી (બુદ્ધિના પ્રભાવથી) અનંત ભાગ અધિક અર્થને જાણે, બીજો તે જ કારણથી અસંખ્ય ભાગ અધિક અર્થ જાણે ત્રીજો સંખ્યેય ભાગ અધિક જાણે, તથા બીજા સંખ્યેય અસંખ્યેય અનંત ગુણ જાણે. તે સૂચવેલા પદાર્થો પણ યુક્તિયુક્ત સૂત્રમાં કહ્યા જેવા સમજવા તે જ કહ્યું છે. "કે મતિ વિશેષ હોય તેથી"—

પ્રશ્નઃ–શું સૂત્રમાં કહ્યા સિવાયના પણ અર્થો છે, કે જેથી ચૌદ પૂર્વીઓ ષટ્સ્થાનમાં પડેલા કહો છો ?

ઉત્તર–હા–ઘણા છે. તેથી કહ્યું છે કે જે પ્રજ્ઞાપનીય ભાવવાળા પદાર્થો છે તે ન કહી શકાય તેવાનો અનંતમો ભાગ છે. અને જે પદાર્થો કહી શકાય તેવા છે તેનો અનંતમો ભાગ સૂત્રોમાં ગુંથેલો છે. તેની ગાથા—

पण्णवणिज्जा भावा अणंतभागो उ अणभिलप्पाणं ।
पण्णवणिज्जाणं पुण अणंतभागो सुयनिबद्धो ॥ १८ ॥

આમ હોવાથી, તે અર્થો આગમમાં બહુ પ્રકારે ગોઠવ્યા છે. કેટલાક સૂત્રોમાં સાક્ષાત્ કહેલા છે અને કેટલાક અર્થાપત્તિથી સમજાય છે. અથવા કોઈ જગ્યાએ

થોડો વિષય લીધો, કોઇ જગ્યાએ બધા પદાર્થ લીધા, વળી જે પદો વડે અર્થો બતાવીએ, તે પદો પ્રકર્ષથી સિદ્ધ એટલે પ્રસિદ્ધ છે, તે સાધવાં પડતાં નથી, તથા તે અનાદિનાં છે, તે હમણાં ઉત્પન્ન કરવાનાં (બનાવવાનાં) નથી; તથા આ દ્વાદશાંગી શબ્દાર્થની રચનાવડે મહાવિદેહ ક્ષેત્રમાં નિત્ય છે, અને ભરત ઐરવત ક્ષેત્રમાં દરેક તીર્થંકર પોતપોતાના તીર્થની અપેક્ષાએ નવાં બનાવે તેથી અનિત્ય, પણ પદાર્થની અપેક્ષાએ તો અહીં પણ નિત્ય છે. આ વચનથી, ઉચ્ચારણ કરેલા વર્ણો નાશ પામી જાય છે. એ અન્ય દર્શનીનું કહેવું ખોટું સિદ્ધ કર્યું.

હવે સૂત્રકૃતાંગ સૂત્રના શ્રુતસ્કંધો અધ્યયન વિગેરે બતાવે છે.

दो चेव सुयक्खंधा, अज्झयणाइं च हुंति तेवीसं ।
तेत्तिसुदेसण काला, आयाराओ दुगुणमंगं ॥ २२ ॥ नि०

આ સૂત્રમાં બે શ્રુતસ્કંધ છે, અને બધાં મળી ૨૩ અધ્યયન છે ૩૩ ઉદ્દેશાના કાળ છે, તે આવી રીતે.

| પહેલા શ્રુત સ્કંધમાં– | | બીજા શ્રુત સ્કંધમાં | |
|---|---|---|---|
| અધ્યયન. | ઉદ્દેશા. | અધ્યયન | ઉદ્દેશા. |
| ૧ | ૪ | | |

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૩ | | ૧ થી ૭ | ૭ |
| ૩ | ૪ | | | |
| ૪ | ૨ | | | |
| ૫ | ૨ | | | |
| ૬ થી ૧૬ | ૧૧ | કુલ અધ્યયન ૨૩. | ઉદ્દેશા ૩૩ | |
| ૧૬ | ૨૬ | | | |

આ સૂયગડાંગ આચારાંગથી બમણું જાણવું. એટલે છત્રીશ હજાર પદ જાણવાં.

હવે સૂત્રકૃતાંગના નિક્ષેપા પછી તુર્ત પહેલા શ્રુતસ્કંધ ના નામ નિષ્પન્ન નિક્ષેપાને બતાવે છે—

निक्खेवो गाहाए चउव्विहो छव्विहो य सोलससु ।
निक्खेवो य सुयंमि य, खंधे य चउव्विहो होइ ॥२३॥नि०॥

અહીં પહેલા શ્રુતસ્કંધનું નામ "ગાથા ષોડશક" છે એટલે ગાથા નામનું સોળમું અધ્યયન આ શ્રુત સ્કંધમાં છે. તેથી તે નામ છે. હવે ગાથાનો નામ સ્થાપના દ્રવ્ય ભાવ રૂપ ચાર પ્રકારનો નિક્ષેપ છે. નામ સ્થાપના પ્રસિદ્ધ છે. (૩) "દ્રવ્ય ગાથા" બે પ્રકારે છે. આગમથી, નો આગમથી; આગમથી ગાથાનો જ્ઞાતા પણ ઉપયોગ રહીત; અને નો આગમથી ત્રણ પ્રકારે છે, જ્ઞ શરીર દ્રવ્ય ગાથા, ભવ્ય શરીર દ્રવ્ય ગાથા, અને બે સિવાયની તે આ દ્રવ્ય ગાથા—

सत्तट्ठतरूविसमेण, से हया ताण छट्ठ णह जलया ।
गाहाए पच्छद्धे भेओ, छट्ठोत्ति इक्ककलो ॥ १९ ॥

સપ્તતરૂ (ચાર માત્રાવાળા ગણો), અષ્ટમ આઠમો, (ગુરૂ) વિષમ વિષમમાં ન (જગણુ) તેનો આઘાતક તેમાં છઠ્ઠામાં નહો (ચાર લઘુ) ગાથાના પાછલા અરધા ભાગમાં ભેદ છઠો એક કલ છે. ઉપરના લક્ષણુવાળી ગાથા પત્ર પુસ્તકમાં લખી છે તેઃ-

(૪) ભાવ ગાથા બે પ્રકારે છે. આગમ અને નોઆગમથી, ભાવ ગાથાનો જાણુ અને ઉપયોગવાળો આગમથી જાણવો, તથા નો આગમથી આ "ગાથા નામનું અધ્યયન"જ છે, કારણકે તેમાં આગમનું એક દેશ (પ્રકરણુ)પણું છે.

હવે "ષોડશક"ના નામ સ્થાપના દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવ એમ છ પ્રકારે નિક્ષેપ થાય છે. (૧-૨) તેમાં નામ સ્થાપના સરળ છે. (૩) દ્રવ્ય "ષોડશક" જ્ઞ શરીર, ભવ્ય શરીર અને તે બન્નેથી નિર્મુક્ત સચિત્ત વિગેરે ૧૬ દ્રવ્ય લેવા, (૪) ક્ષેત્ર ષોડશક તે ૧૬ આકાશ પ્રદેશ; (૫) કાળ ષોડશક તે ૧૬ સમય, અથવા એટલા કાળ રહેનારી વસ્તુ અથવા દ્રવ્ય; (૬) ભાવ ષોડશક તે આ અધ્યયનજ જાણવું. ક્ષાયોપશમિક ભાવ વૃત્તિપણામાં હોવાથી છે. શ્રુત, સ્કંધ, એ બંનેનો પ્રત્યેકનો ચાર પ્રકારનો નિક્ષેપ છે. તે બીજી જગ્યાએ વિસ્તારથી ખુલ્લો કહ્યો છે. તેથી અહીં નથી બતાવતા—

હવે અધ્યયનોનો પ્રત્યેકનો અર્થાધિકાર કહે છે.

ससमय [illegible] परूवणा, य णाऊण बुज्झणा चेव ।
संबुद्धस्सुवसग्गा, थी दोसविवज्जणा चेव ॥ २४ ॥ नि०

उवसग्गभीरुणो, थीवसस्सणहोज्ज नरएसु उववाओ ।
एव महप्पा वीरो, जंयमाह तहा जएज्जाह ॥ २५ ॥ नि०

परिचत्तनिसीलकुसीलसुसीलसविग्गसीलवं चेव ।
णाऊण वीरियदुगं, पंडियवीरिए पयट्टेई (पयट्टिजा) ॥२६॥ नि०

धम्मो समाहि मग्गो, समोसढा चउसु सव्ववादीसु ।
सीसगुणदोषकहणा, गंथंमि सदा गुरुनिवासो ॥२७॥ नि०

आदाणिय संकलिया, आदाणियंमि आदय चरित्तं ।
अप्पगंथे पिंडियवयणेणं होइ अहिगारो ॥ २८ ॥ नि०

૧ લા અધ્યયનમાં જૈન તથા જૈનેતરના મંતવ્યોનું વર્ણન છે. (૨)બીજા અધ્યયનમાં જૈન સિદ્ધાંતના ગુણો તથા જૈનેતરના દોષો બતાવ્યા છે, તે જાણીને જૈન સિદ્ધાંતમાં બીજ બોધ પ્રાપ્ત કરવો. (૩) ત્રીજામાં તત્વોને જાણી, ઉપસર્ગ સહન કરવામાં શક્તિવાન થાય છે તે બતાવે છે. (૪) ચોથામાં સ્ત્રી દોષોને છોડવાનું છે, (૫) પાંચમામાં એ અધિકાર છે કે જે ઉપસર્ગ સહન ન કરીને સ્ત્રીને વશ થાય

છે તે અવશ્ય નરકમાં જાય છે, તે બતાવ્યું છે. (૬) છઠ્ઠા અધ્યયનમાં અનુકુલ પ્રતિકુલ ઉપસર્ગ સહન કરવાથી, તથા સ્ત્રી દોષને છોડવાથી, ભગવાન મહાવીરે જીતવા જોગ કર્મ તથા સંસારનો પરાભવ કરી જય મેળવ્યો તે બતાવ્યું છે. તેથી તમે પણ તે પ્રમાણે કર્મનો પરાભવ કરવા યત્ન કરો, આવો ગુરૂમહારાજ શિષ્યોને ઉપદેશ આપે છે. (૭) સાતમા અધ્યયનમાં નિઃશીલ (શીલરહિત) ગ્રહસ્થો, તથા કુશીલ (ખરાબ આચારવાળા) અન્ય તીર્થિક અથવા પાસત્થા (ચારિત્રનો વેષ રાખી વ્રત ન પાળે તે) એવાનો સંગ જેણે છોડયો તે સાધુ પરિત્યકત નિઃશીલ કુશિલ કહેવાય. તથા સુશીલા યથાયોગ્ય વિહાર કરી મહાવ્રત પાળનારા તથા સંવિગ્ના એટલે સંવેગમાં મગ્ન તથા સંવેગને પૂરે-પૂરો પાળનારા તે શીલ વાળા હોય છે આ બતાવ્યું છે. (૮) આઠમામાં આ અધિકાર છે કે બે પ્રકારનું વીર્ય સમજી પંડિત વીર્યમાં પ્રયત્ન કરવો (૯) નવમામાં આ અધિકાર છે કે " યથાવસ્થિત ધર્મ " આવો છે ( ૧૦ ) દશમામાં સમાધિનું સ્વરૂપ બતાવ્યું છે, (૧૧) અગ્યારમામાં સમ્યગ્ દર્શન જ્ઞાન ચારિત્ર રૂપ મોક્ષ માર્ગનું કથન છે. (૧૨) બારમા અધ્યયનમાં સમવસૃતા એટલે અવતીર્ણા, તે ચાર મતમાં વ્યવસ્થિત થએલા ક્રિયાવાદી, અક્રિયા-વાદી, અજ્ઞાનવાદી, વૈનયિક (વિનય) વાદી, એવા અભિ-

પ્રાયવાળા અન્ય દર્શની જેના પેટા વિભાગ ભેદ ગણતાં ૩૬૩ ની સંખ્યા છે તે પોતપોતાનો મત સાધતાં જિનેશ્વર પાસે આવે તે સમયે તેમના વચનમાં રહેલા સાધનદોષોને બતાવવા વડે તેમનું નિરાકરણ કરાય છે—તેરમા અધ્યયનમાં સર્વ વાદીઓમાં કપિલ, કણાદ, અક્ષપાદ, શૌદ્ધોદન, જૈમિની વિગેરે મતને અનુસરનારાઓનું કુમાર્ગ બતાવવાપણું સાધે છે, ચઉદમા અધ્યયનમાં શિષ્યોના ગુણ દોષોના અધિકારનું કથન છે. તથા શિષ્યના ગુણ સંપદથી યુક્ત શિષ્યે ગુરૂ કુલવાસ સેવવો. પંદરમામાં આદેય (ગ્રહણ કરવા યોગ્ય) પદો અથવા અર્થ પૂર્વે કહેલા છે તેને પ્રાયઃ અહીં ગોઠવ્યા છે. તથા આયત ચારિત્ર તે સમ્યક્ ચારિત્ર મોક્ષ માર્ગનું ખરૂં સાધક છે. તે અહીં વર્ણવ્યું છે. સોળમું ગાથા નામનું અલ્પગ્રંથ વાળા અધ્યનમાં પંદરે અધ્યયનમાં જે અર્થ બતાવ્યો છે. તે અહીં સંક્ષિપ્તમાં બતાવ્યો છે. આ પ્રમાણે ગાથા ષોડશકનો ભેગો સંક્ષિપ્ત અર્થ વર્ણવ્યો છે અને હવે પછી એક એક અધ્યયનને વર્ણવીશું.

તેમાં પહેલું અધ્યયન "સમય" નામનું છે તેનાં ઉપક્રમ નિક્ષેપ અનુગમ નય એ ચાર અનુયોગદ્વાર થાય છે.

## ઉપક્રમ.

તેમાં ઉપક્રમણ તે ઉપક્રમ અથવા જેના વડે શાસ્ત્રને નિક્ષેપના અવસરમાં લાવીને સ્થાપીએ તે ઉપક્રમ તેમાં

લૌકિક ઉપક્રમ નામ સ્થાપના દ્રવ્યક્ષેત્ર કાળ ભાવના ભેદો વડે છ પ્રકારનો આવશ્યક વિગેરે સૂત્રમાં વર્ણવ્યો છે અને શાસ્ત્રીય ઉપક્રમ પણ આનુપૂર્વી નામ પ્રમાણ વક્તવ્યતાના અર્થાધિકારમાં સમાવતાર રૂપ છ પ્રકારનો જ છે. તેમાં અનુપૂર્વી વિગેરે અનુયોગદ્વાર સૂત્રના અનુસારે જાણવા, જ્યાં સુધી સમાવતાર થાય ત્યાં સુધી લેવું, તેજ પ્રમાણે આ અધ્યયન પણ અનુપૂર્વી વિગેરેમાં જ્યાં જ્યાં ઉતરે ત્યાં ઉતારવું, તે દશપ્રકારે અનુપૂર્વી ગણના અનુપૂર્વીમાં ઉતરે છે. તે અનુપૂર્વી વિગેરે ત્રણ પ્રકારે છે. પૂર્વાનુ પૂર્વી, પશ્ચાનુપૂર્વી, અનાનુપૂર્વી છે, તેમાં આ અધ્યયન પૂર્વાનુ પૂર્વીમાં પહેલું, પશ્ચાનુ પૂર્વીમાં સોળમું, અનાનુપૂર્વી ચિંતવતાં એકાદિક થી માંડી સોળ સુધીમાં શ્રેણીમાં અન્યો અન્યાભ્યાસ દ્વિ રૂપ ઉનૂ સંખ્યાભેદ થાય છે અનાનુપૂર્વીના ભેદની સંખ્યાના પરિજ્ઞાનનો આ ઉપાય છે.

તે આ પ્રમાણે—

एकाद्या गच्छ पर्यन्ताः परस्पर समा हताः
राशय स्तद्धि विज्ञेयं विकल्प गणिते फलं ॥ १ ॥

પ્રસ્તાર આણવાનો ઉપાય આ છે.

पूव्वाणु पुव्वि हे ट्ठा समया भेएण कुण जहाजेट्ठं
उवरि मतुल्लं पुरओ, न सेज्ज पुव्व कमो से से. ॥ २ ॥

તેમાં ગણિતમાં અંત્યવિભક્તમાં ઇત્યાદિ-

गणिते ऽन्य विभक्तेतु लब्धं शेषैर्वि भाजयेत्
आदावन्ते च तत्स्था यं विकल्प गणिते क्रमात् ॥

આ શ્લોકને શિષ્ય હિતાર્થે વર્ણવીએ છીએ. તેમાં સુખે સમજવા માટે છ પદોને આશ્રીને જ આ શ્લોક યોજીએ છીએ.

૧૨ ૩૪ ૫૬. આ છ પદ સ્થાપતાં એને પરસ્પર ગુણતાં ૧×૨×૩×૪×૫×૬=૭૨૦ તેને છ એ ભાગતાં ૧૨૦ આ ૧૨૦ તે ગણિત પ્રક્રિયાનો "આદિ" કહેવો હવે તે ૧૨૦ ને ૫ એ ભાગતાં ૨૪ તે તેટલા તેટલા પંચક ચતુષ્ક ત્રિક દ્વિક એકેક પ્રત્યેક પાંચમી પંક્તિમાં સ્થાપવા જ્યાં સુધી ૧૨૦ થાય. તેની નીચે આગળથી સ્થાપેલા અંકને મુકી જે બીજા તેમાં જે જે મોટી સંખ્યા હોય તે નીચે એટલે ૨૪ નીચે જ્યાં સુધી ૭૨૦ પાંચમી પંક્તિમાં પૂર્ણ થાય. આ ગણિત પ્રક્રિયા વડે અંત્ય કહેવાય છે. એ પ્રમાણે અન્ય પ્રક્રિયા વડે ૨૪ ને ભાગતાં ૬ આવે તે ચોથી પંક્તિમાં ૬–૬–૬–૬ સ્થાપવાં ત્યારપછી તેની નીચે ૩–૩–૩ ૩ ૩ ૩ પાછાદ્વિક મુકવા પાછા એકેક મુકવા પાછા પૂર્વના ન્યાય વડે પંક્તિઓ પૂરવી પાછા છ ને ત્રણે ભાગતાં બે આવ્યા

બે ત્રિક ત્રીજી પંક્તિમાં મુકવા બાકી પૂર્વ માફક બાકી પંક્તિ બેમાં શેષ બે અંક ક્રમ ઉત્ક્રમે સ્થાપવા જેથી.

૧૨૩૪, ૨૧૩૪, ૧૩૨૪, ૩૧૨૪, ૨૩૧૪, ૩૨૧૪, ૧૨૪૩ ૨૧૪૩, ૧૪૨૩, ૪૧૨૩, ૨૪૧૩, ૪૨૧૩, ૧૩૪૨, ૩૧૪૨ ૧૪૩૨, ૪૧૩૨, ૩૪૧૨, ૪૩૧૨, ૨૩૪૧, ૩૨૪૧, ૨૪૩૧ ૪૨૩૧, ૩૪૨૧, ૪૩૨૧, તે પ્રમાણે છ પ્રકારના નામમાં ઉતરે છે. કારણ કે તેમાં છ ભાવોની પ્રરૂપણા થાય છે. શ્રુત જ્ઞાન તે ક્ષાયોપશમિક ભાવમાં અવતરે છે. હવે પ્રમાણને બતાવે છે. જેના વડે મપાયતે પ્રમાણ તે દ્રવ્યક્ષેત્ર કાળ ભાવ એ ચાર ભેદે છે. તેમાં આ અધ્યયન ક્ષાયોપશમિક ભાવમાં વ્યવસ્થા થવાથી ભાવ પ્રમાણમાં ગણવું, આ ભાવ પ્રમાણ તે ગુણનય સંખ્યાના ભેદથી ૩ પ્રકારે છે. તેમાં પણ ગુણ પ્રમાણમાં ઉતારવું, તેમાં પણ જીવ અને અજીવ બે ભેદો છે આ સમય અધ્યયન ક્ષાયો પશમિક ભાવરૂપ હોવાથી જીવથી જુદો ન હોવાથી જીવ ગુણમાં ઉતારવું, જીવ ગુણ પ્રમાણ પણ જ્ઞાન દર્શન ચારિત્ર ભેદથી ત્રણ પ્રકારે છે. તેમાં આ બોધ રૂપે હોવાથી જ્ઞાન ગુણ પ્રમાણમાં ગણવું, તે પણ પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, અને આગમ ભેદથી ચાર પ્રકારે છે. તેમાં આ આગમ પ્રમાણમાં લેવું, તે પણ લૌકિક લોકોત્તર બે ભેદે જાણવું. તે આ સમય અધ્યયનને લોકોત્તરમાં લેવું તે પણ સૂત્ર, અર્થ, અને બંને

એમ ત્રણ પ્રકારે છે. તેમાં ત્રણુમાં ગણવું. અથવા આત્મ અનન્તર પરંપર ભેદથી આગમ ત્રણ પ્રકારે છે. તેમાં તીર્થં કરોને અર્થની અપેક્ષાએ આત્મા ગમ, ગણધરોની અપેક્ષાઓ અનંતર, તથા શિષ્યોની અપેક્ષાઓ પરંપરા ગમ–અને સૂત્રની અપેક્ષાએ ગણધરોને આત્માગમ, તેના શિષ્યોને અનંતરાગમ ત્યાંર પછી શિષ્પોને પરંપરાગમ જાણવું.

ગુણ પ્રમાણ પછી નય પ્રમાણ અવસર છે. તેનો હમણાં પ્રથકત્વ અનુયોગમાં સમાવતાર નથી, અથવા પુરૂષની અપેક્ષાએ થાય છે. તેજ કહ્યું છે કે

मूढ नइयं सुयं कालियं तुण णया समोरयंति इहं
अपुहुत्ते समोयारो, न त्थि पुहुत्ते समोयारो.

મૂઢનયિક એટલે નય શુન્ય કાલિક શ્રુત છે એમાં નયો અપૃથકત્વમાં સમવતાર થાય છે. પણ પૃથ કત્વમાં સમવનાર નથી તથા

आसज्जउसोयारं, नयेनयविसारउ बूया

આસાદ્ય એટલે સાંભળનારની યોગ્યતા દેખીને નયમાં વિશારદ હોય તે નયોનું વર્ણન કરે. સંખ્યા પ્રમાણ આઠ પ્રકારે છે. તે નામ, સ્થાપના, દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, પરિમાણ, પર્યંવ, અને ભાવ એ આઠ છે. તેમાં પરિમાણ સંખ્યામાં અવતાર છે. તે કાલિક અને દ્દષ્ટિવાદ એ ભેદો છે. તેમાં

આ સૂત્રને કાલિક પરિમાણ સંખ્યામાં ગણવું તેમાં પણ અંગ અને અંગવિના એ બે ભેદમાં અંગપ્રવિષ્ટમાં લેવો, પર્યવ સંખ્યામાં અનંતા પર્યવા છે. તથા સંખ્યેય અક્ષર સંખ્યેય સંઘાત (  ), સંખ્યેય પદો સંખ્યેય પાદો, સંખ્યેય શ્લોકો, સંખ્યેય ગાથા, સંખ્યેય વેઢા, સંખ્યેય અનુયોગદ્વારો છે. હવે વક્તવ્યતાનો સમાવતાર ચિંતવીએ તે સ્વ સમય, પર સમય, ઉભય સમય એમ ત્રણ ભેદે છે. તેમાં આ અધ્યયનનો ત્રણેમાં સમાવેશ થાય છે અર્થાધિકાર બે પ્રકારે છે. (૧) અધ્યયન અર્થાધિકાર, અને ઉદ્દેશ અર્થાધિકાર, છે તેમાં અહીં અધ્યયન અર્થાધિકાર, કહ્યો છે. અને ઉદ્દેશ અર્થાધિકારને ગાથાના આંતરે નિર્યુક્તિકાર પોતે કહેશે.

હવે નિક્ષેપાનો અવસર છે. તે ત્રણ પ્રકારે છે, ઓઘનિષ્પન્ન, નામનિષ્પન્ન, સૂત્રલાપક નિષ્પન્ન તેમાં ઓઘ નિષ્પન્નમાં આ અધ્યયનજ છે, તેનો નિક્ષેપો આવશ્યકાદિ સૂત્રમાં વિસ્તારથી કહ્યો છે. નામ નિષ્પન્નમાં "સમય" એ નામ છે, તેના નિક્ષેપાના અર્થ માટે નિર્યુક્તિકાર કહે છે.

१ २ ३ ४ ५ ६ ७
नामं ठवणा दविए खेत्ते काले कुतित्थ संगारे
८ ९ १० ११ १२
कुल गण संकर गंडी, बोद्धव्वो भावसमएय ॥ २९ ॥

નામ, સ્થાપના, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, કુતીર્થ, સંગાર, કુલ, ગણુ, સંકર, ગંડી, અને ભાવ એ બાર પ્રકારે સમયનો નિક્ષેપ છે તેમાં નામ સ્થાપના પ્રસિદ્ધ છે. દ્રવ્ય સમય એટલે દ્રવ્યનો સમ્યગ્ અયન (પરિણતિ વિશેષ) એટલે સ્વભાવ જાણુવો તે જીવ દ્રવ્યનો ઉપયોગ, પુદગલ દ્રવ્યનું મૂર્તત્વ છે. ધર્મ અધર્મ અને આકાશ એ ત્રણેનો અનુક્રમે સ્વભાવગતિ, સ્થિતિ અને અવગાહન દાન લક્ષણુ છે. અથવા જે દ્રવ્યનો જે અવસર એટલે દ્રવ્યનો ઉપયોગ કાલ છે જેમકે શરીર આશ્રી.

વર્ષા ૠતુમાં લવણુ અમૃત સમાન, શરદમાં પાણી, ગાયનું દૂધ હેમંત ૠતુમાં, શિશિર ૠતુમાં આમળાંનો રસ, વસંતમાં ઘી, અને ગ્રીષ્મમાં ગુડ (ગોળ) અમૃત સમાન છે. ક્ષેત્ર સમય તે ક્ષેત્ર એટલે આકાશ તેનો સ્વભાવ તે જેમ.

एगेण विसे पुण्णे, दोहिवि पुण्णे सयंपिमाएज्जा ।
लक्ख सएण वि पुण्णे,, कोडि सहस्संपि माएज्जा ॥१॥

એક પરમાણુથી પણુ પૂરાય, બેથી પણુ પૂરાય સોપણુ માયે, સોલાખથી પણુ પૂરાય, અને કોડીસહસ્ર (હજાર) પણુ માઈ જાય. અથવા દેવકુરૂ વિગેરે ક્ષેત્રોનો આવો અનુભાવ છે. કે ત્યાં ઉત્પન્ન થતા પ્રાણીઓ સુરૂપવાળા, નિત્ય સુખી, વેર વિનાના હોય છે. અથવા ક્ષેત્રનો પરિક્રમણુ

અવસરક્ષેત્ર સમય છે. કાલ સમય તે સુખમ વિગેરે આ-રાનો અનુભાવ છે. અથવા કમળનાં સો કોમળ પાંહડાં સેહાઇ જાય તેથી પણ સમય કાળ બારીક છે. આ કાળ સમય છે. અહીં દ્રવ્યક્ષેત્ર;કાળના વિષયમાં પ્રાધાન્ય પણાની વિવક્ષાથી દ્રવ્યક્ષેત્ર કાળ સમયપણું જાણવું. કુતીર્થ સમય એટલે જૈનેતરનાં પોતપોતાનાં માનેલાં આગમ ( સિદ્ધાંત ) જાણવાં અથવા તેમાં બતાવેલાં અનુષ્ઠાન છે. સંગાર·સમય તે સંકેત રૂપ છે. જેમકે પૂર્વભવમાં સિદ્ધાર્થ સારથી દેવે પૂર્વે કરેલા સંકેત પ્રમાણે કૃષ્ણવાસુદેવના મડદાને લઇ જતા મુગ્ધ બળદેવને અનેક પ્રકારે બનાવો બતાવી પ્રતી-બોધ કર્યો. કુલ સમય તે કુલાચાર જેમકે શક લોકોની પિતૃ શુદ્ધિ, આભીરો ( રબારીઓ ) ની મંથનિકા શુદ્ધિ છે. ગણ સમય તે જેમ મલ્લોનો આ આચાર છે કે જે કોઇ અનાથ મલ્લ મરે તો તેની જાતિવાળા તેનો સંસ્કાર કરી દે. અને પડી ગયો હોય તો તેનો ઉદ્ધાર કરે. ( ઉઠાડે ), સંકર સમય તે ભિન્ન જાતિઓનું મલવું. એક વાક્યપણું, જેમકે વામ માર્ગી વિગેરેની અનાચારમાં પ્રવૃતિ છતાં ગુપ્તિ કરણ છે અર્થાત્ તેઓ બધા મળીને છાના દુરાચાર સેવે તોપણ કોઇને કહેતા નથી, ગંડી સમય તે જેમકે શાક્યલોકમાં ભોજન વખતમાં ગંડીતાડન (       ) કરવું ભાવ સમયનોઆગમથી આ

અધ્યયન જ છે. તેનું જ અહીં પ્રયોજન છે. બાકીના નિક્ષેપા શિષ્યોની બુદ્ધિના વિકાસ કરવા માટે બતાવ્યા છે.

હવે પૂર્વે કહેલા ઉદ્દેશાના અર્થનો અધિકાર કહે છે.

महपंच भूय एकप्पएय, तज्जीव तस्सरीरेय
तहय अगार गवाती, अत्तच्छट्ठो अफलवादी ॥ ३० ॥

बीए नियइवाओ अण्णाणिय, तहय नाण वाईओ
कम्मं चयं न गच्छइ चउव्विहं भिक्खु समयंमि ॥ ३१ ॥

तइए आहाकम्मं कडवाई, जहयते य वाईओ
किच्चुवमा य चउत्थे, परप्पवाई अविरएसु ॥ ३२ ॥

આ અધ્યયનના ચાર ઉદ્દેશા છે, તેમાં પહેલા ઉદ્દેશાના છ અર્થાધિકાર પહેલી ગાથા વડે બતાવ્યા છે. તે આ પ્રમાણે પંચભૂતો તે પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ આકાશ તે સર્વ લોકમાં વ્યાપેલાં ભૂતો હોવાથી મહાન ભૂતો છે તેનું વર્ણન તે આ એક અર્થાધિકાર થયો. તથા ચેતન અચેતન તે બધું આત્માના વિવર્ત (      ) ભાગમાં છે. તેથી આત્મા જ અદ્વૈતવાદે છે, એવું સ્વીકારવાથી આ બીજો અર્થાધિકાર થયો. તે આ જીવ કાયાકારમાં ભૂત પરિણામે રહેલો હોવાથી તે જીવ અને શરીર એક છે એમ માનવા વડે ત્રીજો અર્થાધિકાર થયો. તથા જીવ અકારક (કશું પણ ન કરનારો)

સર્વ પુણ્ય પાપ વિગેરેનો અકર્તા એવું માનનાર નો ચોથો અર્થાધિકાર થયો તથા પાંચ ભૂતથી આત્મા જુદો એટલે છઠ્ઠો સ્વીકારીએ તે આ પાંચમો અર્થાધિકાર છે. તથા અફળ વાદી એટલે કોઇ પણ ક્રિયાનું ફળ નથી એવું જે સ્વીકારે તેનો છઠ્ઠો અર્થાધિકાર જાણવો.

બીજા ઉદ્દેશામાં ચાર અર્થાધિકાર છે.

(૧) નિયતિવાદ, (૨) અજ્ઞાનિકમત (૩) જ્ઞાનવાદ. એ ત્રણ સ્વીકારના ત્રણ અર્થાધિકાર જાણવા. તથા કર્મચય ઉપચય (એકઠું થવું તે) ચાર પ્રકારે થતું નથી. આ ભિક્ષુ સમય એટલે બૌધ મતમાં છે તે બતાવનાર ચોથો અર્થા ધિકાર છે.

ચાર પ્રકારનું કર્મનું અવિજ્ઞાન અવિજ્ઞા પણે ઉત્પન્ન થયેલું એટલે અનાભોગે કરેલું, જેમ માતાના સ્તન વિગેરેમાં આક્રમણ વડે પુત્રની વ્યાપત્તિમાં પણ અનાભોગથી કર્મ બંધાતું નથી, તથા પરિજ્ઞાન પરિજ્ઞા, ફક્ત મન વડે પર્યાલોચન વિચારવું તેના વડે પણ કોઈ પ્રાણીને મારવાના અભાવથી કર્મનો ઉપચય થતો નથી. તથા ઈરણ ઈર્યા એટલે ગમન તેના વડે ઉત્પન્ન થયેલું તે ઇર્યા પ્રત્યય તે પણ કર્મ ઉપચય થતું નથી કારણ કે તેમાં પ્રાણીનો નાશ થવાનો અભાવ છે તેથી તથા સ્વપ્નમાં

કર્મ ઉપચય થતું નથી જેમકે સ્વપ્નમાં ભોજન કરવાથી પણ તૃપ્તિ થતી નથી—

ત્રીજા ઉદ્દેશામાં આ અર્થાધિકાર છે. આધા કર્મ ગત વિચાર, એટલે તે ખાનારના દોષો બતાવ્યા છે. તથા કૃતવાદી કહે છે. કે આ ઇશ્વરે લોક બનાવ્યું છે અથવા પ્રધાન વિગેરે એ કરેલ છે. જેમ કે તે વાદીઓ પોતપોતાના કૃત વાદને લઇને ઉભા થયા છે. તે બીજો અધિકાર છે.

ચોથા ઉદ્દેશામાં આ અધિકાર છે. કે અવિરત ગૃહસ્થોમાં જે કૃત્યો અનુષ્ઠાન છે તે અસંયમથી પ્રધાન કર્ત્તવ્યો વડે પર પ્રવાદી પરતીર્થિકની ઉપમા અપાઈ છે.

## અનુગમ.

હવે અનુગમ કહે છે. તે બે પ્રકારે છે. સૂત્રાનુગમ, નિર્યુક્તિ અનુગમ છે, નિર્યુક્તિ અનુગમ ત્રણ પ્રકારે છે. નિક્ષેપ નિર્યુક્તિ અનુગમ, ઉપોદ્ઘાત નિર્યુક્તિ અનુગમ, સૂત્ર સ્પર્શિક નિર્યુક્તિઅનુગમ છે. તેમાં નિક્ષેપ નિર્યુક્તિ અનુગમ અનુગત છે. કારણ કે તે ઓઘ અને નામ નિષ્પન્નનિક્ષેપામાં અંતર્ગત છે તથા હવે કહેવાતા સૂત્રનું નિક્ષેપન કરવાનું હોવાથી તે આવશે. ઉપોદ્ઘાતનિર્યુક્તિ અનુગમ ૨૬ દ્વારથી પ્રતિપાદક બે ગાથાઓથી જાણવું તે આ છે. ઉદ્દેશે નિદ્દેશે ચ ઇત્યાદિ એટલે પ્રસૂતિનું નિર્ગમન જેમકે

मेघच्छन्ने यथा चद्रो न राजति नभस्तले
उपोद्घातं विनाशास्त्रं तथा न भ्राजते विधौ ॥ १ ॥

મેઘથી ઢંકાયલો ચંદ્ર આકાશમાં શોભતો નથી તેમ શાસ્ત્ર ઉપોદ્ઘાત વિના વિધિમાં શોભતું નથી. સૂત્રસ્પર્શિંકનિ. અનુગમ સૂત્ર હોય ત્યારે શોભે છે અને સૂત્ર તે સૂત્રાનુગમમાં છે. તે અવસર આવ્યો જ છે. તેથી અસ્ખલિતાદિગુણોથી યુક્ત સૂત્ર ઉચ્ચારવું તે સૂત્ર કૃતાંગનું ૧ લું સૂત્ર તેનો શ્લોક આ છે.

## સૂયગડાંગ સૂત્ર. શ્લોક ૧ લો.

बुज्झिज्जत्ति तिउट्टिज्जा. बंधणं परिजाणिया
किमाह बंधणं वीरो, किंवा जाणं तिउट्टई ? ॥ सू ॥ १ ॥

એની સંહિતાદિક્રમથી વ્યાખ્યા કહે છે તે बुध्येत् વિગેરે આસૂત્ર સૂત્રકૃતાંગમાં ૧ લું છે. એનો પ્રથમાંગ આચારાંગ સાથે સંબંધ છે. તે આ પ્રમાણે કે આચારાંગ સૂત્રમાં કહ્યું છે " जीवो छक्काय परुवणा " यतेसिं वहेण बंधोत्ति એટલે જીવ. તે છકાયની પ્રરૂપણા છે. તેમનો વધ કરવો તે કર્મનું બંધન છે. વિગેરે બધા વિષયને સમજે અથવા આ સૂત્રથી કેટલાક વાદીઓ એકલાજ્ઞાનથી મુક્તિ માને છે અને બીજા વાદીઓ એકલી ક્રિયાથી મોક્ષ માને

છે. પણ જૈનોતો જ્ઞાન અને ક્રિયા બંને સાથે મળે તોજ મોક્ષ માને છે તે પ્રથમના આ શ્લોકથી સિદ્ધ કરે છે કે તેમાં જ્ઞાનપૂર્વક ક્રિયા વિવેકથી કરાય તેજ ફલવાળી એટલે મોક્ષ આપનારી છે તે વાત સમજો એટલે આ "બુધ્યેત્" થી જ્ઞાન અને 'ત્રોટયેત્' એનાથી ક્રિયા બતાવી. તેનો અર્થ આ પ્રમાણે કરવો કે બુધ્યેત્ સમજે, બોધ મેળવે એ પ્રથમ ઉપદેશ કર્યો, હવે શિષ્ય પૂછે કે શું સમજે? ઉત્તર-બંધનને જીવ પ્રદેશો સાથે અન્યોઅન્ય અનુવેધરૂપપણે વ્યવસ્થપાય. તે બંધન તે જ્ઞાનાવરણીયાદિ આઠ પ્રકારનું કર્મ છે. તથા તે બંધનના હેતુઓ મિથ્યાત્વ, અવિરતિ કષાય. યોગ અથવા પરિગ્રહ અને આરંભ તેને પ્રથમ સમજે. પણ એકલા સમજવાથી ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ થઇ ન જાય માટે ક્રિયા બતાવે છે કે તે બંધનને સમજીને ઉત્તમ ક્રિયાવડે એટલે સંયમ અનુષ્ઠાનથી આત્માથી પુદગળ સમૂહ જે બંધન રૂપે છે તેને તોડે, એટલે છોડે. આવું સૌધર્મ સ્વામી ગણધર કહે ત્યારે જંબૂસ્વામી જેવા વિનયીશિષ્ય પૂછે કે 'વીર પ્રભુએ બંધન કેવું બતાવ્યું છે.' અથવા શું સમજીને તે બંધનને તોડે? અથવા કેવી રીતે તુટે-હવે આ પ્રશ્નનું સમાધાન કરવા બીજો શ્લોક ગણધર ભગવંત કહે છે.

चित्तमंतम चित्तंवा, परिगिज्झ किसामवि
अन्नंवा अणुजाणाइ, एवं दुक्खाण मुच्चइ ॥ सू ॥ २ ॥

અહીં બંધનકર્મ. અને તેના હેતુઓ કહે છે તેમાં નિદાનીનો જન્મ નિદાન વિના ન થાય માટે પ્રથમ નિદાન બતાવે છે. તેમાં પણ સર્વે આરંભો પ્રથમ બતાવે છે. અને તે સઘળા આરંભો કર્મોદાન રૂપ મુખ્યત્વે આત્માના પોતાના ગ્રહ ( આગ્રહ ) થી ઉત્પન્ન થયેલા છે એથી કરીને પ્રથમ પરિગ્રહને જ બતાવ્યો છે, " ચિત્ત " એટલે જ્ઞાન–કે ઉપયોગ–તે જેને હોય તે " સચિત્ત " એટલે બે પગવાળાં મનુષ્ય. તથા ચાર પગ વાળાં ઢોર–તથા બીજા જીવો. અને જીવ સિવાયનાં બાકી અચિત્ત ( ચિત્ત વિનાનાં ) તે સોનું ચાંદી વિગેરે છે. તે સચિત્ત અને અચિત્તનો સંગ્રહ કરીને તથા કૃશં એટલે થોડા મૂલ્યવાળાં તૃણતુષ ( ઘાસ ફુસ ) અથવા કસને–તે કસ પરિગ્રહણ ( લેવાની ) બુદ્ધિ વડે જીવનો જવાનો સ્વભાવ છે. તેથી તે પ્રમાણે પોતાની મેળે પરિગ્રહ પોતે ધારે અથવા બીજા પાસે રખાવે, અથવા પરિગ્રહ સંગ્રહ કરનારને અનુમોદે–સહાયતા આપે તેથી તે પરિગ્રહના કારણથી પોતે દુઃખ પામે એટલે આઠ પ્રકારના કર્મ બાંધી તેના ફળરૂપ અશાતાવેદનીયના ઉદય વિગેરેથી મુકાય નહીં એથી એ સિદ્ધ થયું કે પરિગ્રહનો આગ્રહ

એજ પરમાર્થંથી અનર્થોનું મૂળ છે તેજ કહ્યું છે કે આ મારો હું એનો વિગેરે જે મમત્વ છે તેનો શ્લોક

ममाहमिति चैष यावदभिमानदाहज्वरः
कृतान्तमुखमेव तावदितिन प्रशान्त्युन्नयः ।
यशः सुखपिपासितैः रयम सावनर्थोत्तरैः
परैरपसङ्ः कुतोपि कथमप्यपाकृष्यते ॥ १ ॥

મારૂં. હું. વિગેરે આ જ્યાં સુધી અભિમાનનો જેને દાહજ્વર છે. ત્યાં સુધી તે જમના મુખમાંજ છે. પણ તેને પ્રશાંતિનો પ્રભાવ થતો નથી.

વળી જેમાં છેવટે અનર્થ છે એવા યશ સુખના અભિલાષુઓ જેઓ બીજા છે તેઓનો આ અને એ એટલે વાંછાઓથી બીજાથી કેવી રીતે છૂટકારો થાય કે પોતે છોડી શકે?

"શાર્દુલ વિક્રીડિત છંદ."

द्वेषस्यायतनं धृतेरपचयः क्षांते प्रतीपो विधि
र्व्याक्षेपस्य सुहृन्मदस्य भवनं ध्यानस्य कष्टो रिपुः ।
दुःखस्य प्रभवः सुखस्य निधनं पापस्य वासोनिजः
प्राज्ञस्यापि परिग्रहो ग्रह इव क्लेशाय नाशाय च ॥ २ ॥

દ્વેષનું ઘર, ધીરજનો નાશક ક્ષાંતિનો નાશક, વ્યાક્ષેપનો ઉત્પાદક મિત્ર, મદનું સ્થાન; ધ્યાનનો પરમ શત્રુ

દુઃખનો ઉત્પાદક, સુખનો નાશક; પાપને રહેવાનું ઘર એવો અનેક દુર્ગુણો વાળો "પરિગ્રહ" (વસ્તુની મુર્છા) તે દુષ્ટ સ્થાનમાં પડેલા ગ્રહ માફક બુદ્ધિવાનને પણ કલેશને માટે તથા નાશને માટે થાય છે.

વળી પરિગ્રહ ન પ્રાપ્ત થયો હોય તો આકાંક્ષા રહે છે. પ્રાપ્ત થયા પછી નષ્ટ થાય તો શોક થાય. કાયમ રહેતો સાચવવાનું દુઃખ અને ભોગવતાં જતાં અતૃપ્તિ આ પ્રમાણે પરિગ્રહ પાસે હોય ત્યાં સુધી દુઃખથી તથા બંધનથી મુકાતો નથી !

तथाच परिग्रहेष्वप्राप्त नष्टेषु कांक्षा शोकौ प्राप्तेषुच रक्षणमुपभोगे। चातृप्तिरित्येवं परिग्रहे सति, दुखात्मकाद्बंधनान्न मुच्यत इति॥२॥

જેણે પરિગ્રહ રાખ્યો તેને ભવિષ્યમાં આરંભ થવાનો અને તેમાં જીવહિંસા થવાની છે. તે બતાવે છે.

सयंति वायए पाणे, अदुवाऽन्ने हिंघायए
हणंत वाऽणुजाणाइ, वेरं वड्ढेइ अप्पणो ॥ ३ ॥ सू.
जस्सि कुले समुप्पन्ने, जेहिं वा संवसेनरे
ममाइ लुप्पई बाले, अण्णे अण्णे हिमुच्छिए ॥ ४ ॥ सू.

અથવા બીજી રીતે બંધન બતાવે છે. સયંતિ વિગેરે સૂત્ર, તેથી એમ બતાવ્યું છે કે.

"તે પરિગ્રહ ધારણ કરનારો અસંતુષ્ઠ રહી વારંવાર તેને મેળવવામાં તત્પર રહી અને પોતાને પેદા કરવામાં વિઘ્ન કરનારા ઉપર દ્વેષ કરી પોતે મનવચન કાયાથી અથવા આયુ બળ તથા શરીરથી પોતે બીજાને દુઃખ પમાડે અથવા બીજા જીવોને તેમના પ્રાણોથી દૂર કરે (મારી નાંખે)

પ્રાણો આ છે.

पञ्चेन्द्रियाणि त्रिविध बलंच
उच्छवासनिश्वासमथान्यदायुः ।
प्राणादशैते भगवद्भिरुक्ता
स्तेषां त्रियोजीकरणं तु हिंसा ॥ १ ॥

પાંચ ઇંદ્રિયો ૫ મનવચન કાયાનું બળ ૩ શ્વાસોશ્વાસ, ૧ અને આયુ ૧ મળી કુલ ૧૦ પ્રાણો છે. તે પ્રભુએ બતાવ્યા છે તેનાથી જીવને જુદો કરવો. તેજ હિંસા છે

વળી તે પરિગ્રહ ધારણ કરનાર પોતે હિંસા કરે છે. એટલુંજ નહીં પણ બીજા પાસે હિંસા કરાવે છે તથા અન્યહિંસા કરનારની પ્રશંસા કરે છે તથા મદદ કરે છે. તેથી કરવા કરાવવા તથા કરતાની પ્રશંસા કરવા વડે પ્રાણીઓનો નાશ કરવાથી સેંકડો જન્મ સુધીનું કર્મ બાંધી વૈરને વધારે છે. તેથી દુઃખની પરંપરાના બંધનથી મુકાતો નથી.

પ્રાણાતિપાતના બતાવવાથી તેની સાથમાં રહેનારા મૃષાવાદ વિગેરે પાપો પણ બંધના હેતુઓ જાણી લેવા ॥ ૩ ॥ વળી બંધનને આશ્રી કહે છે.

જસ્સિ ઇત્યાદિ સૂત્રમાં બતાવ્યા પ્રમાણે જેમાં એટલે રાષ્ટ્ર કૂટાદે કૂલમાં ઉત્પન્ન થયેલો અથવા ધુળમાં સાથે રમેલા મિત્રો સાથે અથવા સ્ત્રી વિગેરે સાથે મનુષ્ય વસે તેમાં માતા પિતા ભાઇ બેન ભાર્યા મિત્ર એવા સંબંધીઓ ઉપર આ મારા છે એવો મમત્વ કરી સ્નેહથી લેપાય છે એટલે મમત્વથી બંધાયલા કર્મ વડે નરક તિર્યંચ મનુષ્ય દેવ વિગેરે ચાર ગતિ રૂપ સંસારમાં ભ્રમણ કરતો પીડાય છે કોણ પીડાય? ઉત્તર જે બાલ એટલે મૂર્ખ, જેને સારા ખોટા નો વિવેક નથી તે અન્ય અન્યમાં મોહિત થયેલો ગૃદ્ધ થયેલો. એટલે વધારે મમતા કરતો પીડાય છે એટલે પ્રથમ માતા પિતામાં પ્રેમ અને પાછળથી સ્ત્રી પુત્ર વિગેરે માં પ્રેમ કરે છે તેથી પીડાય છે હવે પૂર્વ પ્રશ્ન કર્યો હતો કે શું જાણીને બંધન તોડે એનું સમાધાન કરે છે.

वित्तं सोयरियाचेव, सव्वमेवन ताण इ

संखाए जीविअंचेव, कम्मुणाउ तिउट्ट इ ॥ ५ ॥ सूः

વિત્ત એટલે દ્રવ્ય તે સચિત્ત હોય અથવા અચિત હોય. તથા સોદર એટલે એક ઉદરમાં જન્મેલા ભાઈ બેન હોય. તે બધાં

એ ધન વિગેરે સંસારમાં ભમતા જીવને અતિ કટુક શરીર તથા મનની વેદનાઓ અનુભવાવે છે. ( દુ:ખ આપે છે ) પણ તે વિત્તાદિક ખરી રીતે તે જીવના રક્ષણ માટે થતું નથી, તે જાણીને તથા પોતાનું આયુ અલ્પ છે. એમ " જ્ઞપરિજ્ઞાવડે " સમજીને તથા પ્રત્યાખ્યાન પરિજ્ઞાવડે સચિત્ત અચિત્ત પરિગ્રહને તે પ્રાણી માત્રનો ઉપઘાત ( નાશક પીડક ) સમજીને તેને તથા સ્વજનનો સ્નેહ તે બંધનનું સ્થાન છે તેનું પચ્ચકખાણ ( ત્યાગ ) કરીને એ પંડિત માણસ કર્મ બંધનથી દૂર થાય છે અર્થાત્ છૂટે છે. તુ અવ્યયનો અર્થ નિશ્ચય વાચક છે. એટલે નિશ્ચયે કરી છૂટે છે અથવા કર્મ એટલે ક્રિયા સંયમ અનુષ્ઠાન રૂપ છે તેના વડે કર્મથી છૂટે છે.

ઉપર અધ્યયન નો અર્થાધિકાર કહેવાથી સ્વસમય ( જૈન સિદ્ધાંત ) પ્રતિપાદન કર્યો, હવે પરવાદીઓ શું કહે છે તે બતાવે છે.

ए ए गंथे विउक्कम, एगे समण माहणा
अयाणंता विउस्सिता, सत्ताकामे हि माणवा ॥६॥ सू:

આ ઉપર બતાવેલા ગ્રંથોને છોડીને પોતાની ઇચ્છા પ્રમાણે રચેલા ગ્રંથોમાં આસક્ત બની કેટલાક ( પણ બધાનહીં ) બંધાયલા છે તે એવી રીતે કે. જૈન સિદ્ધાંતને ન સ્વીકારતાં સ્વેચ્છાએ ચાલે છે.

જૈન સિદ્ધાંતમાં કહે છે કે " જીવનું અસ્તિત્વ હોય તોજ જ્ઞાનાવરણીયાદિ કર્મનું બંધન છે. અને તેના હેતુ મિથ્યાત્વ અવિરતિ પ્રમાદ વિગેરે તથા પરિગ્રહ આરંભ વિગેરે છે. તેને તોડવાનો ઉપાય સમ્યગ્ દર્શન જ્ઞાન ચારિત્ર છે તેના આરાધવાથી જ મોક્ષ છે. આવું જે જૈન ગ્રંથોમાં બતાવેલું છે તે ગ્રંથોને શ્રમણ એટલે બૌદ્ધ સાધુ તથા બ્રહસ્પતિ મતના અનુસરનારા બ્રાહ્મણો જિનેશ્વરના કહેલા ગ્રંથોને ઉલંઘીને પરમાર્થને ન જાણતાં અનેક પ્રકારે પોતાના માનેલા રચેલા સિદ્ધાંતોમાં આગ્રહી છે જેમકે બૌદ્ધો કહે છે કે–

સુખ દુઃખ, ઇચ્છા, દ્વેષ જ્ઞાનનો આધારભૂત આત્મા કોઇ પણ નથી કિંતુ ફક્ત " વિજ્ઞાન " એ એકલુંજ સંસારમાં વર્ત્તે છે–અને બધા સંસ્કારો ક્ષણમાત્ર રહેનારા છે. તથા સાંખ્યમતવાળા એવું કહે છે કે–

સત્વ, રજ, તમઃની સામ્ય અવસ્થા પ્રકૃતી છે પ્રકૃતિથી મહાન્ બુદ્ધિ મહાનથી અહંકાર ઉત્પન્ન થાય છે. તેનાથી ગણ ષોડશક. એટલે સોલ ગુણો તેનાથી પાંચભૂત અને ચૈતન્ય તે પુરૂષનું સ્વરૂપ છે વિગેરે–વળી વૈશેષિક એમ કહે છે–

દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, સમવાય આ છ પદાર્થો છે; નૈયાયિક એમ કહે છે. કે

પ્રમાણ, પ્રમેય વિગેરે પદાર્થોના અન્વય, વ્યતિરેકના પરિજ્ઞાનથી મોક્ષ પ્રાપ્તિ છે એ પ્રમાણે તેમનો મત છે. વળી મીમાંસકો કહે છે. પ્રેરણા લક્ષણવાળો ધર્મ છે. તથા કોઇ પણ સર્વજ્ઞ જગતમાં વિદ્યમાન નથી. તથા મુક્તિનો અભાવ છે એવા તત્વોને માની રહેલા છે.

વળી ચાવાકો એમ કહે છે.

પરલોકમાં જનાર કોઇ ( જીવ ) જ નથી, પાંચભૂતથી જુદો કોઇ જીવ નામનો પદાર્થજ નથી તેથી પુણ્ય પાપ પણ નથી, આવી રીતે તે લોકાયતિક ( ચાર્વાક મતના નાસ્તિક લોકો ) આવું ખોટું માની તે પાંચે ઇંદ્રિયોના વિષયમાં દુરાચાર વિગેરેમાં રકત થયેલા છે. વળી તેઓ કહે છે કે—

एतावानेव पुरुषो, यावानिंद्रिय गोचरः
भद्रे वृकपदं पश्य यद्वदन्त्य बहुश्रुताः ॥ १ ॥
पिबखादच साधु शोभने, यद्तीतं वरगा त्रितन्नते
नहि भीरुगतं निवर्तते समुदय मात्रमिदं कलेवरम् ॥ २ ॥

આટલોજ લોક પરલોક છે. કે જે ઇંદ્રિયોથી દેખાય છે આમ નાસ્તિકનો ઉત્પાદક બ્રહસ્પતિ નામનો પંડિત પોતાની બેન જે બાળ વિધવા સુંદર છે. તેને ફસાવવા લજ્જા છોડાવવા કહે છે કે ભદ્રે પુણ્ય પાપ પરલોક વિગેરે ભોળા માણસોને ઠગવા અબહુશ્રુત ( મૂર્ખ ) માણસોએ શોધી કાઢયું છે. જેમ

આવૃકનું પગલું છે. તેને અંજાણ્યા માણસો ગમે તેમ બકે છે. ખરી વાત તો આપણેજ જાણીએ છીએ ॥૧॥

માટે ઇચ્છાનુસાર પી. ખા. દારૂ માંસ વિગેરે કશું અભક્ષ્ય નથી! હે સુંદરિ! જે ભોગવ્યું નથી, કે વખત ગુમાવ્યો તે તો ગુમાવ્યું પણ હવે તે પાછો કાળ અને વય આવવાની નથી હે ભીરૂ! આપણા ભોગ તથા આનંદ તે માટેજ આ શરીર છે!

આ પ્રમાણે જૈનેતરો પોત પોતાના ઇચ્છિત વિચારોમાં મગ્ન બની અર્હંત્ ભગવંતના કહેલા તત્વના રહસ્યને નજાણતાં તેનું ઉલ્લંઘન કરે છે તેથી તેઓ વિષયાસક્ત બનેલા છે.

હવે સૌથી વધારે નિંદનીક ચાર્વાક મતનુંજ વર્ણન કરે છે.

संति पंच महब्भूया, इह मेगेसि माहिया
पुढवी आउ तेउ वा वाउ आगास पंचमा ॥ ७ ॥ सू०
ए पंच मह ब्भूया, ते ब्भो ए गोत्ति आहिया
अहतेसिंविणासेणं विणासो होइ देहिणो ॥ ८ ॥ सू०

પાંચ મોટાં ભૂત સર્વ લોક વ્યાપી છે તેથી મોટાં ભૂત કહેવાય છે. આ ભૂત શબ્દ વડે ભૂતનો અભાવ માનનારા વાદીઓનું ખંડન કર્યું છે. હવે એકલાં ભૂતજ માનનારા કોઇ તે મતના ઉત્પાદકો જે ભૂત વાદીઓ એટલે બ્રહસ્પતિ

પંડિતના મતમાં રહેનારનું આ તત્વ છે તે તેઓ માને છે અને બીજા ને પણ તે બતાવે છે. કે પૃથ્વી કઠિણ છે. પાણી દ્રવ એટલી પ્રવાહી છે. તેજ તે ઉષ્ણતા છે વાયુ ચલન લક્ષણ છે અને આકાશ પોલાણવાળું છે. આ પાંચ ભૂત તેમનાં માનેલાં સાંગોપાંગ પ્રસિદ્ધ છે. તેથી તથા તે પાંચે પ્રત્યક્ષ દેખાવાથી કોઈ પણ તેનો અભાવ નમાની શકે.

પ્રશ્ન સાંખ્ય વિગેરે એ પણ આ પાંચ ભૂત તો માનેલાં છે જ, જેમકે સાંખ્યો કહે છે.

સત્વ, રજ, તમો રૂપ પ્રધાન મહાન્ તે બુદ્ધિ મોટાઇ-થી અહંકાર, "હું એવો" ભાવ, તેથી ષોડશ ગણ થાય છે તે સોળ આ છે. પાંચ સ્પર્શાદિ બુદ્ધિ ઇંદ્રિયો તથા વાક્ હાથ પગ ટટ્ટીની જગ્યા પેશાબની જગ્યા આ પાંચ કર્મ ઇંદ્રિ-યો અગ્યારમું મન છે પાંચ તે ઇંદ્રિયોના વિષયો તે ગંધ, રસ, રૂપ, સ્પર્શ, શબ્દ તે "તન્ માત્ર" નામે ઓળખાવેલ છે.

એટલે ગંધવાળી પૃથ્વી એ પૃથ્વીમાં ગંધ રૂપ રસ અને સ્પર્શ એ વા ચાર છે. રસમાત્ર આપ (પાણી) એટલે તે પાણીમાં રસ રૂપ અને સ્પર્શ છે રૂપ માત્ર તેજ એટલે અગ્નિમાં રૂપ અને સ્પર્શ છે સ્પર્શ માત્ર વાયુ તે સ્પર્શવાળો છે શબ્દ તન્માત્ર આકાશ, તેમાં ગંધ રસ રૂપ સ્પર્શ એ ચાર સિવાય ઉત્પન્ન થાય છે હવે વૈશેષિક પણ ભુતોને કહે છે.

પૃથ્વીપણાના યોગથી પૃથ્વી, તે પરમાણુપણે નિત્ય અને બે અણુ વિગેરેના સંબંધથી કાર્ય રૂપે અનિત્ય ચઉદ

ગુણો તે રૂપ, રસ, ગંધ, સ્પર્શ, સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, ગુરૂત્વ, દ્રવત્વ, અને વેગ એનાં વડે યુક્ત છે. તેવી રીતે અપ (પાણી) પણેથી પાણી છે તેમાં રૂપ રસ ગંધ સ્પર્શ સંખ્યા પરિમાણ પ્રથકત્વ સંયોગ વિભાગ પરત્વ અપરત્વ ગુરૂત્વ સ્વભાવિક દ્રવત્વ સ્નેહ અને વેગ તેઓનું રૂપ શુકલ રસ મધુર, સ્પર્શ શીત જ છે. હવે અગ્નિ (તેજ) તેજપણાથી તેજ રૂપ, સ્પર્શ, સંખ્યા, પરિમાણ, પૃથકત્વ, સંયોગ વિભાગ પરત્વ, અપરત્વ, નૈમિત્તિક, દ્રવત્વ, વેગ, એમ અગ્યાર ગુણોવાળું, તેમાં રૂપ સફેદ અને ચળકતું સ્પર્શ-ઉષ્ણ જ છે. અને વાયુત્વ યોગથી વાયુ. તે અનુષ્ણ, શીત સ્પર્શ સંખ્યા, પરિમાણ, પૃથકત્વ, સંયોગ વિભાગ, પરત્વ અપરત્વ, વેગ શબ્દ, નવગુણવાળો હૃત્ કંપ, શબ્દ અનુષ્ણ શીત સ્પર્શલિંગ આકાશ, એવી પારિભાષિક સંજ્ઞા તેનું એકપણું છે. તેથી તે સંખ્યા પરિમાણ પૃથકત્વ સંયોગ, વિભાગ શબ્દ, એ છ ગુણો વાળું શબ્દલિંગ છે. એમ અન્યવાદિ જેઓ ભૂતોના સદ્ભાવનો આશ્રય ગ્રહણ કરવાથી તેઓથી જુદા લોકાયતિક મતની અપેક્ષાએ પંચ ભૂતવાદી એમ કેમ લીધા ?

## ઉત્તર.

સાંખ્ય વિગેરે મતવાળો. પ્રધાનપણે અહંકારાદિ વાળો તથા કાળદિશા આત્માદિક અન્ય વસ્તુનો પણ સ્વીકા-

ર કર્યો છે પણ લોકાયતિક તો પાંચ ભૂત સિવાય આત્મા વિગેરે કશું માનતા નથી એથી તેમના આશ્રીત સૂત્રાર્થ કહેવાય જેવી રીતે તેઓ માને છે તેવું બતાવે છે એ પાંચ ભૂતોથી પરિણુત થઇ કાયા કારે પરિણુમીને કંઇ પણુ રૂપે ભૂતોથી અવ્યતિરિક્ત ( જુદો નહીં ) આત્મા થાય છે પણ પાંચ ભૂતોથી જુદો કોઈ પણુ પરિકલ્પિત પરલોકમાં જનારો સુખ દુખને ભોગવનારો જીવ નામનો પદાર્થજ નથી એવું તેઓનું માનવું છે. તેવો ઉપદેશ પણ કરે છે કે પૃથ્વી વિગેરે ભૂતથી જુદો આત્મા નથી. કારણુ કે તેનં ગ્રહણુ કરનાર પ્રમાણુનો અભાવ છે આ લોકો ફક્ત પ્રત્યક્ષ પ્રમાણુને જ માને છે પણુ અનુમાન વિગેરે પ્રમાણુને માનતા નથી કારણુ કે અનુમાન વિગેરેમાં ઇંદ્રિયો સાથે પદાર્થનો સંબંધ ન હોવાથી વ્યભિચારનો સંભવ છે અને વ્યભિચાર થતાં તે અનુમાન પ્રમાણુ માનતાં બાધા સંભવ થતાં તેનું લક્ષણુ દોષવાળું થાય તેથી વિશ્વાસપાત્ર ન થાય; કહ્યું છે કે

हस्त स्पर्शा दिवान्धेन, विषमेपथि धावता
अनुमान प्रधानेन विनिपातोन दुर्लभः १ ॥

જેમ આંધળો માણુસ ભીંત વિગેરેને હાથ દઇ ખરાબ માર્ગે દોડતા જતાં પડી જાય તેમ અનુમાન પ્રમાણુને મુખ્ય માની કાર્ય કરવા જાય તો તેને પડી જવું (ભૂલ થવી) તે દુર્લભ નથી—અહીં જેમ અનુમાન પ્રમાણુનો તિરસ્કાર કર્યો તેમજ બીજાં આગમ વિગેરેમાં પણુ સાક્ષાત્ પદાર્થના સંબંધનો

અભાવ હોવાથી હસ્તસ્પર્શ કરી આંધળો ચાલે તેવું ભૂલવાનો સંભવ તેમાં છે. માટે પ્રત્યક્ષ પ્રમાણને માનવું જ સારૂં છે તેથી ભૂતોથી જુદો આત્મા ન માનવો જોઇએ. અને જે. ચૈતન્ય ભૂતોમાં દેખાય છે તે ભૂતોમાંજ કાયાકારે ભૂતો પરિણમતાં પ્રકટ દેખાય છે જેમ દારૂ બનાવવાની વસ્તુ એકઠી. થતાં દારૂનો નિશો તેમાં ઉત્પન્ન થાય છે. તેવી રીતે સમજવું. પણ ભૂતથી જુદો આત્મા નહીં પણ તેમાંજ સમાવેશ કરવો જેમ માટી વિગેરેનો ઘડો. એટલે ખરી રીતે તો ભૂતથી આ આત્મા જુદો નહીં પણ તે નો અભાવ હોવાથી ભૂતોના એકઠા થવાથી જ તેમાં તેમની જ ચૈતન્ય શક્તિ છે! જેમ પાણીમાં પરપોટા થાય છે. કેટલાક લોકાયતિકો આકાશને ભૂતપણે માને છે તેથી " ભૂત પંચક " કહેવું હોાબત નથી. હવે તે લોકાયતિકને કોઇ શંકા પૂછે કે ભાઇ! ભૂતોથી જુદો અપર (બીજો) આત્મા પદાર્થંજ નથી તો મરી ગયો એવી લોકમાં વાયકા છે તે કેવા રીતે?

## તેનો ઉત્તર આપે છે કે.

એ ભૂતો કાયાકારે પરિણમતાં ચૈતન પ્રકટ થયું ત્યાર પછી પાંચ ભૂતોમાંથી કોઇપણ ભૂત વાયુ કે અગ્નિ કે બંનેનું નિકળી જવું થતાં દેહ ધારણ કરનાર દેવદત્ત વિગેરેનો વિનાશ થાય છે. તેથી લોકમાં " મુઓ " એવી વાયકા છે.

પણ કંઈ "જીવમુઓ" એવું નથી આ પ્રમાણે લોકાયતિક મતનો પૂર્વ પક્ષ "ભૂતથી આત્મા જુદો નહીં" એવો સિદ્ધ કર્યો. હવે તેનું ખંડન નિર્યુક્તિકાર પોતે કરે છે.

पंचण्हं संजोए अण्णगुणाणं च चेयणाइ गुणो;
पंचिंदिय ठाणाणं ण अण्ण मुणियं मुणइ अण्णो, नि ॥३३॥

પાંચ ભૂત પૃથ્વી આદિના સંયોગે કાયાકાર પરિણામ થઇ ને ચૈતન્યાદિક તથા આદી શબ્દથી ભાષા ચંક્રમણ (ચાલવું) વિગેરે ગુણો ન થાય. એવી અમારી (જૈન સિદ્ધાંતકારની) પ્રતિજ્ઞા છે અન્ય વિગેરે અહીં હેતુપણે લીધા છે દૃષ્ટાંત અહીં સુલભ હોવાથી બતાવ્યું નથી. પોતાની મેળે વિચારી લેવું, અહીં ચાર્વાક ને પૂછવું; કે બોલો.

પાંચ ભૂતના સંયોગે ચૈતન્ય પ્રકટ દેખાય છે તે તેઓના સંયોગમાં પણ સ્વતંત્ર છે કે પરસ્પરની અપેક્ષા એ પરતંત્ર છે ? હવે તેમાં સ્વતંત્ર નથી કારણ કે તેમાં ચૈતન્યથી બીજા ગુણો તે અન્ય ગુણો તે જેમ આધાર કાઠિન્ય ગુણવાળી પૃથ્વી, દ્રવગુણ–પાણી પકવનાર ગુણ તેજ (અગ્નિ) ચલન ગુણ વાયુ, અવગાહદાન ગુણ આકાશ, અથવા પૂર્વે કહેલા ગંધ વિગેરે પૃથ્વી વિગેરેમાં એકેક ગુણ પરિહાનિ વડે એ બધા એ ગુણો ચૈતન્યથી અલગ છે. એ પ્રમાણે પૃથ્વી વિગેરેના અન્ય

ગુણો સિદ્ધ થયા. ચ શબ્દથી બીજા વિકલ્પની સૂચના બતાવે છે. ચૈતન્ય ગુણ સાધ્ય કરતાં પ્રથમ પૃથ્વી વિગેરેના અન્ય ગુણો છતાં ચૈતન્ય ગુણ પૃથ્વી વિગેરે એક એકમાં જુદો પણ નથી તો તે ભેગા થયા પછી ચૈતન્ય ગુણ સિદ્ધ ન થાય.

## પ્રયોગ આ પ્રમાણે.

ભૂતોનો સમુદાય સ્વતંત્ર હોય તો ધર્મી પણ સ્વીકારાય તેનો ચૈતન્ય નામનો ગુણ સાધ્ય ધર્મ નથી, પૃથ્વી વિગેરેના ગુણોથી તે તદ્દન જુદો હોવાથી, અને જે જે અન્ય ગુણોનો સમુદાય છે. તેમાં અપૂર્વ ગુણની ઉત્પત્તિ નથી થતી, જેમ રેતીના કણો ભેગા કરી પીલવાથી પણ સ્નિગ્ધ ગુણવાળું તેલ નીકલતું નથી. અથવા ઘટ પટના સમુદાયથી સ્તંભ વિગેરે ન થાય, અને કાયમાં તો ચેતન દેખાય છે. તેથી આ ચેતન ગુણ તે કાયનો નહીં પણ તે તો ચેતનનો ગુણ છે. આ સાધવામાં બીજો હેતુ બતાવે છે પંચિંદિયઠાણાણં એટલે તે પાંચ સ્પર્શન, રસ, ઘ્રાણ ચક્ષુ, શ્રોત્ર નામની ઇંદ્રિયો તેઓના સ્થાન અવકાશ તેઓમાં ચૈતન્ય ગુણના અભાવથી ભૂત સમુદાયમાં પણ ચૈતન્ય નથી, અહીંઆં સમજવાનું છે કે લોકાયતિકોના મતમાં અપર ( બીજો ) કોઇ દેખનાર ( આત્મા ) નથી તેથી ઇંદ્રિયો પોતેજ દેખનાર છે તેઓનાં જે સ્થાન ઉપાદાન કારણ અચિત્ત રૂપે હોવાથી તેમાં ચૈતન્ય ગુણ

નથી. ઈંદ્રિઓનાં આ સ્થાન છે. શ્રોત્ર ઇંદ્રિયનું આકાશ સ્થાન સુષિર (પોલું) છે. ઘ્રાણુ ઈંદીયનું પૃથ્વી સ્થાન તેના રૂપે છે. ચક્ષુ ઇંદ્રિય તેજ રૂપ છે. રસ ઇંદ્રિયનું પાણી, સ્પર્શ ઇંદ્રિયનું વાયુ સ્થાન છે. અહીં આ પ્રયોગ કરવો.

ઇંદ્રિયો ઉપલબ્ધિવાળી નથી, તેઓમાં અ ચેતન ગુણુની શરૂવાત હોવાથી અને જે જે અચેતન ગુણુ આરંભે તે તે અચેતન છે, જેમ ઘટ પટ્ટ વિગેરે છે, એ પ્રમાણે પણુ ભૂત સમુદાયમાં ચૈતન્યનો અભાવજ સાધ્યો. પાછો બીજો હેતુ કહે છે.

ण अण्ण मुणियं मुणइ अण्णो इत्यादि–

અહીં ઇંદ્રિઓ પ્રત્યેક ભૂતરૂપ છે. તે બધીએ બીજા (આત્મા) ના દેખનારનો અભાવે પોતેજ દેખનારી છે. તેઓને પ્રત્યેકને પોતપોતાના વિષયથી અન્ય વિષયમાં પ્રવૃતિ નથી થતી. કારણુ કે એક ઇંદ્રિયનું જાણેલું બીજી ઇંદ્રિય જાણુતી નથી. અને "મેં પાંચે પણુ વિષયો જાણ્યા" એવો સંકલનાનો પ્રત્યય (ખાત્રી) થતો નથી. અને આપણે તે અનુભવીએ છીએ. તેથી એક દ્રષ્ટાવડેજ કાર્ય સિદ્ધિ થાય છે. તે દ્રષ્ટાનું ચૈતન્ય છે. પણ ભૂત સમુદાયનો ગુણુ ચૈતન્ય નથી.

## પ્રયોગ. આ પ્રમાણે.

ભૂત સમુદાયમાં ચૈતન્ય નથી, તેનો આરંભ કરવા ઈંદ્રિયોના પ્રત્યેક વિષય ગ્રહણુ કરતાં છતાં સંકલના પ્રત્યયનો અભાવ

છે, અને જો અન્યગ્રહિત ને પણ અન્ય જાણે તો દેવદત્તનું ગ્રહણ કરેલું યજ્ઞદત્ત ગ્રહણ કરે. ( દેવદત્તનું જાણેલું યજ્ઞદત્ત જાણી જાય ! ) આ ક્યાંય દેખ્યું નથી તેમ માનવામાં પણ નહીં આવે !

## લોકાયતિકની યુક્તિ.

આ સ્વતંત્ર પક્ષમાં દોષ આવે પણ જો પરસ્પર સાપેક્ષના પરતંત્રતાના સ્વીકારથી ભૂતો મળવાથી જ ચૈતન્ય નામનો ધર્મ સંયોગ વશથી ઉત્પન્ન થાય છે જેમકે કીણ્વ ( દારૂ બનાવવાની ચીજ ) ઉદક વિગેરે દારૂના અંગો એકઠાં થતાં પ્રત્યેકમાં નહીં વિદ્યમાન એવી મદશક્તિ ( નિશો ) ઉત્પન્ન થાય છે, તો પછી દોષનો અવકાશ કયાંથી રહે !

## જૈન આચાર્યનો ઉત્તર.

ગાથામાં રહેલા ચ શબ્દથી આક્ષેપ કહે છે. સાંભળો "ભુતોમાંથી પરસ્પર સાપેક્ષ સંયોગથી ચૈતન્ય ઉત્પન્ન થાય છે, તેમાં અમે પ્રથમ પ્રશ્ન પૂછીએ છીએ. કે આ તમારો સંયોગ સંયોગિ પદાર્થથી ભિન્ન છે કે અભિન્ન છે જો ભિન્ન હોયતો "છઠ્ઠો ભૂત" ઉભો થાય ! પણ તમે પાંચ ભૂતથી જુદું સંયોગ નામનું ભૂત ગ્રાહકપ્રમાણ માનતા નથી. તમારૂં પ્રમાણ ફક્ત એક પ્રત્યક્ષજ તમે માનો છો, તેનાથી આ ગ્રહણ કરતું નથી, જો પ્રમાણ બીજું માનો તો તે પ્રમાણથી જીવ પણ માનીલો અને જો ભૂતોથી અભિન્ન સંયોગ હોયતો

ત્યાં પણ આચિંતવવું કે કેમ ભૂત ચેતનાવાળા કે અચેતના-વાળા ? જો ચેતનાવાળાં તો એકેંદ્રિય સિદ્ધિ ત્યારે સમુદાયની પાંચ પ્રકારના ચેતનની સિદ્ધિ થશે. અને અચેતન માનો તો પૂર્વે કહેલો દોષ ઉભો રહેશે કારણ કે જયાં પ્રત્યેકમાં જુદું નથી તેના સમુદાયમાં થતું પણ કયાંય દેખાતું નથી. રેતીના કણમાંથી જેમ તેલ થતું નથી! વળી તમો કહો છો કે, "મદ્યાંગ જુદામાં મદ શકિત નથી તે સમુદાયમાં આવે છે, તે અયુકત છે. કારણ કે તે કિણુ આદિમાં તેટલી મદ્ય શકિત પહેલાંથી છે. જેમકે કિણ્વમાં ભૂખ દુર કરવાની શકિત છે, તથા ભ્રમ ( ભમેળ ) ઉત્પન્ન કરવાની શકિત છે. અને પાણીમાં તરશ મટાડવાની શકિત છે તેથી:મદ્યાંગમાં પણ સમુદાય જેવા થોડે અંશે ગુણો છે. તે દ્દષ્ટાંત અહીં ભૂતોમાં ચેતન પ્રત્યેકમાં જુદું નમાનવાથી દાર્ષ્ટાન્તિક સાથે અસામ્ય છે, વળી ભૂતમાં ચૈતન્યનો સ્વીકાર કરવાથી મરણનો અભાવ થાય છે કારણ કે મૃત કાયમાં પણ પૃથ્વી આદિ ભૂતોનો સદ્ભાવ છે પણ જીવન શકિત નથી. જો મૃત કાયમાં વાયુ અને તેજના અભાવથી મરણનો સદ્ભાવ છે, આવું બોલવું તે મૂરખાનું કહેવું છે.

કારણ કે મૃત કાયમાં શોફ (સોજો) (ફુલેલુ') દેખાવાથી વાયુનો અભાવ નથી, કોથના પકિત (પાચન સ્વભાવના દેખાવાથી અગ્નીનો અભાવ નથી. કદી એમ કહેશો કે સૂક્ષ્મ કંઈક

વાયુ. અથવા અગ્નિ તેમાં રહેલો, તે જતો રહેવાથી તેમ થાય છે તો પછી તમે " જીવ " તે બીજા નામથી સ્વીકાર્યો છે. તેથી તમારો કરેલો વિતર્ક નકામો છે. ખરી રીતે તો એજ છે કે ભૂત જે જડ છે. તેમના મળવાથી પણ ચૈતન્યનું પ્રકટ થવું દુર્લભ છે. પૃથ્વી આદિ દરેક એકઠા કર્યા પછી પણ ચૈતન્ય દેખાતું નથી, કદી એમ કહેશો કે કાયાકાર પરિણત થયા પછી તે ચેતન પ્રકટ થાય છે. તો તેમ પણ નથી, કારણ કે લેપવાળી પ્રતિમામાં બધાં ભૂત એકઠાં કરવા છતાં પણ જડત્વજ દેખાય છે તેમજ અન્વય વ્યતિરેક વડે ચિતવતાં પણ આ ચેતન ગુણ ભૂતોમાં ઉપ્તન્ન થવાને યોગ્ય નથી અને જો એમ માનો કે આ શરીરમાંજ ઉપ્તન્ન થાય છે. તો આ છેવટના ઉપાયથી જીવજ સિદ્ધ થશે તેથી પોતાનો કદાગ્રહ મુકીને "જીવ" જુદો માનવાનો પક્ષ સ્વીકારો. વળી તમે પૂર્વે કહ્યું કે પૃથ્વી વિગેરેથી વ્યતિરિક્ત ( જુદો ) આત્મા નથી. કારણ કે તેના ગ્રાહક પ્રમાણનો અભાવ છે અને પ્રમાણ ફક્ત પ્રત્યક્ષ જ છે, ઇત્યાદિ તેનો ઉત્તર જૈનાચાર્ય આપે છે કે પ્રત્યક્ષજ પ્રમાણ માનવું, પણ ન અનુમાનાદિક, એ તમારૂં વચન અનુપાસિત ગુરૂ જેવું છે. કારણ કે " અર્થનું અવિસંવાદક તે પ્રમાણ કહેવાય, અને તમે પ્રત્યક્ષનુંજ પ્રમાણપણું માનો તો કેટલીક પ્રત્યક્ષ વ્યક્તિઓ ધર્મી પણ લઇને પ્રમાણ કરે છે. એ પ્રમાણ છે.

કારણ કે અર્થનું અવિસંવાદકપણું તેમાં છે તેથી, અનુભૂત પ્રત્યક્ષ વ્યક્તિની માફક, તેજ પ્રત્યક્ષ વ્યક્તિઓવડે સ્વસંવિહિત વડે બીજાને વહેવારમાં લાવવાને આ સમર્થ નથી, તેઓનું પોતાનું સંવિન્નિષ્ઠત્વ હોવાથી, અને પ્રત્યક્ષ પ્રમાણનું મુંગાપણું છે. તથા અનુમાન પ્રમાણ તે પ્રમાણ નથી, એવું અનુમાન કરીને અનુમાનને ઉડાવવું તે કરતોચાવોક કેવી રીતે ઉન્મત્ત બનેલો ન થાય? કારણ કે આ પ્રમાણે જો તે અનુમાનને અપ્રમાણ ઠરાવે, કે ન અનુમાન પ્રમાણ, વિસંવાદકપણાથી, અનુભૂત અનુમાન વ્યક્તિ માફક, હવે આ અનુમાન છે તે એમ કહેશે કે "પર પ્રસિદ્ધિને માટે કહ્યું છે, તો તે પણ તમારૂં કહેવું અયુક્ત છે" કારણ કે તમને પૂછશું કે બોલો " કે પરનું માનેલું અનુમાન પ્રમાણ તમને પ્રમાણ છે કે અપ્રમાણ? જો પ્રમાણ હોય તો અનુમાનને અપ્રમાણ કેવી રીતે કહો છો! અને જો અપ્રમાણ એ વિકલ્પને માનો તો અપ્રમાણ માને છ તે કેવી રીતે પરની ખાત્રી કરશો? કદી કહેશો કે બીજાએ અનુમાન છે તે પ્રમાણ માન્યું છે તેથી, તો તે પણ અયુક્ત છે. કારણ કે જો કોઇ મૂઢપણાથી અપ્રમાણને પ્રમાણ માને તો તમારા જેવા અતિ નિપુણ પણ તેની માફક મૂઢપણું સ્વીકારી લેશો—કે? વળી કેઇ અજ્ઞ ( મૂર્ખ ) ગોળને વિષ માને તો તેને મારવાની ઇચ્છાવાળા બુદ્ધિમાને શું તેને ગોળજ

આપવો કે ? તેથી એ પ્રમાણે પ્રત્યક્ષ અનુમાનનું પ્રમાણપણું અપ્રમાણપણું સ્થાપવા જતાં તમારી અનૂ ઇચ્છાએ પણ બળ જબરીથી અનુમાનને પ્રમાણપણે માનવું પડશે! વળી સ્વર્ગ અપવર્ગ દેવતા વિગેરેનો પ્રતિષેધ (નિષેધ) કરતાં તમે ક્યા પ્રમાણથી નિષેધ કરશો ? પ્રત્યક્ષ પ્રમાણથી તો નિષેધ નહીં કરી શકો, કારણ કે તે પ્રત્યક્ષ પ્રમાણ પ્રવર્ત્તતાને નિષેધ કરશે કે નાશ થતાને નિષેધ માનશો? હવે તે પ્રવર્ત્તમાન તો દેખાતું નથી. કારણ કે તેના અભાવના વિષયપણાના વિરોધથી! (તે નથી એવું પ્રત્યક્ષ પ્રમાણ કેવી રીતે કહી શકે ?) તેમ નિવર્ત્તમાન થતું પણ પ્રત્યક્ષ નથી. કારણ કે "તે નથી" એવી તેના વડે ખાત્રી માનવી એ પણ અયુક્ત છે કેમકે વ્યાપકની નિવૃતિ (નાશ) માં વ્યાપ્તિની નિવૃતિ મનાય, પણ ચાર્વાક મતવાળાના મતમાં પ્રત્યક્ષ પ્રમાણજ માનવા વડે સમસ્ત વસ્તુમાં વ્યાપ્તિ ન મનાય (ન સધાય.) તેથી કેવી રીતે પ્રત્યક્ષ નિવૃત્તિમાં પદાર્થની વ્યાવૃત્તિ સાધે ? તેથી સ્વર્ગાદિનો નિષેધ કરવા જતાં ચાર્વાકે અવશ્યે (વિના ઇચ્છાએ) પ્રત્યક્ષ પ્રમાણ વિના બીજાં પ્રમાણ માની લીધાં! વળી તેણે અન્યના અભિપ્રાયના વિજ્ઞાનને સ્વીકારવાથી અહીં ખુલ્લી રીતે બીજાં પ્રમાણ માન્યાં છે, નહીં તો કેવી રીતે બીજાને બોધ કરવા

માટે શાસ્ત્ર શિક્ષા થાવીકે સ્વેછાનુસાર ઉભી કરી છે।
એટલેથી બસ છે.

## ફરી જૈનાચાર્ય કહે છે.

પ્રત્યક્ષ સિવાય બીજાં પ્રમાણો છે તેના વડે આત્માની સિદ્ધિ થશે. તે કયાં? એવો પ્રશ્ન કરનારને ઉત્તર આપે છે.

"આત્મા છે." તેનામાં અસાધારણ ગુણોની પ્રાપ્તિ છે તેથી, જેમ ચક્ષુ ઇંદ્રિયમાં છે તેમ, જેમકે ચક્ષુ ઇંદ્રિય સાક્ષાત્ દેખાતી નથી, પણ સ્પર્શન (શરીર) વિગેરે ઇંદ્રિયોના અસાધારણ રૂપ વિજ્ઞાનની ઉત્પત્તિની શક્તિ વડે તે ચક્ષુનું પણ અનુમાન કરાય છે. તેવીજ રીતે પૃથ્વી વિગેરે અસાધારણ ચૈતન્ય ગુણની પ્રાપ્તિ વડે આત્મા પણ છે. એમ અનુમાન થાય છે અને ચૈતન્ય તે અસાધારણ ગુણ છે. અને તે પૃથ્વી આદિ સમુદાયમાં ચૈતન્ય નથી તે સિદ્ધ કરવામાં આવેલું હોવાથી ચૈતન્ય એ આત્માનોજ ગુણ છે. માટે આત્મા સિદ્ધ થયો.

## વળી બીજી રીતે.

"આત્મા છે." બધી ઇંદ્રિયોનો ઉપલબ્ધ અર્થની સંકલના (જોડાણ) પ્રત્યય (ખાત્રી) નો સદ્ભાવ હોવાથી, પાંચ ગોખમાં અન્ય અન્ય ઉપલબ્ધ (પ્રાપ્તિ) અર્થ સંકલના કરનાર દેવદત્ત માફક, તેવી રીતે આત્મા અર્થનોદષ્ટા

છે. પણ ઇંદ્રિયો નથી, તે ઇંદ્રિયો નાશ થાય તો પણ પૂર્વે જોયેલા પદાર્થોનું સ્મરણ કાયમ રહેવાથી, ગોખનો નાશ થયે પણ તેના દ્વારમાંથી ઉપલબ્ધ અર્થનું સ્મરણ રાખનાર દેવદત્ત માફક.

વળી અર્થાપત્તિ વડે પણ આત્માસિદ્ધ થાય છે જેમકે પૃથ્વી વિગેરે પાંચે ભુત સમુદાય હોવા છતાં પણ લેપ કર્મથી બનેલી મૂર્તિ વિગેરેમાં પણ સુખ દુઃખ ઇચ્છા દ્વેષ પ્રયત્ન વિગેરે ક્રિયાઓનો સદ્ભાવ નથી. એ કારણથી સામર્થ્યથી પણ જણાય છે કે "વિદ્યમાન છે, ભૂતથી જુદો કોઈ પણ સુખ દુઃખ ઇચ્છાદિ ક્રિયાઓનો સમવાયિ કારણ પદાર્થ—" અને તેજ આત્મા સિદ્ધ થાય છે. તેથી આ પ્રમાણે પ્રત્યક્ષ અનુમાનપુર્વક એવી બીજી પણ અર્થાપત્તિ ( વિદ્વાને ) વિચારવી. તેનું આવું લક્ષણ હોય.

प्रमाण षट्क विज्ञातो, यत्रार्थो नान्यथा भवन
अदृष्टं कल्पयेदन्यं, साऽर्थापत्ति रुदाहृत्ता. ॥ १ ॥

છએ પ્રમાણોથી જાણીતો. એવો પદાર્થ જ્યાં બીજી કોઇ રીતે અસિદ્ધ ન થાય. ત્યાં આગળ ન દેખાતો હોય તો પણ તે માની લેવો. તેનું નામ અર્થાપત્તિ છે.

હવે આગમ પ્રમાણથી આત્માનું અસ્તિત્વ જૈનાચાર્ય બતાવે છે.

આ આગમનું વચન છે.

" अत्थिमे आया उववा ए इत्यादि

મારો આત્મા ઉપપાતિક (ઉત્પન્ન થનાર) છે. આવું આગમમાં પ્રત્યક્ષ વચન છે ત્યાં બીજા આગમ પ્રમાણની શી જરૂર છે ?

## વળી જૈનાચાર્ય કહે છે કે.

બધા પ્રમાણમાં મુખ્ય પ્રત્યક્ષ વડેજ આત્મા જણાય છે. તેનાં ગુણ જ્ઞાનના પ્રત્યક્ષપણાથી, અને જ્ઞાન ગુણ તે ગુણીથી અનન્યપણે રહે છે તેથી પ્રત્યક્ષથીજ આત્મા છે. જેમ રૂપાદિગુણ પ્રત્યક્ષ હોવાથી પટ વિગેરે પ્રત્યક્ષ મનાય છે. તેમ આત્મા પણ હું સુખી, હું દુખી, વિગેરે એવા હું પ્રત્યય ગ્રાહ્ય આત્મા પ્રત્યક્ષ છે. અને હું પ્રત્યયના સ્વ સંવિદ (અનુભવ) રૂપપણાથી છે વળી મારૂં શરીર પુરાણું કર્મ છે. શરીરથી જુદું દેખાવાથી, વિગેરે બીજાં પણ પ્રમાણો જીવની સિદ્ધિ માટે વિચારી લેવાં, વળી ચાર્વાકને કહે છે કે તમે પૂર્વે કહેલું કે, "ન ભૂતથી જુદું ચૈતન્ય, તેનુંજ કાર્ય હોવાથી, જેમ ઘટ વિગેરે માફક. એ પણ તમારૂં કહેવું જુઠું છે. હેતુની અસિદ્ધિ હોવાથી.

## કારણ કે.

" ભૂતોનું કાર્ય ચૈતન્ય નથી. " તેઓનો તે ગુણ

(જુદો) ગુણ છે. ભૂત કાર્ય ચૈતન્યને માનતાં સંકલના પ્રત્યયનો અસંભવ છે. આ પૂર્વે કહી ગયા જેવું છે. એથી "આત્મા" ભૂતોથી જુદો તથા જ્ઞાનનો આધાર છે એ સિદ્ધ થયું.

## અહીં શંકા કરે છે.

"જ્ઞાન આધાર ભૂત આત્મા વડે જ્ઞાનથી ભિન્ન આશ્રિત વડે શું પ્રયોજન છે? કારણ કે જ્ઞાનથીજ સર્વ સંકલના પ્રત્યય વિગેરે સિદ્ધ થાય છે. વચમાં ગુમડા જેવો (દુઃખદાયી) આત્માની કલ્પના કરવાથી શું વધારે છે? કારણ કે "જ્ઞાન" જ ચિદ્રૂપ છે. અને અચેતન ભૂત જે કાયા કારે પ્રણુમ્યાં છે. તેની સાથે સંબંધ થતાં સુખ દુઃખ ઇચ્છા દ્વેષ પ્રયત્ન વિગેરે ક્રિયા ઉત્પન્ન થાય છે. તથા સંકલના પ્રત્યય ઘટે છે અને ભવાન્તરમાં પણ ગમન થાય છે. આ પ્રમાણે બધું સીધું છે ત્યારે આત્માની કલ્પના કરવાથી શું વિશેષ છે?

## અહીં જૈનાચાર્ય સમાધાન કરે છે.

એક આત્માને આધારભૂત માન્યા વિના સંકલના પ્રત્યય ઘટતો નથી. જેમકે "પ્રત્યેક ઇંદ્રિયે પોતપોતાનો વિષય ગ્રહણ કરે છતે અને બીજી ઇંદ્રિયે જુદા વિષયને જાણે છતે તેથી એકનું સંપૂર્ણ જાણવાનું ન બનવાથી "મેં પાંચે વિષય

જાણ્યા " એવા આત્માના સંકલના પ્રત્યયનો અભાવ થઇ જાય. ( જો આત્મા ન માને તો )

## ત્યારે વળી કહે છે.

આલય વિજ્ઞાન એક છે એવું માનીયે તો કેમ. જૈનાચાર્યનો ઉત્તર—

તો તમે જુદા નામે આત્માનેજ સ્વીકારી લીધો. કારણ કે " જ્ઞાન નામનો ગુણ ગુણી સિવાય એકલો હોય નહીં, તેથી અવશ્યે " આત્મારૂપ ગુણી " ને માનવો જોઇએ.

વળી આ આત્મા સર્વવ્યાપી નથી. તેનો ગુણ સર્વત્ર દેખવામાં આવતો નથી. ઘટની માફક જેમ, ઘટ એક જગ્યાએ પડયો હોય ત્યાંજ દેખાય. અને મનાય.

વળી તે શ્યામાક તંદુલ જેવડો કે અંગુઠાના પર્વ જેટલો નાનો નથી. તેટલા માત્ર શરીરમાં ન વ્યાપી રહેવાથી ( તેટલોજ ન માનવો. ) ચામડી સુધી શરીરમાં વ્યાપી રહેવાથી તે પ્રમાણે તેટલામાં તેનો ચેતના ગુણ અનુભવાય છે. તેથી આ પ્રમાણે નક્કી થયું કે,

જે શરીર તેણે પ્રાપ્ત કર્યું છે તેની ચામડી સુધી વ્યાપેલો આત્મા છે, અને તે અનાદિ કર્મ સંબંધનો કોઈપણ દિવસ સંસારી આત્માના સ્વરૂપમાં અનવસ્થાન હોવાથી— વળી આત્મા અમૂર્ત છતાં મૂર્ત કર્મનો સંબંધ માનતાં વિરોધ નથી આવતો, અને કર્મના સંબંધથી સૂક્ષ્મ બાદર

એકેંદ્રિય બે ત્રણ ચાર પંચેંદ્રિય પર્યાપ્ત અપર્યાપ્ત વિગેરે બહુ પ્રકારની અવસ્થા પ્રકટ થાય છે. તેને એકાંત ક્ષણિક માનતાં ધ્યાન અધ્યયન શ્રમ પ્રત્યભિજ્ઞા (ઓળખાણ) વિગેરેનો અભાવ થાય. અને એકાંત નિત્ય માનતાં નારકતિર્યંચ મનુષ્ય અમર એ ચાર ગતિના પરિણામનો અભાવ થાય તેથી કોઇ અંશે અનિત્ય કોઈ અંશે નિત્ય આત્મા છે એટલેથી બસ છે હવે એકજ આત્મા છે એવો અદ્વૈતવાદના ઉદ્દેશાનો અર્થાધિકાર બતાવી તે વાદી પૂર્વ પક્ષ સિદ્ધ કરે છે, તે બતાવે છે.

जहाय पुढवीथूभे, एगे नाणाहि दीसइ
एवंभो कसिणे लोए, विन्नू नाणाहि दीसइ सूत्र. ॥९॥

દૃષ્ટાંત બળ વડેજ અર્થ સ્વરૂપની સમજણ પડતી હોવાથી પહેલાં દૃષ્ટાંત બતાવે છે.

યથા શબ્દ ઉપદર્શનમાં અને ગાથામાં ચ શબ્દ અપિ અર્થમાં છે તે ભિન્ન ક્રમ છે. "એક" એટલે એનો અંતર રહિત સમજવું કે, "પૃથ્વી પોતે સ્તુપ છે. અથવા પૃથ્વી નો સ્તુપ એટલે પૃથ્વીના સમૂહ નામનો અવયવી પદાર્થ" તે એકલો પણ જુદા જુદા રૂપે એટલે નદી, સમુદ્ર, પર્વત, નગર, સંનિવેશ; વિગેરેના આધારરૂપે વિચિત્ર દેખાય છે વળી નીચી ઉંચી કોમળ, કઠણ, રાતી, પીળી વિગેરે ભેદ વાળી દેખાય છે. આવા ભેદોથી પૃથ્વી તત્વમાં કંઇ ભેદ

અણાતો નથી. તેવી રીતે બીજાને આમંત્રણ કરી તે વાદીઓ કહે છે કે " બધો લોક ચેતના અચેતનારૂપ એક વિદ્વાન્ વર્તે છે. એટલે એમ સમજવું કે " એકજ આત્મા નિશ્ચે વિદ્વાન ( પરમાત્મા ) જ્ઞાનપિંડ પૃથ્વી વિગેરે ભૂતોના આકારે જુદો જુદો દેખાય છે અને એવા એટલા ભેદથીજ તેના આત્મ તત્વમાં ભેદ થતો નથી ! તેજ અમે માનીએ છીએ કે,

एकएवहि भूतात्मा, भूते भूते व्यव स्थितः
एकधा बहुधा चैव दृश्यते जलचंद्रवत् ॥ १ ॥

નિશ્ચે એકજ આત્મા છે તે જુદા જુદા ભૂતોમાં વસેલો છે એકલો છતાં જેમ જલમાં ચંદ્રમા જુદો જુદો દેખાય તેમ દેખાય છે.

તથા રુષएवेदंग्निंसर्वं यद्भूतं यच्च भाव्यं उता तत्वस्येशानो यदन्ने नातिरोहति, यदेजति, यन्नेजति, यद्दूरे यदु अंतिके यदंतरस्य सर्वस्य यत्सर्वस्या स्य बाह्यतः इत्यात्मा द्वैतवादः ।

આ વેદની શ્રુતિ છે તેનો અર્થ. પુરૂષ પોતેજ સર્વ છે એટલે જે થયું, જે થશે વળી અમૃતપણાનો ઇશાન જે અન્ન રૂપે વધે છે. જે ધ્રુજે છે, જે નથી ધ્રુજતો, જે દૂર છે

જે પાસે છે. જે આંતરા રહીત છે. તે બધાનો તથાજે બહાર છે તે બધાનો ( સ્વામી ) આત્મા પોતે છે.

આ આત્માના અદ્વૈતવાદનો પુર્વ પક્ષ કહ્યો. હવે જૈનાચાર્ય તેનો ઉત્તર આપે છે.

एवमेगेति जप्पंति, मंदा आरंभणिस्सिआ
एगेकिच्चासयं पावं, तिव्वं दुक्खंनियच्छइ ॥१०॥ सू०

ઉપર પ્રમાણે આત્માનો અદ્વૈતવાદ બતાવ્યો. તેજ પુરૂષ કારણ છે. એવું બોલનારા કેટલાક વાદીઓ બીજાને સમજાવે છે. તે કેવા છે કે મંદ એટલે જડ, એટલે સમ્યક્ પરિજ્ઞાન થી રહિત છે. મંદપણું તેમનું યુક્તિ રહિત આત્માનો અદ્વૈત પક્ષ ગ્રહણ કરવાથી સિદ્ધ થાય છે હવે તેનો ઉત્તર આપે છે કે,

જો એકજ આત્મા હોય અને બહુ આત્મા નથી. તો જે પ્રાણીઓ ખેતી વિગેરે કરનારા કેટલાકો છે તે આરંભ કરી જીવોનો નાશ થાય તેવા વ્યાપારમાં આસકત બની ને તેના વડે અનેક આરંભો કરી પાપ ઉપાર્જન કરી અશુભ ફળ ભોગવવા નરકાદિમાં જાય છે. ( આમાં માગધીમાં એક વચન છતાં બહુ વચન હોવાથી બહુ વચન લેવું.) તેથી એ અર્થ લેવો કે નિશ્ચયથી આરંભમાં રકત જીવોજ નરકમાં જાય છે. પણ જો આત્મા એક માનીએ તો તેવું બનવું

અશક્ય થાય ? અને એક આત્મા માનીએ તો વળી એક અશુભ કર્મ કરે તો બીજા સારાં કૃત્ય કરનારાઓને પણ નરકમાં જોડે જવું પડે અને દુઃખ ભોગવવાં પડે. પણ એવું દેખાતું નથી. જેમકે કોઈ રાજાનો ગુન્હો કરે તો તે એક હોજ ભોગવે, બીજાને દુઃખ ન્યાયી રાજા આપતો નથી. વળી આત્મા ( આકાશ માફક ) સર્વગત (વ્યાપી) માનીએ તો આત્માને બંધ મોક્ષનો અભાવ થાય તો પ્રતિપાદ્ય (સ્વીકારવા યોગ્ય) અને પ્રતિપાદક ( સ્વીકાર કરાવનાર ) ના વિવેકના અભાવથી શાસ્ત્ર પ્રણયન ( ઉપદેશ ) નો અભાવ થાય છે. એ અર્થને ટેકો આપનાર પુર્વનીજ નિર્યુક્તિકાર ગાથા અહીં બતાવે છે.

## તે આ પ્રમાણે.

પાંચ પૃથ્વી વિગેરે ભૂતોમાં એકત્ર કાયાકારે પરિણમેલાં છતાં ચૈતન્ય દેખાય છે. જો એક જ આત્માવ્યાપી હોય ત્યારે ઘટ વિગેરેમાં પણ ચૈતન્ય દેખાવું જોઇએ ! પણ એવું થતું નથી, તેથી આત્મા એક નથી, ભૂતોના જુદા જુદા ગુણો છે તે એક આત્માનું બધે અભિન્નપણે રહેવાથી તેનું ન થાય તથા પાંચે ઇંદ્રી આશ્રયી જ્ઞાનોની પ્રવૃત્તિ થતાં અન્ય કોઇએ જાણી લીધેલું તે બીજો નથી જાણતો તે પણ એક આત્મા માનવાથી ન થાય આ પ્રમાણે એક આત્મા માનવા-

રનું ખંડન કરી હવે તેજ શરીર અને તેજ જીવ માનનારા વાદીનો પુર્વ પક્ષ બતાવે છે.

पत्ते अं कसिणे आया, जे बाला जे अपंडिआ
संति पिच्चा न ते संति, नत्थि सत्तो ववाइया ॥११॥सू

તેજ શરીર તેજ આત્મા માનનારનું આ કહેવું છે કે જેમ પાંચ ભૂત કાયાકારે પરિણમતાં તેમાંથી ચૈતન્ય પ્રકટ દેખાય છે અથવા ઉત્પન્ન થાય છે, તે પ્રમાણે એકેક શરીરમાં એકેક આત્મા, એમ બધાએ આત્મા એ પ્રમાણે રહેલા છે ( વારેવારે તેજ શરીરમાં તેજ જીવ જન્મે છે ) એટલે તે મૂર્ખ અજ્ઞ હોય; તથા જે પંડિત, સત્ અસત્નો વિવેક જાણનાર હોય. તે બધા જુદા જુદા ગોઠવાયલા છે. તેથી એક આત્મા સર્વ વ્યાપી છે. તેવું નમાનવું, જો તેવું જ માનીએ તો બાલ પંડિતનો વિવેક ન રહે, વળી પ્રત્યેક શરીરમાં આત્મા જુદો રહે છે અને શરીર બહુ છે. તે જૈન મત વાળાને પણ ઇષ્ટજ ( માનીતું ) છે. એવી આશંકા લાવીને કહે છે કે જે શરીરમાં વિદ્યમાન છે. ત્યાં સુધી તે છે. અને શરીરના અભાવે નથી રહેતું, જેમ કાયા કારપરિણત ભૂતોમાં ચૈતન્ય પ્રકટ થાય છે. પણ ભૂતના અપગમ ( જુદા પડવાથી ) ચૈતન્ય નાશ પામે છે. પણ બીજી જગ્યાએ જતું દેખાતું નથી તેજ દેખાડે છે કે, પરલોકમાં આત્મા જતા નથી દેખાતા, અર્થાત્ શરીરમાંથી જુદો પરલોકમાં

સ્વકર્મ ફલનો ભોક્તા (ભોગવનારો) આત્મા નામનો પદાર્થજ નથી—આ શા માટે? તે કહે છે, મૂળગાથામાં અસ્તિ અવ્યય બહુ વચનમાં છે તેથી એમ સમજવું કે પ્રાણીઓ બીજા ભવમાં જનારા વિદ્યમાન નથી. એવું વેદ શ્રુતિ પણ કહે છે. જુઓ—

"विज्ञान घन एवैतेंभ्य भूतेभ्य समुत्थाय
तान्येवानु विनश्यति न प्रेत्य संज्ञास्तीति—

(આપુર્વ પક્ષ બતાવ્યો) અહીં જૈનાચાર્યને શિષ્ય શંકા પુછે છે કે આ વાદીમાં અને પુર્વે બતાવેલા ભૂતવાદીમાં શું વિશેષ (જુદા પણું) છે? તેનું સમાધાન કરે છે. ભૂતવાદીઓનાં ભુતોજ કાયા કાર પરિણામેલાં દોડવા કુદવાની ક્રિયાને કરે છે. (ભૂતોનેજ માને પણ ચૈતન્નને જુદું નમાને). પણ આ વાદી તો કાયા કારે પરિણુત થયેલા ભુતોમાંથી ચૈતન્ય નામનો આત્મા ઉત્પન્ન થાય છે કે પ્રગટ થાય છે. તેવું માને છે પણ સાથે એવું માને છે કે તે ભૂતોની સાથે અભિન્ન (ભેગોજ) છે, હવે તેનું ખંડન જૈનાચાર્ય કરતાં કહે છે કે એ પ્રમાણે જો માનશો તો ધર્મિના અભાવથી ધર્મનો અભાવ થશે.-તે હવે બતાવે છે.

नत्थि पुण्णे न पावेत्रा, नत्थि लोए इतोवरे
सरीरस्स विणासेणं, विणासो होइ देहिणो ॥१२॥ सू

પુણ્ય (અભ્યુદય કરનાર) અને દુઃખ દેનાર પાપ, એ બંને નો નાશ થશે, તે સૂત્રકાર કહે છે કારણ કે આત્મા ધર્મીનો તમે અભાવ માનો છો, અને તેથી આ લોકમાંથી પુંણ્ય પાપનું ફળ ભોગવવા પર લોક છે ત્યાં જવા માટે તમે આત્મા માનતા નથી, ભુતો જુદા પડવાથી દેહી (આત્મા ) નો પણ અભાવ થઇ જાય છે તેથી આત્માને પુણ્ય પાપ ભોગવવાં તે શરીર નષ્ટ થતાં અનુભવ નહીં કરી શકે એટલે ધર્મી આત્માનો નાશ થતાં તેના ધર્મ પુણ્ય પાપનો પણ નાશ થશે આ બાબતમાં ઘણા દૃષ્ટાંતો છે જેમકે જલ માં પરપોટા છે તે જલથી જુદા કંઈ પણ દેખાતા નથી, તેવી રીતે ભુતથી જુદો આત્મા નથી, વળી કેળના થડમાં ચામડીનું પડ જુદું કરીએ તો(પડ) જુદાં પડે, પણ તેમાં સાર કશું નથી, તેજ પ્રમાણે ભુત સમુદાયો નાશ પામતાં તેટલું જ છોડીને કંઇ પણ સાર રૂપ આત્મા નામનો પદાર્થ દેખાતો નથી વળી જેમ અલાત ( ) ને ભમાવીએ તો તે ચક્રાકાર, નથી તો પણ ચક્રની બુદ્ધિ ઉત્પન્ન કરે છે. એ પ્રમાણે ભુત સમુદાય પણ વિશિષ્ટ ( ) ક્રિયાને પ્રાપ્ત થતાં જીવની ભ્રાંતિને બતાવે છે. જેમ સ્વપ્નમાં બહાર મુખના આકાર પણે વિજ્ઞાન અનુભવાવે છે. અંતરમાંજ બાહ્ય અર્થને બતાવે છે. એ પ્રમાણે આત્મા વિનાજ તેનું વિજ્ઞાન ભુત સમુદાયમાં પ્રગટ થાય છે. જેમ આદર્શમાં

સ્વચ્છ પણે પ્રતિ બિંબે પડેલો પદાર્થ બહાર રહેલો પણ અંદર રહેલો દેખાય છે. પણ તેમ નથી, જેમ ગ્રીષ્મ રૂતુમાં પૃથ્વીની ગરમીથી દેદીપ્યમાન થતા કીરણો જલાકારનું (તળાવ)નું જ્ઞાન (ભાસ) ઉત્પન્ન કરે છે એ પ્રમાણે ગાંધર્વ નગર વિગેરે ખરે રૂપે નથી તો પણ તે દેખાય છે તેજ પ્રમાણે આત્મા પણ ભુત સમુદાયથી કાયા કારે પરિણમતાં જાણે આત્મા જુદો છે એવો ભ્રાંત ભાસ થાય છે. આ દૃષ્ટાંતોને સિદ્ધ કરનારાં કેટલાંક સૂત્રો કહે છે. આ સંબંધી સૂત્રોનો આદર્શ (લેખો) જુની ટીકામાં ન દેખાવાથી અમે પણ લખ્યાં નથી. હવે તે વાદીને કોઇ પૂછે કે જો ભુતથી જુદો આત્મા કોઈ ન હોય તો તેનાં કરેલાં પુણ્ય પાપ ન હોય તો પછી આ જગત્માં આવું વિચિત્ર ક્યાંથી દેખાય ? જેમ કે કોઇ ધનવાન, કોઈ દરિદ્રી કોઇ સુભાગી, કોઇ દુર્ભાગી, કોઈ સુખી. કોઈ દુખી, કોઈ રૂપવાન, કોઇ કુરૂપી, કોઇ રોગી, કોઇ નિરોગી એ પ્રમાણે વિચિત્રતા ક્યાંથી હોય ? તેનો ઉત્તર તેજ વાદી આપે છે કે, " સ્વભાવથી–જેમકે.

કોઇ પત્થરના ટુકડામાં પ્રતિમાનુ રૂપ બનાવે છે. તેને કેશર, અગર, ચંદન વિગેરેથી વિલેપન કરે છે. ધુપ વિગેરે કરે છે. તે અનુભવે છે.

અને બીજા પાષાણના ટુકડામાં લોકો પગ વિગેરે ધુએ છે તે પાષાણના ટુકડા કાંઈ શુભ અશુભકર્મવાળા નથી. કે તેના ઉદયથી તે પાષાણ તેવી શુભ અશુભ અવસ્થા ભોગવે. એ તો જગતના સ્વભાવની વિચિત્રતા છે. તેવુંજ કહ્યું છે કે,

" कण्टकस्य च तीक्ष्ण त्वं, मयूरस्य विचित्रता ।
वर्णाश्च ताम्र चू डानां, स्वभावेन भवंतिहि ॥ १ ॥

કાંટાની અણી કોણે કરી છે ? મોરની વિચિત્રતા કોણે કરી ? વર્ણો કૂકડામાં કોણે બનાવ્યા ? એ તો સ્વાભાવિક નિયમ પ્રમાણેજ બન્યા છે.

આ પ્રમાણે તે જીવ તે શરીર એવું માનનારાનો મત બતાવ્યો–હવે અકારક વાદિનો મત બતાવે છે.

कुव्वं च कारयंचेव, सव्वं कुव्वं न विज्जई
एवं अकार ओ अप्पा, एवं तेउ पगब्भिआ सू. ॥१३॥

" કરતો " એથી સ્વતંત્ર કર્તા કહે છે આત્માનું અમૂર્તપણું તથા નિત્યત્વપણું હોવાથી, તથા સર્વ વ્યાપી હોવાથી આત્મા કોઈનો કર્તા નથી. અને તેજ હેતુથી કરાવાપણું પણ આત્માથી સિદ્ધ ન થાય, ગાથાનો પહેલો "ચ" શબ્દ અતીત અનાગત કર્તત્વનો નિષેધ કરે છે. અને બીજો "ચ" શબ્દ સમુચ્ચય અર્થ બતાવે છે. તેથી આત્મા પોતે ક્રિયામાં પ્રવર્તતો નથી, ન બીજાને પ્રવર્તાવે છે, જો કે સ્થિતિ ક્રિયા

મુદ્રા પ્રતિબિંબ ન્યાય વડે (જપા સ્ફટિક ન્યાય વડે.) ભોગવવાની ક્રિયા કરે છે. તો પણ તેને સમસ્ત ક્રિયાનું કર્તૃત્વ નથી, તેજ દેખાડે છે. પરિસ્પંદતે દેશ દેશમાં જવું વિગેરે એ ક્રિયાને કરતો આત્મા નથી. સર્વ વ્યાપી અને અમૂર્ત હોવાથી, આકાશની માફક તેનું નિષ્ક્રિયપણું છે. તેમજ કહ્યું છે.

अकर्त्ता निर्गुणो भोक्ता, आत्मा सांख्य निदर्शने

એટલે આત્મા અકર્ત્તા ગુણ રહિત પણ ભોગવનાર છે, એમ સાંખ્ય મતમાં બતાવ્યું છે. આ પ્રમાણે આત્મા અકારક છે. હવે તે સાંખ્ય મતવાળા તેનાથી પણ વિશેષ ધૃષ્ટતા ધરીને વારંવાર કહે છે કે.

‘ प्रकृतिः करोति पुरुष उपभुंक्त तथा बुद्धयऽध्यवसित-मर्थ पुरुषश्चेतयते ”

પ્રકૃતિ કરે છે તે પુરૂષ ભોગવે છે. અને બુદ્ધિથી નિશ્ચય કરાયલો અર્થ પુરૂષ સમજે છે.

આ અકારક વાદીનો મત બતાવ્યો. હવે પૂર્વે બતાવેલા તે જીવ તે શરીર મતવાળાનું ખંડન કરે છે. તેના ચાર્ય કહે છે.

जे ते उ वा इ पोह एवं, लोए तेसिं कओसिया.
तमा ओते तम जंति, मंदा आरंभ निस्सिया.

॥ १४ ॥ सूत्र

હવે પૂર્વે કહેલા તે જીવ તે શરીર માનનારા એટલે ભુતોથી આત્મા મળેલોજ માનનારા છે તેઓનું નિરાકરણ કરે જે. પ્રથમ તેઓએ કહ્યું છે કે " શરીરથી આત્મા ભિન્ન નથી " એ અયોગ્ય છે. તેનું સાધક પ્રમાણ છે. તે આ પ્રમાણે " વિદ્યમાન છે આ કરનારૂં શરીર " પ્રથમના પ્રતિ નિયતને ન કરવા પણાથી; અહીંયાં જે આદિમત્ પ્રતિનિયત આકાર છે તે તેનો કર્ત્તા વિદ્યમાન દેખ્યો છે. જેમકે ઘટ ( કુંભાર બનાવે છે ) અને જે અવિદ્યમાન કરનાર છે તે આદિમત્ પ્રતિનિયત આકાર પણ ન હોય. જેમ આકાશ ( જેમકે આકાસના કોઇ પણ જાતનો આકાર નથી ) પણ આદિમત્ પ્રતિનિયત આકારનું સકર્ત્તૃત્વ પણે વ્યાપ્તિ છે. વ્યાપકની નિવૃત્તિમાં વ્યાપ્ય નીવિનિવૃતિ છે. આ બધે યોજના કરવી, વળી વિદ્યમાન અધિષ્ઠાતૃક ( ) ઇંદ્રિયો છે. કારણ પણાથી, જે જે અહીં કરણ છે તે તે વિદ્યમાન અધિષ્ઠાતૃક દેખાય છે. જેમકે દંડ ચક્ર વિગેરે, અને અધિષ્ઠાતા સિવાય કરણ પણાની ઉપપત્તિ ( સ્વીકાર ) નથી, જેમકે આકાશનો. અને ઇંદ્રિયોનો અધિષ્ઠાતા આત્મા છે. તે આત્મા ઇંદ્રિયોથી જુદો છે. વળી વિદ્યમાન આદાતૃક ( લેનાર ) આ ઇંદ્રિય વિષયનો સમૂહ છે. આદાન અને આદેયના સદ્ભાવ પણાથી—અહીં જ્યાં જ્યાં આદાન આદેય સદ્ભાવ ત્યાં ત્યાં વિદ્યમાન આદાતા

(ગ્રાહક) દેખ્યો છે. જેમકે સાણસો અને લોઢાનો પિંડ એ બંનેથી જુદો "લુહાર" છે. અને અહીં ઇંદ્રિયો જે કરણ છે તેના વડે વિષયોનો ગ્રાહક તે તેનાથી ભિન્ન છે તે આત્મા છે. તથા વિદ્યમાન ભોગવવા યોગ્ય શરીર છે. ભોગવવા યોગ્ય ઓદન (ચોખા) માફક અહીં જે કુંભાર વિગેરેનું મૂર્ત્તત્વ, અનિત્યત્વ સંહતત્વ દેખવાથી આત્મા પણ તેવો થાય. તેથી ધર્મના વિશેષ વિપરીત સાધન પણે વિરૂદ્ધની શંકા ન કરવી, કારણ કે સંસારી આત્માનું કર્મ સાથે અન્ય અન્ય અનુબંધથી કોઈ અંશે મૂર્ત્ત પણું પણ માન્યું છે તેથી-વળી તમે કહ્યું છે. नास्ति सत्त्वा औपपातिका સત્વો ઉપપાતિક નથી—એ પણ અયુક્ત છે. કારણ કે તેજ દિવસે જન્મેલો બાળક તેને ધાવવાની ઈચ્છા તે અન્ય અભિલાષા પુર્વક છે. કારણ કે અભિલાષા થાય છે. તેથી; કુમાર અભિલાષની પેઠે વળી બાળવિજ્ઞાન છે તે અન્ય વિજ્ઞાન પૂર્વક છે. વિજ્ઞાન પણાથી; કુમાર વિજ્ઞાનની પેઠે, તેજ પ્રમાણે—

તેજ દિવસે જન્મેલો બાળક પણ જ્યાં સુધી આ તેજ સ્તન છે. એવું નિશ્ચય ન કરે ત્યાં સુધી રોવું ન છોડતો સ્તનમાં મુખ લગાડે છે એથી સિદ્ધ થાય છે કે બાળકમાં વિજ્ઞાનનો લેશ છે. તે અન્ય વિજ્ઞાન પુર્વક છે તે અન્ય વિજ્ઞાન તે ભવાંતર (પૈર્વભવ) નું વિજ્ઞાન છે

તેથી સત્ત્વ ઉપપાતિક ( જન્મ લેનાર ) છે. વળી તમે કહેલું કે **विज्ञान घन एव एते भ्योभूते भ्य समु त्थाय तान्पे वानु विनश्यतीति.** તેનો પણ આવો અર્થ છે. " વિજ્ઞાન ઘન " વિજ્ઞાનનો પિંડ. આત્મા ભૂતોથી ઉત્પન્ન થઇ. એટલે પૂર્વનાં કર્મોના વશથી તે પ્રકારે કાયાકારે પરિણમતાં ભૂત સમુદાયમાં તેના દ્વારવડે પોતાનાં પૂર્વ કર્મ ફળ ભોગવીને પાછો તેના વિનાશે આત્માપણ તેના પછવાડે તેના આકારથી નષ્ટ થઈ બીજા પર્યાય વડે ઉત્પન્ન થાય છે. પણ તેની સાથેજ કંઈ ( સંપૂર્ણ ) નાશ થતો નથી વળી તમે કહ્યું કે ધર્મિ ( આત્મા )ના અભાવથી પુણ્ય પાપનો પણ અભાવ છે તે પણ અયુકત છે કારણ કે ધર્મી પૂર્વે ઉપર બતાવ્યા પ્રમાણે ( યુક્તિ ) સમૂહવડે ( આત્મા ) સાધ્યો છે તેની સિદ્ધિ થયાથી તેના ધર્મો પુણ્ય પાપની પણ સિદ્ધિ જાણી લેવી અને જગતનું વિચિત્રપણું દેખાય છે તેથી, વળી તમે સ્વભાવને આશ્રયી કહી પથરાના ટુકડાનું દૃષ્ટાંત આપ્યું તે પણ તેના ભોગવનારના કર્મ વશથીજ તે તે પ્રમાણે સંવૃત ( જોડાયલું ) છે એ કોઇથી દૂર થાય તેમ નથી, તેથી પુણ્ય પાપનો સદ્ભાવ છે. વળી તમે કેળના સ્તંભ વિગેરેના ઘણા દૃષ્ટાંતો આત્માનો અભાવ બતાવવા દેખાડયા તે પણ કહેલી નીતિવડે આત્માજે ભૂતોથી વ્યતિરિક્ત પરલોક યાયી સારભૂત છે તે સિદ્ધ કરેલો હોવાથી

તમારૂં કહેવું ફક્ત વાચાળતા (વ્યર્થ બક બકાટ) ને સૂચવે છે, એટલેથી બસ છે હવે બાકીનું સૂત્ર વર્ણવે છે. તે પ્રમાણે ભૂતવ્યતિ રિકત આત્માને ઉઠાવનારાઓ આલોક જે ચારગતિરૂપ સંસાર એક ભવથી બીજા ભવમાં ભ્રમણ કરનારા છે. તે સર્વ સાધ્યું છે, કે સુભગ, દુર્ભગ; રૂપ, મંદરૂપ, ઇશ્વર, દા રિંદ્રયા દિકારણે જગત વિચિત્ર લક્ષણ-વાળો છે. આવો "લોક" તેઓ ને કેવી રીતે ઘટે ? આત્માને નસ્વીકારવાથી ! અર્થાત્ કંઈ પણ નહીં, તે નાસ્તિકો પરલોક યાયી જીવ ન માનવાથી અને પુણ્ય પાપનો અભાવ માનીને તેઓ કિંચન કારિણ (વ્યર્થ) અજ્ઞાન રૂપ અંધારાથી બીજા અંધારામાં જાય છે. તે અજ્ઞાન ( કુયુકિત ) થી ફરીથી જ્ઞાના વરણીયાદિ રૂપ મોટા અંધકારને એકઠો કરે છે અથવા તથા ઇવતમઃ એટલે દુઃખ સમૂહ વડે સત્ વિવેક નાશ થવાથી યાતના સ્થાન એવા ઠેકાણેથી તમસઃ (નરકા-વાસ ) થી પરતરં ( બીજા મોટા ) તમોમાં (નરકાવાસે) જાય છે. એટલે સાતમી નારકીમાં રૌરવ મહારૌરવ, કાલ મહાકાલ, અપ્રતિષ્ઠાન એવાપાંચ નરકાવાસ છે ત્યાં જાય છે શા માટે ? તે કહેછે—

તે મૂરખાઓ આત્મા સિદ્ધ થાય છે, છતાં અસત્ આ-ગ્રહને વશ થઇ તે આત્માનો અભાવ માનીને પ્રાણીનો ઘાતક વિવેકી પુરૂષોથી નિંદિત. આરંભ ના વ્યાપારમાં

સંબદ્ધ થઈ પુણ્યપાપનો અભાવછે એવું માની પરલોક નો અભાવ માની આરંભમાં અતિ રકતબને છે. (તેથી બાપડા વિના ઇચ્છા એ નરકમાં જાય છે)

વળી તે જીવ તેજ શરીર માનનારા વાદીનું નિર્યુક્તિ કારપણ નિરાકરણ કરવા કહે છે. તેગાથા પૂર્વસાફક पंच हृण मित्यादि. જાણવી હવે અકારક વાદીના મતને આશ્રીત પૂર્વે કહેલા શ્લોક નીવ્યાખ્યા કરે છે.

" જે આ અકારક વાદી આત્મા નું અમૂર્ત્તત્વ, નિત્યત્વ, સર્વ વ્યાપિત્વ હે તુઓથી નિષ્ક્રિયપણું, માની બેઠા છે. તેઓને આલોક જે જરા મરણ શોક આક્રંદન, હર્ષ વિગેરે લક્ષણ વાળો. નરક, તિર્યંચ, મનુષ્ય અમર એચાર ગતિરૂપછે તે આવો લોક આત્મા નિષ્ક્રિય છતાં આત્મામાં અપ્રચ્યુત (નાશનહીં) અનુત્પન્ન (નઉત્પન્ન થયેલો) સ્થિર, એક સ્વભાવ વાળો હોય ત્યાં કેવી રીતે સિદ્ધ થાય ? કોઇ પણ રીતે સિદ્ધ નથાય, તેથી દેખેલું ઇષ્ટ બાધા રૂપથી તમસ (અજ્ઞાન)થી તેઓ પૂર્વે કહેલા નરકમાં જાય છે. કારણકે તે મંદ બુદ્ધિ વાળા પ્રાણીને દુઃખ દેનારા આરંભમાં નિશ્રિત છે. હવે નિર્યુક્તિકાર અકારકવાદીઓના મતનું ખંડન કરવા કહે છે.

को वे एई अकयं ? कय नासो पंच हागई नत्थि
देव मणुस्स गयागइ जाई सरणा इया णंच ॥३४॥

આત્માનું અકર્ત્તત્વ પણું માને તેથી તેણે કર્યું નથી. ત્યારે ન કરેલું કોણ ભોગવે ? તથા અક્રિય પણામાં વેદન ક્રિયા પણ ન ઘટે તથા ન કરેલું પણ ભોગવવાનું માનીએ તો ન કરેલાનું આગમન અને કરેલાનો નાશ એવી ( અણુ-ઘટીત ) આપત્તિ આવશે. તેથી એકે પાપ કરેલું બધાં પ્રાણીઓને ભોગવવા વખત આવશે, અને એકે પુણ્ય કર્યું હોય તો બધો વર્ગ સુખી થઇ જાય, આ વાત દેખાતી નથી, તેમ માનવી પણ ઈષ્ટ નથી; તથા આત્માના સર્વ વ્યાપીપણાથી તથા નિત્યપણે આત્મા હોવાથી આત્માને પાંચ પ્રકારે નારક તિર્યંચ મનુષ્ય દેવ અને મોક્ષ પદ જે પાંચ ગતિ છે તે ન થાય, તથા તમારા સાંખ્ય સંન્યાસીને કષાય ચીવર (કાથા રંગનાં રંગેલાં કપડાં ) પહેરવાં, માથું મુંડાવવું; દંડ ધારવો, ભિક્ષાભોજન, પાંચ રાત્રિના ઉપદેશ અનુસાર યમ નિયમ વિગેરે અનુષ્ઠાન તથા—

पंच विंशति तत्वज्ञो यत्र तत्राश्रमे रतः

जटी मुण्डी शि खी वापि मुच्यते नात्र संशयः ॥१॥

“ ૨૫ તત્ત્વનો જાણ કોઇ પણ આશ્રમમાં રક્ત, જટા ધારી, મુંડ મસ્તક વાળો, અથવા ચોટલી રાખનારો હોય તો પણ તે મુક્ત થાય. ” એ બધાં વચનો તમારાં નિષ્ફળ થાય તથા દેવ મનુષ્ય વિગેરે ગમન આગમન નહીં થાય, અને સર્વ વ્યાપી તથા નિત્ય પણાથી આત્માને વિસરી

જવાનો અભાવ હોવાથી જાતિ સ્મરણ જ્ઞાન (પૂર્વ ભવ સંબંધી) થાય છે તે ક્રિયા ન થવી જોઇએ, અને "આદિ" ગ્રહણથી "પ્રકૃતિ" કરે છે પુરૂષ ભોગવે છે. એ ભોગવવાની ક્રિયા પણ માનેલી છે તે નહીં થાય કારણ કે તે પણ ક્રિયા રૂપે છે. વળી મુદ્રા પ્રતિબિંબ ઉદય ન્યાયથી ભોગવે છે એમ માનતા હોતો તમારી આ વાત તમારા મિત્રોજ માનશે! કહેવા માત્રજ હોવાથી પ્રતિબિંબ ઉદય ન્યાયની પણ એક જાતની ક્રિયા છે, તથા નિત્ય અવિકારી આત્મામાં પ્રતિબિંબ ઉદયનો અભાવ હોવાથી તમારૂં કહેવું નકામા જેવું છે, ૩૪

શંકા.

ભોગવવાની ક્રિયા માત્રથી, અને પ્રતિબિંબ માત્રથી જોકે આત્મા સક્રિય છે. તો પણ અમે તેટલી ક્રિયાથી સક્રિયત્વ નથી ઇચ્છતા પણ સમસ્ત ક્રિયા કરે તોજ સક્રિય માનીએ આ આ શંકાનો ઉત્તર નિર્યુક્તિકાર આવે છે.

णहु अफलथोवणिच्छित, काल फलत्तण मिहंअदुमहेऊ
णादुद्ध त्तणे थोवदुद्ध णगावित्तणे हेऊ ॥ नि० ३५ ॥

અફલપણું હોવાથી મનો અભાવ સાધવા માટે હેતુ કામ ન લાગે, એમ નથી કે ફલ આપે ત્યારે ઝાડ કહેવું, નહીં તો નહીં, એજ પ્રમાણે આત્મામાં પણ સુપ્ત અવસ્થા વિગેરેમાં કોઇ અંશે જોકે નિષ્ક્રિયપણું હોય તો તેથી આત્મા

સર્વથા નિષ્ક્રિય એવુ કહી ન શકાય; વળી થોડા ફળ આપ નારા,વૃક્ષનો અભાવ સાધવો તે પણ મુશ્કેલ છે કારણ કે થોડાં ફળ આપનારૂં પણ ફણુસ વિગેરે ઝાડ (જગત્‌માં) કહેવાય છે એ પ્રમાણે આત્માપણ થોડી ક્રિયાવાળો પણ ક્રિયાવાળોજ કહેવાય કદાચ તમારી આવી યુક્તિ હોય કે થોડી ક્રિયાવાળો નિષ્ક્રિયજ કહેવાય જેમ એક પૈસાવાળો પૈસાદાર ન કહેવાય તેમ થોડી ક્રિયા વાળો આત્મા પણ અક્રિય માનવો તો પણ તે અસુંદર છે કારણ કે તમારો આ દૃષ્ટાંત કોઇ મુકરર પુરૂષ આશ્રી છે કે બધા પુરૂષો આશ્રી છે ? જો પ્રથમ પક્ષસ્વી કારોતો સિદ્ધ નીસાધ્યતા થશે કારણકે હજારોનું ધન છે તેની જોડે સરખાવતાં એક પૈસાવાળો નિર્ધનજ કહેવાશે પણ જો તમે બધા પુરૂષ આશ્રીનો પક્ષ લેશોતો તમારૂં કહેવું અયોગ્ય થશે કારણ કે ફાટેલાં કપડાં પહેનારની અપેક્ષાએ કાર્પાપણ (એક જાતનો સિકકો) વાળો પણ ધન વાન છે, તે પ્રમાણે આત્મા પણ જો ઘણા સામર્થ્યવાળા પુરૂષની ક્રિયાની અપેક્ષાએ આત્મા નિષ્ક્રિયમાનીએતો અમારી જરા એ ક્ષતિ (હાનિ) નથી પણ આત્મા સામાન્યની અપેક્ષાએ તો ક્રિયા વાનજ સિદ્ધ થયો, ! એટલેથી. બસછે, એજ પ્રમાણે અનિશ્ચિત, અકાલ ફળ નામના બે હેતુઓ પણ વૃક્ષના અભાવ સાધકો નથી, વિગેરે યોજવું એજ પ્રમાણે

દૂધ ન આપે અથવા થોડું દુધ આપે તે બેહેતુથી ગાયનો નિષેધ ન સધાય, ઉપરના ન્યાય પ્રમાણે દૃષ્ટાંતિકની યોજના કરવી, હવે આત્મા છઠો છે, એ વાદીનો મત પ્રથમ કહી બતાવે છે. નિ ગાથા ૩૫ સૂ. ગા ૧૪

संति पंच मह ब्भूया, इह मेगेसि आहिया.
आय छट्ठो पुणो आहु, आया लोगेय सासए ॥१५॥ सू

પાંચ ભૂતો પૃથ્વી વિગેરે આ સંસારમાં છે તેવું સાંખ્ય અને શિવ માર્ગના મતમાં છે. તે વાદીઓનું આ પ્રમાણે કહેવું છે કે પાંચ ભૂતો છઠ્ઠા આત્મા સહિત છે. પણ અન્ય પૂર્વે કહેલા વાદીઓમાં અનિત્ય આત્મા ભૂત હતા તે આ-મતોમાં નથી પણ આ વાદીઓનો આત્મા પૃથ્વી આદિ રૂપ લોક શાસ્વતો અવિનાશી છે. તે આત્મા વળી સર્વ વ્યાપી, અમૂર્તત્વ, આકાશ જેવો શાસ્વત છે. અને પૃથ્વી વિગેરેનું પોતાના રૂપથી અપ્રચ્યુત પણું એટલે અવિનાશી પણું છે. તેનુ શાસ્વત પણું વળી ફરીથી બતાવે છે.

दुह ओण विणस्संति, नोय उपज्जए असं
सव्वेवि सव्वहा भावा, नियत्ती भाव मागया ॥१६॥ सू

ભૂત પાંચ છઠ્ઠો આત્મા એ છ પદાર્થો બંને પ્રકારે એટલે હેતુ વિના કે હેતુથી પણ બંને પ્રકારે નાશ થતા નથી, પણ બૌદ્ધો પોતાની મેળેજ નિર્હેતુક (હેતુ વિના) વિનાશ માને છે તે બૌદ્ધોનો મત આ છે.

जाति रेवहि भावानां, विनाशे हेतु रिष्यते
यो जातश्च नध्वस्तो नश्येत् पश्चात् सकेनच ॥ १ ॥

નિશ્ચયે પદાર્થોનો જન્મજ વિનાશમાં હેતુ ઇચ્છે છે. જો જન્મ્યો અને ન નાશ થયો તો પછી તે કોનાથી નાશ થશે? (પોતાની મેળેજ જન્મ્યો તે હેતુ વિનાજ નાશ પામે છે) અને વૈશેષિક લકુટાદિકના કારણે નાશ સહેતુક માને છે. તેવા બંને પ્રકારના નાશ વડે લોક અને આત્માનો નાશ થતો નથી. એવુ કહેવાનો તેમનો પરમાર્થ છે. અથવા બંને પ્રકારે એટલે બંને રૂપથી એટલે આત્માના સ્વભાવથી "ચેતના અચેતના" રૂપથી વિનાશ થતો નથી તેજ પ્રમાણે. પૃથ્વીથી, પાણી અગ્નિ વાયુ આકાશ પોતાનું સ્વરૂપ ન ત્યાગવાથી નિત્ય છે. આવું જગત્ કદી નથી એવું નથી, તેથી આત્મા પણ નિત્ય થયો અકૃતકત્વ વિગેરે હેતુઓથી તેજ કહ્યું છે.

नैनं छिन्दन्ति शस्त्राणि. नैनं दहति पावकः
नचैनं क्लेदय न्त्यापो, न शोषयति मारुतः ॥१॥
अच्छे घोऽय भेद्योयम, विकार्योऽ यमुच्यते
नित्य सततगः स्थाणु रचलोऽयं सनातनः ॥२॥

આત્માને શસ્ત્ર છેદતાં નથી (શસ્ત્રથી મરતો નથી, તેમ અગ્નિ બાળતો નથી, પાણી ભીંજાવતું નથી, પવન સુ-

કવતો નથી આત્મા છેદાય નહીં, ભેદાય નહીં, આ અવિ-
કારી કહેવાય છે, નિત્ય, સર્વ વ્યાપી સ્થંભ માફક અચલ
અને પુરાણો છે—

એ પ્રમાણે થવાથી આત્મા નિત્ય છે. એટલે અસત્
હોય તે ઉત્પન્ન થતું નથી, કારણ કે બધાનો બધે સદ્ભાવ
હોવાથી, અવિદ્યમાન કારકના વ્યાપારના અભાવથી, સત્
કાર્યવાદ છે અને જો અસત્ ઉત્પન્ન થાય. તો ગધેડાના
સીંગડાં વિગેરેની પણ ઉત્પત્તિ થાય ! તેવુંજ કહ્યું છે.

असद् करणा दुपादान ग्रहणात् सर्व संभवाभावात्
शक्तस्य शक्य करणात् कारण भाव च्च सत्
कार्यम् ॥ १ ॥

અવિદ્યમાનનું અકરવા પણાથી, ઉપાદાન ગ્રહણ કર-
વાથી સર્વ સંભવનો અભાવ થવાથી—અને શકિત વાનના
શકય કરવાથી કારણ ભાવથી સત્કાર્ય છે.

એ પ્રમાણે માનવાથી માટીના પિંડમાં પણ ઘડો છે.
કારણ કે તેના અર્થીઓ તે માટીના પિંડને લેછે. અને જો
અસત ઉત્પન્ન થતાં માનીએ તો તેથી ગમે તેનાથી થાય,
પછી માટીનો પિંડ ઘડાનો અર્થી શું કમ લે ? એથી સા-
ચાજ કારણમાં કાર્ય ઉત્પન્ન થાય છે એથી બધા પદાર્થો
પાંચ ભૂત આત્મા છઠ્ઠો નિત્યપણાને પામેલા અભાવ રૂપે
ન થતાં ભાવ રૂપનેજ સ્વીકારે છે. ખરી રીતે તો પ્રકટ

રૂપે અને છુપા રૂપે પદાર્થો હોય તેમનેજ ઉત્પત્તિ વિનાશ હોય છે. તેવુંજ કહ્યું છે કે.

" नासतो जाय ते भावो, ना भावतो जायते सतः

અસત્‌થી ભાવ (પદાર્થ) થતો નથી. તેમ અભાવ સતનો થતો નથી. આ વાદિનો નિર્યુક્તકાર ઉત્તર ૨૨ પાને ૩૪ ગાથામાં " कोवेएइ " માં ઉત્તર આપેલ છે. કે સર્વ પદાર્થનું નિત્યત્વ માનીએતો કર્ત્તવ્ય પરિણામજ ન થાય તેથી આત્માનું અકર્ત્તત્વ સ્વીકારતાં કર્મ બંધનો અભાવ થાય તેના અભાવથી કોણ ભોગવે—અર્થાત્ કોઇ પણ સુખ દુઃખને ભોગવનારો ન રહે, એવું માનતાં કરેલા કૃત્યનો નાશ થાય તથા અવિદ્યમાનને ઉત્પાદના અભાવમાં જે તે આત્માના પૂર્વ ભવમાં પરિત્યાગ પડે બીજા ભવમાં ઉત્પન્ન થવા રૂપ જે પાંચ પ્રકારની ગતિ હતી તે ન થાય અને તેથી મોક્ષ ગતિનો અભાવ થતાં દિક્ષા વિગેરે સર્વ ક્રિયા અનુષ્ઠાન નકામાં થઇ જાય.

તથા અપ્રચ્યુત, અનુત્પન્ન, સ્થિર, એક સ્વભાવ માનતા આત્માને દેવ મનુષ્ય ગતિ આ ગતિ તથા વિસ્મૃતિના અભાવથી જાતિ સ્મરણ જ્ઞાન વિગેરે પણ ન થાય વળી તમે કહ્યું કે " સત્ હોય તેજ ઉત્પન્ન થાય " તે પણ જુઠું છે. કારણ કે જો સર્વદા સત્ હોય તો ઉત્પાદક કેવી રીતે

તે થાય ! જો ઉત્પાદ થાય તો સર્વદા સત્ સિદ્ધ ન થાય, તથા તમે કહ્યું કે "

कर्म गुण व्यपदेशाः प्रागु प्रत्तेर्न सन्ति यत्त स्मात्
कार्यम सद्विज्ञेयं क्रिया प्रवृते श्चकर्तृणां ॥१॥

કર્મ ગુણુના વ્યપદેશો પદાર્થ ઉત્પન્ન થયેલા પહેલાં ન હોય તેથી કાર્ય છે તે અસત્ જાણુવું, અને કર્ત્તાની ક્રિયા પ્રવૃતિ અસત્ છે, તેથી જૈનાચાર્ય કહે કે સર્વ પદાર્થોને કોઇ અંશે નિત્ય પણું તથા અનિત્ય પણું સત્ અસત્ કાર્ય વાદ છે એવું માનવું તે ઠીક છે. વળી તમે કહ્યું છે કેઃ—

सर्व्व व्यक्तिषुनियतं, क्षणे क्षणेन्यत्व मथ चनविशेषः
सत्योश्चित्य पचित्यो राकृति जाति व्यव स्थानात् ॥१॥

સર્વ વ્યક્તિમાં ક્ષણે ક્ષણે જુદા પણું દેખાય છે તે વિશેષ નથી, તે વિદ્યમાન એવી ચિતિ (જ્ઞાન) અપ ચિતિ (જ્ઞાનાભાવ) ના આકૃતિ જાતિ અને વ્યવસ્થાનના કારણુથી—થાય છે. વળી તમે કહો છો કેઃ—

नान्वय सहिभेद त्वान्नभेदोऽन्वय वृत्तितः
मृद्भेद द्वय संसर्ग, वृत्ति जात्यन्तरं घटः ॥ १ ॥

જેનામાં ભેદ છે. તે તેનો નિશ્ચે અન્વય (તેમાંથી અનેલો) નથી તથા જેમાં અન્વયની વૃત્તિ (વિદ્યમાનપણું)

છે તેથી તેમાં ભેદ નથી તથા માટીના બે ભેદના સંસર્ગની વૃત્તિ છે તે જ બીજી જાતિ ઘટ છે. ॥૧૬॥ સૂત્ર ગાથા

હવે બૌદ્ધ મતનો પૂર્વ પક્ષ જે નિર્યુકિત કારે પૂવે બતાવેલો છે તે અફળ વાદ અધિકાર સૂત્રકાર પ્રકટ બતાવે છે.

पंच खंधे वयंते गे, बालाउ खण जोइणो
अण्णो अणण्णो णेवाहु, हेउ यंच अहेउयं सू ॥१७॥

કેટલાક વાદી બૌધ્ધ ધર્મીઓ રૂપ વેદના વિજ્ઞાન સંજ્ઞા સંસ્કાર એ પાંચ સ્કંધનેજ માને છે. પણ તે સિવાય આત્મા નામનો કોઈ સ્કંધ નથી એવું બોલે છે. તેમાં રૂપ સ્કંધ તે પૃથ્વી ધાતુ વિગેરે તથા રૂપ વિગેરે છે, સુખા, દુઃખા, અને અદુઃખ સુખા એ વેદના સ્કંધ છે.

રૂપ વિજ્ઞાન, રસવિજ્ઞાન, વિગેરે વિજ્ઞાન તે વિજ્ઞાન સ્કંધ, ૩, સંજ્ઞા સ્કંધ તે સંજ્ઞા નિમિત્ત ઉદ્ગ્રાહણ પ્રત્યય; ‌, સંસ્કાર સ્કંધ તે પુણ્ય અપુણ્ય વિગેરે ધર્મ સમુદાય, ૫, એનાથી જુદો આત્મા નામનો પદાર્થ આંખેથી પ્રત્યક્ષ જોવાતો નથી; તે આત્મા અવ્યભિચારી લિંગ ગ્રહણના અભાવથી; અનુમાનથી પણ સિદ્ધ થતો નથી, તથા પ્રત્યક્ષ અને અનુમાનથી જુદું અર્થને બતાવનાર અવિસંવાદી (તદનસાચું) બીજું પ્રમાણ નથી, ઉપર પ્રમાણે બોલનારા યથા અવસ્થિત ન બોલવાથી બાલક જેવા બૌદ્ધ વાદીઓ ઉપર

પ્રમાણે છે, વળી કહ્યું છે કે—તે સ્કંધો ક્ષણ એટલે બારીક કાળ તે ક્ષણ વડે જેનો યોગ છે એટલે ક્ષણ માત્ર રહેનારા છે. વળી તે કહે છે કે પોતાના કારણોથી ઉત્પન્ન થનારો પદાર્થ વિનશ્વર સ્વભાવવાળો ઉત્પન્ન થાય છે કે અ-વિનશ્વર સ્વભાવવાળો? જો અવિશ્વર સ્વભાવવાળો હોય તો તેમાં વ્યાપેલી અનુક્રમે તથા સાથે સાથે બનતી અર્થ ક્રિ-યાનો અભાવ હોવાથી વ્યાપ્ય પદાર્થનો અભાવ થશે. કારણ કે "જે અર્થ ક્રિયા કરી છે તેજ પરમાર્થથી સત્ છે. તથા તે નિત્ય છે તો તે નિત્ય સ્વભાવ અર્થ ક્રિયામાં વર્ત્તતો અનુક્રમથી અથવા સાથે સાથે વર્ત્તે છે? ક્રમથી તો નથી કારણ કે એક અર્થ ક્રિયાના કાળમાં તે અપર પદાર્થ ક્રિયા કરણ સ્વભાવ (તે સમયે) છે કે નહીં? જો છે તો ક્રમ કરણ કેવી રીતે સિદ્ધ થશે? સહકારની અપેક્ષાએ જો માનો તો તે સહકારીથી તેનો કંઇ અતિશય વિશેષ કરાય છે અથવા નહીં? જો અતિશય કરાય તો પૂર્વ સ્વભાવ પરિત્યાગ વડે અથવા ન ત્યાગવા વડે? યદિ પરિ-ત્યાગ વડે તો અતાદવસ્થ્યાપત્તિથી અનિત્ય પણું સિદ્ધ થશે. જો પુર્વ સ્વભાવ પરિત્યાગતો નથી એમ માનો તો અતિશયના અભાવથી સહકારીની અપેક્ષા વડે શું? અકિંચિત્ કર પણ વિશિષ્ટ કાર્યવાળા પદાર્થને ઇચ્છે છે તો તે અ-યુક્ત છે. કારણ કે:—

अपेक्षेत परं कश्चि,–यदि कुर्वीत किञ्चन ।
यदकिंचित्करं वस्तु, किं केनचिदपेक्ष्यते ॥ ॥ १ ॥

કોઇ પણ માણસ કોઈ પણ બીજાને કયારે ઇચ્છે કે જો તે કાંઇ પણ કરે, પણ જે અકિંચિતકર (કંઈ પણ ન કરે. એવું નકામું ) છે તેની કોઇ પણ કેવી રીતે અપેક્ષા રાખે ? અર્થાત્ ન રાખે.

વળી તેનો એક અર્થ ક્રિયાકરણ કાલે અપર અર્થ ક્રિયા કરણ સ્વભાવ નથી એમ માનો તો નિત્યતાની પ્રકટ હાનિ સ્પષ્ટ થઇ ગઈ! હવે જો નિત્ય રહીને તે બંને સાથે ક્રિયા કરે તો પહેલા ક્ષણમાંજ બધી ક્રિયા કરે. તો બીજા ક્ષણમાં અકર્ત્તત્વ આવ્યું. તો તે પણ અનિત્યતા સિદ્ધ થઈ. હવે જો તેના સ્વભાવથી તે અર્થ ક્રિયાઓએ વારંવાર બીજા ક્ષણોમાં પણ કર્યા કરે તો તે અયોગ્ય છે. કરેલાનું કરવું નકામું છે વળી બીજા ક્ષણોમાં સાધ્ય એવા પદાર્થો પ્રથમ ક્ષણમાંજ સિદ્ધ થયા તેના તે સ્વભાવથી, અને જો તે સ્વભાવ ન માનીએ તો તે અનિત્યત્વને પ્રાપ્ત થશે તેથી એ પ્રમાણે નિત્યનું ' ક્રમે અને સાથે ' બંને વડે. અર્થક્રિયાના વિરહથી પોતાના કારણોથી નિત્યનો ઉત્પાદ સિદ્ધ ન થાય. હવે અનિત્ય સ્વભાવ ઉત્પન્ન થાય તો વિઘ્નના અભાવથી અમારૂં કહેલું અશેષ ( બધા ) પદાર્થનું ક્ષણિકપણું સિદ્ધ થયું. તેજ પ્રમાણે કહેલું છેઃ—

जातिरेव हि भावानां, विनाशे हेतुरिष्यते ।
यो जातश्च न च ध्वस्तो, नश्येत् स पश्चात्केन च ॥१॥

પદાર્થોની જાતિ ( સમૂહ ) નિશ્ચે કરીને વિનાશનું કારણ શોધે છે. અને જો પદાર્થ ઉત્પન્ન થયો તેનાં જો તે હેતુ ન હોય તો બીજા કયા કારણથી પદાર્થ નાશ થશે?

વળી વિદ્યમાન એવા અનિત્યત્વમાં જે વિનાશના હેતુનો સદ્ભાવ છે. અને તેનાથીજ તે વિનાશ થાય છે. તો તે પ્રમાણે પોતાના વિનાશના કારણની અપેક્ષાવાળા અનિત્ય પદાર્થોનું ક્ષણિકત્વ સિદ્ધ ન થયું. બૌદ્ધ કહે છે કે એ તમારૂં બોલવું ગુરૂની ઉપાસના વિનાનું ( નકામું ) છે. જુઓ તે મુદ્ગર ( મોગરી ) વિનાશના હેતુથી ઘટ વિગેરેનું શું થાય છે? આમાં શું પૂછવું? અભાવ કરાય છે. તો અહીં તેને પૂછવું " કે હે દેવોના પ્રિય (મૂર્ખ) અભાવ એટલે શું? પર્યુદાસ (              ) પ્રતિષેધ કે આ પ્રસજ્ય (              ) પ્રતિષેધ. જો પર્યુદાસ માનો તો આ પદાર્થ ભાવથી અન્ય ભાવાંતર અર્થાત્ જેમ ઘટથી પટનો અભાવ ( જુદાપણું ) છે એમ થયું, તે ભાવાંતરમાં જો મુદ્ગર વિગેરેનો વ્યાપાર નથી તો તેણે ઘટનું કંઈ પણ નથી કર્યું. અથ પ્રસજ્ય પ્રતિષેધ હોય તો આ પદાર્થ વિનાશ હેતુનો અભાવ કરે છે અર્થાત્ શું કહ્યું? ભાવને નથી કરતો. તેથી ક્રિયાનો પ્રતિષેધજ કર્યો થાય પણ ઘટાદિ

પદાર્થનું મુદગર વડે કરવું નથી તે તો પોતાનાં કારણો ( માટી તથા કુંભાર ) થી થાય છે. અને જો ભાવનો અભાવ તે પણ અભાવ છે. તેને કરે છે. પણ તે તુચ્છ નકામું છે. ત્યાં કારકનો વ્યાપાર કયાંથી હોય ? અને જો તેમાં પણ કારક માનો તો કારકોની ગધેડાના શીંગડામાં પણ પ્રવૃત્તિ થશે ! તેથી તે અભાવના વિનાશ હેતુનું અકિંચિતકરપણું છે, પોતાના હેતુથીજ અનિત્યતાને ક્રોડી કરનારા પદાર્થોની ઉત્પત્તિના વિઘ્ન હેતુના અભાવથી ક્ષણિકપણું એમ સિદ્ધ થયું. મૂળમાં 'તુ' શબ્દ પૂર્વવાદીઓથી આ બૌદ્ધને જુદો બતાવવા માટે છે. તેજ પછવાડેનો અર્ધો શ્લોક બતાવે છે. " અન્યો અનન્યો " એ પ્રમાણે તેજ બૌધ્ધો જેમ છઠો આત્મા માનનાર સાંખ્ય વિગેરે તથા ચાર્વાક જેઓ ભૂતથી મળેલોજ. ચૈતન્ય નામનો આત્મા ઇચ્છનારા છે. તેવીજ રીતે ન એવું કહેનારા, તથા હેતુથી ઉત્પન્ન થયેલો હેતુક તથા કાયાકારે પરિણત ભૂતથી ઉત્પન્ન થએલ ત્યાંસુધી છે. તેમાં અહેતુક અનાદિ અપર્યવસિત હોવાથી નિત્ય એમ આત્માને માનનારા છે. તેવું તે બૌદ્ધ માનતા નથી ( આ લખાણથી બૌદ્ધ દર્શનનો બીજા દર્શન સાથે ભેદ બતાવ્યો છે. હવે બીજા બૌદ્ધોનો " ચાતુર્ધાતુક " જગત મત બતાવવા કહે છે.

पुढवी आउ तेऊय, तहा वाऊय एगओ
चत्तारि धाउणो रूवं, एवमाहं सु आवरे ॥ १ ॥

પૃથ્વી ધાતુ, આપ ધાતુ, તેજ ધાતુ, વાયુ ધાતુ, ધારક તથા પોષકપણાથી એમાં ધાતુપણું છે. જ્યારે એ ચાર ભેગા થઈને કાયાકારે પરિણમે ત્યારે " જીવ એ વ્યપદેશ પામે છે. વળી તેઓ કહે છે કે " ચાર ધાતુમય આ શરીર છે. તેથી જુદો આત્મા નથી. અને બીજા બૌદ્ધો " અમે જ્ઞાની જાણકાર છીએ. એવા અભિમાન અગ્નિએ બળેલા કહે છે કે " અફળવાદિ જગત છે " તે એવી રીતે કે કરનારો પોતે કરવાના ક્ષણથી બીજે ક્ષણે સર્વથા નષ્ટ થવાથી ક્રિયાનું ફળ તે ભોગવતો નથી, અથવા ઉપર કહેલા બધાએ વાદીઓ અફળવાદી સમજવા કારણ કે. કેટલાક આત્માને અવિકારી માને છે તેથી ફળ કોણ ભોગવે ? " વળી કેટલાક આત્માજ માનતા નથી તેથી ફળ ન ભોગવાય ! આ બધાનો ઉત્તર પૂર્વે કહેલી નિર્યુક્તિની ગાથા " કોવેએ " ઇત્યાદિ ગાથાનું વ્યાખ્યાન કરવું કે પંચ સ્કંધથી આત્મા જુદો ન હોય તો સુખ દુઃખને કોણ વેદે ? એમ પૂછવું. એટલે આત્માનો અભાવ થવાથી સ્વયં વેદવા યોગ્ય સુખ દુઃખનો અનુભવ કોને થાય તે વિચારો ! જો બૌદ્ધ કહે કે " જ્ઞાન સ્કંધને અનુભવ થાય છે તો કહેવું કે " તે વાત જુઠી છે કારણ કે તે સ્કંધ: ક્ષણિક છે. અને જ્ઞાન ક્ષણ અતિ સુક્ષ્મ હોવાથી સુખ દુઃખના અનુભવનો અભાવ છે. ક્રિયાને ફળ વાળા ક્ષણોની અત્યંત અસંગતિ છે. તેથી કરેલાનો નાશ. અકરેલાની ઉત્પત્તિ એ બંનેની આપત્તિ

આવશે એક જ્ઞાન સંતાન છે. એમ માનો, તોપણ સંતાનિના વ્યતિ રિક્તના અભાવથી તે નકામું છે. કદાચ જો એમ માનો કે પૂર્વ ક્ષણ નાશ પામતાં ઉત્તરના ક્ષણમાં વાસના મુકતો જોય છે તેવુંજ કહ્યું છે કે.

यस्मिन्नेवहिसंताने, आहिता कर्म वासना

फलं तत्रैव संधत्ते, कार्पासे रक्तता यथा ॥ १ ॥

બૌદ્ધ કહે છે તેજ સંતાનમાં નિશ્ચે કર્મવાસના મુકે છે. તેથી જેમ કપાસ રંગીને વાવે તો રૂ રંગિત થાય તેમ ફળનું સંધાણ થાય છે જૈનાચાર્ય કહે છે કે તમારી વાસના ક્ષણોથી જુદી જુદી કે ભેગી છે? જો જુદી હોય તો વાસકપણું ઉત્પન્ન ન થાય, અને જો ભેગી હોય તો ક્ષણ માફક તેનું ક્ષણ ક્ષણપણું લાગુ પડતાં તે વાસનાનું તેજ પ્રમાણે આત્માના અભાવમાં સુખ દુઃખના અનુભવનો અભાવ થશે પણ સુખ દુઃખના અનુભવ છેજ, તેથી આત્મા સિદ્ધ થયો.

જો તેમ આત્મા ન માનીએ તો પાંચ વિષયના અનુભવના ઉત્તર કાળમાં ઇંદ્રિયોના જ્ઞાનોનું પોતાના વિષયથી અન્યત્ર અપ્રવૃતિ હોવાથી સંકલના પ્રત્યય ન થાય.

જો એમ માનો કે "આ લય વિજ્ઞાનથી થાય છે." તો તમે આલયના નામેજ આત્મા સ્વીકારી લીધો.

વળી બૌદ્ધાગમ પણ આત્માનું અસ્તિત્વ સ્વીકારે છે તે આ છે"

इत एकनवतौ कल्पे, शक्त्या मे पुरुषो हतः
तेन कर्म विपाकेन, पादे विद्धोस्मि भिक्षवः ॥ १ ॥

બૌદ્ધ શાસન નેતા ( ગૌતમ બુદ્ધ ) શિષ્યોને કહે છે કે હે ભિક્ષુઓ ! આ ભવથી ૯૧ મા કલ્પમાં મેં શક્તિ વડે કોઈ પુરૂષને મારેલો તે કર્મના વિપાકથી હું પગમાં વિંધાયલો છું.

વળી—

कृतानि कर्माण्यतिदारुणानि तनू भवन्त्यात्मनिगर्हणेन
प्रकाशनात्संवरणाच्च तेपामत्यन्त मूलोद्धरणं वदामि.

જે ભયંકર કૃત્યો કર્યાં હોય. તે પણ ગુરૂની પાસે આત્મા ( પોતા ) ની નિંદા કરવાથી તેનાં પાપો ઓછાં થાય છે. તે પાપો શુદ્ધ ભાવે ગુરૂ પાસે પ્રકાશવાથી તથા હવે પછી ઇંદ્રિયોને કબજામાં લેવાથી તે પાપોનુ મૂલ નીકળી જાય છે એવું હું કહું છું. ( આ ઉપદેશ પણ ગૌતમબુદ્ધનો શિષ્યો પ્રત્યે છે.

વિગેરે—

વળી તમે ક્ષણિકપણું સાધતાં કહ્યું હતું કે 'પદાર્થ' કારણથી ઉત્પન્ન થતો નિત્ય ઉત્પન્ન થાય છે કે અનિત્ય—વિગેરે, તેમાં નિત્ય અપ્રચ્યુત. અનુત્પન્ન સ્થિર એક સ્વભાવમાં કારકોના વ્યાપારના અભાવથી વાણીની યુક્તિ વ્યર્થ છે.

એ પ્રમાણે નિત્યત્વ પક્ષ ઉત્પન્ન ન થાય વળી નિત્ય પક્ષમાં તમે કહ્યું કે નિત્યનું ક્રમથી અર્થ ક્રિયાકારીપણું ન થાય તેમ સાથે પણ ન થાય. એ તમારૂં કહેવું તમારા ક્ષણિક પક્ષમાં પણ સમાન થશે. એટલે ક્રિયાકારીપણું નહીં થાય. કારણ કે "ક્ષણિક" પદાર્થ પણ અર્થ ક્રિયામાં ક્રમ વડે અથવા સાથે વર્ત્તતો અવશ્યે કરીને સહકારી કારણ સવ્યપેક્ષજ વર્ત્તે છે.

કારણ કે—

सामग्री जनिका, नह्येकं किंचिदिति

બધું સામગ્રીથી ઉત્પન્ન થયેલ છે નિશ્ચે એકલું કંઇ પણ થતું નથી. પણ તમારા મત પ્રમાણે તે સહકારીથી તેને કશો પણ અતિશય (લાભ) થવાનો નથી. કારણ કે ક્ષણના અવિવેક પણે અને તે અતિશય ધારણ કરેલ ન હોવાથી નકામો છે. વળી ક્ષણોમાં પરસ્પર ઉપકારક ઉપકાર્યપણું ઉત્પન્ન થતું નથી તેથી સહકારિત્વનો અભાવ છે, અને સહકારીની અપેક્ષા વિના પ્રતિવિશિષ્ટ કાર્ય ઉત્પન્ન ન થાય. તેથી અનિત્યજ કારણોથી પદાર્થ ઉત્પન્ન થાય છે એવો પક્ષ લેવો. (જૈનાચાર્ય કહે છે કે) તો ત્યાં પણ આ વિચારવું કે "ક્ષણ ક્ષયિત્વ વડે અનિત્યપણું છે કે પરિણામ અનિત્યપણે છે તેથી? જો ક્ષણ ક્ષયિત્વ પક્ષ માનો તો કારણ કાર્યના અભાવથી કારકોનો વ્યાપારજ ઉત્પન્ન

થતો નથી તો કેવી રીતે ક્ષણિક અનિત્યનો કારણોથી ઉત્પાદ થાય ? જો એમ માનો કે " પૂર્વ ક્ષણથી ઉત્તર ક્ષણના ઉત્પાદ થયે છતે કાર્ય કારણ ભાવ થાય છે. " તો આ તમારૂં માનવું અયુક્ત છે. કારણ કે " આ પૂર્વ ક્ષણ નાશ થયેલો ઉત્તર ક્ષણને જન્મ આપે છે કે કાયમ રહેલો ઉત્તર ક્ષણને જન્મ આપે છે? કે પણ તે વિનષ્ટ થયેલો જન્મ ન આપે. કારણ કે અસત્યપણાથી તે જન્મ ન આપી શકે, તેમ અવિનષ્ટ ક્ષણ રહી ઉતર ક્ષણને જન્મ ' આપ તો ' માનો તો. ઉત્તર ક્ષણના કાલમાં પૂર્વ ક્ષણ વ્યાપારના સમાવેશથી તમારો માનેલો " ક્ષણ ભંગ "નો ભંગ થઇ જાય, જો એમ માનો કે પૂર્વ ક્ષણ નાશ થતાં ઉત્તર ક્ષણ ઉત્પન્ન કરશે જેમ તાજવાનાં ("ત્રેળીઆં" છાબડાં)માં એક નીચું થાય કે બીજું ઉંચું થાય છે. તેમ તે થાય તો તે બે ક્ષણોની એક કાલતા સ્પષ્ટ થઈ જેમકે " જે આ નાશની અવસ્થા. તે રહેનારથી અભિન્ન ઉત્પાદ અવસ્થા ઉત્પન્ન થનારની સિદ્ધ થઇ તેથી તે વિનાશ ઉત્પાદની યુગ પદ્ ( સાથે ) સ્વીકારતાં તેના ધર્મીઓ પૂર્વ ઉત્તર ક્ષણોનું પણ એક અવસ્થાયી પણું છે અને તેની ધર્મતા ન સ્વીકારો તો વિનાશ ઉત્પાદનું અવસ્તુત્વ સિદ્ધ થશે. વળી તમે કહ્યું કે "

" जातिरेवहि भावानामित्यादि "

ત્યાં આ ઉત્તર સમજવો.

જો જાતિજ પદાર્થોના અભાવમાં હેતુ છે. તો અભાવ કારણના સંનિહિતપણા ( સાથે ) ના વિરોધ વડે આ ઘાત ( સંબંધ ) પણાથી ઉત્પત્તિનો અભાવ થશે.

જો તમે એમ માનો કે ઉત્પતિ થયા પછી ઉત્તર ( બીજા ) કાલે વિનાશ થશે તો તે પ્રમાણે થતાં ઉત્પત્તિની ક્રિયાના કાલમાં તેના અભૂતપણાથી અને પાછળથી ઉત્પન્ન થતાં તે આંતરા વિના ઉત્પન્ન થાય અને પાછળથી ઘણા કાળે ન થાય. એવું નિયામક ( દોરવનાર ) કોણ છે ? જો એમ માનો કે " વિનાશ હેતુનો અભાવ છે ! " અને તેથીજ કહ્યું છે કે—

निर्हेतुत्वाद् विना शस्य, स्वभावाद्नु वंधिता इति.

આ પણ તમારૂં કહેવું અયુકત છે કારણ કે ઘટ વિગેરેને મોઘરીના મારથી તુર્તજ નાશ થતો તમે પણ જુઓ છો, વળી તમે પૂછયું હતું કે " તે મોઘરી વિગેરે ઘટ વિગેરેનુ શું કરે છે. વિગેરે એ તમારૂં પૂછવું સત્ય હતું પણ તેમાં આટલુ અયુક્ત હતું કે અભાવનો તમે "પ્રસજ્ય કે પર્યુદાસ" એ વિકલ્પવડે વિકલ્પ કર્યો હતો અને બંને પક્ષમાં દોષ બતાવ્યો હતો. તે અદોષ હતો. કારણ કે પર્યુદાસ પક્ષમાં કપાલનામના ભાવાંતર ( બીજો પદાર્થ ) કરવામાં અને ઘટના પરિણામની અનિત્ય પણા વડે" તદ્રૂ-

પતા " ( સ્વભાવિકરૂપ ) ની પ્રાપ્તિ થવા છતાં મુદગરથી ઘટ વિગેરેમાં અકિંચિતકરપણું કેવી રીતે મનાય ? પણ પ્રસજય પ્રતિષેધ તો કોઇ પણ ભાવને નથી કરતો, એથી ક્રિયાનો નિષેધક રૂપ પક્ષ નથી સ્વીકારતા, ત્યારે શું સ્વીકારો છો ? (તેનો ઉત્તર જૈનાચાર્ય આપે છે.) પ્રાગભાવ, પ્રધ્વંસ અભાવ, ઇતર ઈતર (જુદા જુદા) અભાવ અત્યંત અભાવ આચાર અભાવમાં ફક્ત પ્રધ્વંસ અભાવને સ્વીકારીએ છીએ, અને ત્યાં કારકોનો વ્યાપાર ચાલેછેજ, ત્યાં એમ સમજવું કે "આકારક વસ્તુનો પર્યાય ( એક અવસ્થાથી બીજી અવસ્થા) કરેછે. પણ તેનો અભાવ નથી કરતો અને તે પદાર્થની બીજી અવસ્થા થવાથી ભાવરૂપપણાથી તથા પૂર્વરૂપ ચૂરવામાં પ્રવર્તનપણાથી જે કપાળ વિગેરેનોજ ઉત્પાદ થયો. તેજ ઘટાદિનો વિનાશ છે. એટલા માટે વિનાશનું સહેતુકપણું થયું વળી આ કાદાચિત્ક (કોઇક વખત) પણ વિનાશનું સહેતુક પણું જાણવું. અને પદાર્થની વ્યવસ્થાના અર્થમાં અવશ્યે ચારે પ્રકારના અભાવોનો આશ્રય લેવો તે કહ્યું છે.

कार्य द्रव्य मनादिःस्यात् प्रागभावस्यनिन्हवे ।
प्रध्वंसस्य चाभावस्य, प्रच्यवेऽनन्ततां व्रजेत् ॥ १ ॥

પ્રાગ્ અભાવ ઉડાવીએ તો કાર્ય દ્રવ્ય અનાદિ થાય. અને પ્રધ્વંસ અભાવ ઉડી જાય, તો અનંતપણું પામી જાય.

सर्वात्मकं तदेकं स्यादन्यापोहव्यतिक्रमे इत्यादि.

જો અન્ય અપોહ ( વિનાશ ) નો વ્યતિક્રમ કરીએ. તો સર્વ આત્મક પદાર્થ છે. તે એક રૂપ થાય તેટલા માટે ક્ષણિકત્વનો વિચાર કરતાં તે ( એકરૂપ ) ટકી ન શકવાથી પરિણામે અનિત્ય પક્ષજ વધારે બળવાન છે; અને એ પ્રમાણે માનતાં આત્મા પરિણામી જ્ઞાનનો આધાર તથા ભવાંતર ( બીજા ભવમાં ) જનારો ભૂતોથી કોઇ અંશે જુદોજ તથા કોઈ અંશે શરીર સાથે આત્મા એકરૂપ થતો હોવાથી ભેગોજ છે. વળી સહેતુક પણ છે કારણ કે નારક તિર્યંચ મનુષ્ય દેવના ભવને આપનાર કર્મવડે વિકાર થતો હોવાથી પર્યાય રૂપ સ્વીકારે છે; તથા આત્મા પોતાનું આત્મ (જીવ) સ્વરૂપ ( કોઇ પણ ભવમાં ) અપ્રચ્યુતપણાથી તથા નિત્ય પણે હોવાથી અહેતુકપણુ ( કોઇ અંશે ) છે વળી અમે શરીરથી જુદો સિદ્ધ કરેલો હોવાથી ચાર ધાતુથી માત્ર બનેલો શરીરરૂપજ આ આત્મા છે. વિગેરે તમારૂં બોલવું ઉન્મત્ત ( ગાંડા ) ના બોલવા માફક સાંભળવા યોગ્ય પણ નથી. આટલુંજ કહેવું બસ છે. ॥ ૧૮ ॥

હવે પાંચ ભૂતથી બનેલો, અદ્વૈત, તથા તેજ જીવ તેજ શરીર, અકારક, આત્મા છઠો, ક્ષણિક, પંચ સ્કંધ વિગેરે બોલનારાનું બોલવું નિરર્થક સિદ્ધ કરવાની ઇચ્છાથી સૂત્રકાર ભગવંત તેઓના મત વડે તેના મતનું માનેલું ફળ બતાવવા કહે છે.

अगारमावसंतावि, अरण्णावाविपव्वया ।
इमं दरिसणमावण्णा, सव्वदुक्खा विमुच्चई ॥ १९ ॥

ઘરમાં વસનારા ( ગૃહસ્થો ) અરણ્ય ( વન ) માં રહેનારા તાપસ વિગેરે. તથા દીક્ષા લીધેલા બૌદ્ધ સાધુ વિગેરે એવું કહે છે કે અમારા દર્શન ( મત ) માં આવેલા સર્વ દુઃખોથી મુક્ત થાય છે. ( ક્રિયાપદ એક-વચનમાં માગધી ભાષા હોવાથી છે તેનો અર્થ બહુ વચ-નમાં લેવો ) અપિશબ્દનો અર્થ એ સુચવે છે કે સાધુ હોય કે ગૃહસ્થ હોય તોપણ આ મત માનવાથી મોક્ષ મેળવે છે, તેઓ એમ કહે છે તે આ રીતે, પાંચ ભૂત તથા તે શરીર તેજ જીવ માનનારા વાદીઓનો આ અભિપ્રાય છે કે ફક્ત અમારો મત માનવાથી તેમને માથાનું તથા દાઢી મૂછોનું મુંડા-વવું, દાંડો રાખવો, ચામડા ઉપર સુવું, માથે જટા રાખવી, કત્થાઇ રંગનાં કપડાં પહેરવાં, માથાના વાળનો લોચ કરવો, હોમ કરવો તપ કરવો. ચારિત્ર લેવું વિગેરે કાયાને પડતાં કષ્ટ અમારા મતવાળાને ભોગવવાં પડતાં નથી. તેજ કહેછે.

तपांसियातनाश्चित्रा, संयमो भोग वञ्चनम्
अग्निहोत्रादिकं कर्म, बाळक्रीडेवलक्ष्यत. ॥ १ ॥

તપ કરવો. તે જુદી જુદી જાતની પીડાઓ છે. સંયમ પાળવો તે ભોગ ન ભોગવવાથી ઠગાવાનું છે, અગ્નિ હોત્રાદિ

કર્મ તે તો બાળ ક્રીડા જેવું છે. તથા સાખ્ય મતવાળા મોક્ષ વાદીઓ આ પ્રમાણે સૂચવે છે કે—

જેઓ અમારૂં દર્શન અકર્તૃત્વ આત્મ અદ્વૈત પાંચ સ્કંધ વિગેરે માનનારા તથા દીક્ષા લેનારા છે તેઓ "જન્મ જરા મરણ ગર્ભ પરંપરાની શરીર મન વિગેરે સંબંધી અનેક ભયંકર વેદનાઓથી મુકત થાય છે એટલે સકલ દ્વંદ્વથી મુકત એવું મોક્ષ મેળવે છે.

હવે તેઓનું અફલવાદીપણું પ્રકટ કરે છે.

ते णावि संधि णच्चा णं, न ते धम्मविओ जणा।
जे ते उ वाइणो एवं, न ते ओहंतराऽऽहिया॥ २०॥

ते णावि संधि णच्चा णं, न ते धम्मविओ जणा।
जे ते उ वाइणो एवं, न ते संसारपारगा॥ २१॥

ते णावि संधि णच्चा णं, न ते धम्मविओ जणा।
जे ते उ वाइणो एवं, न ते गब्भस्स पारगा॥ २२॥

ते णावि संधि णच्चा णं, न ते धम्मविओ जणा।
जे ते उ वाइणो एवं, न ते जम्मस्स पारगा॥ २३॥

ते णावि संधि णच्चा णं, न ते धम्मविओ जणा।
जे ते उ वाइणो एवं, न ते दुक्खस्स पारगा॥ २४॥

ते णावि संधिं णच्चा णं, न ते धम्मविओ जणा ।
जे ते उ वाइणो एवं, न ते मारस्स पारगा ॥ २५ ॥

હરેક ગાથાનાં ત્રણ પદો હરેકમાં સમાન છે.

ઉપર કહેલા પાંચ ભૂતવાદી વિગેરે સંધિ ( સાંધો ) દ્રવ્યથી તે ભીંતો વિગેરેની તથા ભાવથી જ્ઞાન આવરણીયાદિ કર્મની તે સંબંધી ( સંધિ ) છુટવાનો માર્ગ જાણુતા નથી તેથી ઉદ્યમ કરવા છતાં પણ આત્મા તથા કર્મની સંધિ દ્રવ્યથી તથા ભાવથી ન જાણુવાથી તે વરાકા (રાંકડા) મોક્ષ નથી પામતા, તેઓ કેવો ઉદ્યમ કરે છે તથા શું કહે છે તે આગળ કહીશું અથવા પહેલી ગાથામાં સંધિનો બીજો અર્થ કરે છે સંધિ એટલે ઉત્તરોત્તર પદાર્થનું જ્ઞાન. તેને ન જાણુતાં ઉદ્યમ કરનારા છતાં સમ્યગ્ ધર્મ જાણુવામાં પંચભૂતવાદિ વિગેરે લોકો નિપુણુ નથી કારણુ કે ક્ષાંત્યાદિ દશ પ્રકારનો ધર્મ છે તેને જાણુતા નથી તેથી ધર્મને જુદી જુદી રીતે વર્ણવે છે ફલના અભાવથી તેઓનું અફલવાદી પણું જે આગળ કહેશે તેથી જણાશે કે ભવઓઘથી નાસ્તિક વિગેરે વાદીઓ તરવાના નથી ॥ ૨૦ ॥

તથા તેવું અસત્ય ઉલટું બોલનારા સંસારથી તથા ગર્ભ જન્મનાં દુઃખ પરમાધામીના મારથી પાર પામવાના નથીએટલે વારંવાર ભવ ભ્રમણુ કરી દુઃખ ભોગવ્યાં કરશે. ૨૧ ૨૨ ૨૩ ૨૪ ૨૫.

વળી તેઓ કેવાં ફળ ભોગવશે તે પણ કહે છે.

नाणाविहाइं दुक्खाइं, अणुहोंति पुणो पुणो ।
संसारचक्कवालंमि, मच्चुवाहिजराकुले ॥ २६ ॥
उच्चावयाणि गच्छंता, गब्भमेस्संति णंतसो ।
नायपुत्ते महावीरे एवमाह जिणोत्तमे ॥ २७ ॥
इति बेमि, पढममज्झयणे पढमो उद्देसो समत्तो ॥

જે સંસાર ચક્રવાલ મૃત્યુ વ્યાધિ જરાથી વ્યાપ્ત છે તેમાં તેઓ અનેક પ્રકારનાં દુઃખો વારંવાર ભોગવશે ટીકાકાર તે દુઃખોને વર્ણવે છે નરકમાં કરવતથી વહેરવું, કુંભીપાક, ગરમ લોઢું શાલ્મલી વૃક્ષથી સમાલિંગન વિગેરેથી પીડાઓ છે તિર્યક યોનિમાં ઠંડ તાપ, દમન અંકન( ડામ દે છે ) તાડન, ઘણો ભાર ઉપાડવો ભૂખ તરસ વિગેરે દુઃખ છે. મનુષ્ય યોનિમાં ઇષ્ટ વિયોગ અનિષ્ટ સંયોગ, શોક રોવું, વિગેરે છે, દેવ યોનિમાં અભિયોગ (મોટાના હુકમમાં રહેવું,) ઇર્ષ્યા, કિલ્વિષિકત્વ ( હલકી જાતિનું દેવપણું ) ચ્યવન વિગેરે અનેક પ્રકારનાં દુઃખ છે તે દુઃખોને પૂર્વે કહેલા વાદીઓ વારંવાર ભોગવે છે. ( ૨૬ )

ઉંચ નીચ ગોત્ર ( સ્થાન ) માં જઈને અનંતીવાર ગર્ભમાં આવે. અને જન્મીને પાછાં નવાં દુઃખ ભોગવે છે. સુધર્મા સ્વામી જંબુ સ્વામીને કહે છે કે આ પ્રમાણે જ્ઞાત

પુત્ર મહાવીર જે જિનેશ્વર ઉત્તમ છે તેઓ એ કહયું છે. ॥ ૨૭ ॥

આ પહેલા અધ્યયનનો પહેલો ઉદ્દેશો તીર્થંકર પાસે સાંભળ્યો, તેજ પ્રમાણે તેમની આજ્ઞાથી મેં તમને કહ્યો, પણ મારી બુદ્ધિથી નથી કહ્યો. આથી ક્ષણિકવાદીનું ખંડ ન જાણવું.

પહેલો ઉદ્દેશો સમાપ્ત.

---

## બીજો ઉદ્દેશો.

હવે પહેલા અધ્યયનનો બીજો ઉદ્દેશો કહે છે તેનો પહેલા ઉદ્દેશા સાથે આ પ્રમાણે સંબંધ છે કે પહેલામાં સ્વસમય પરસમયની પ્રરૂપણા કરી, અને અહીંઆં પણ અધ્યયનના અર્થનો અધિકાર હોવાથી તેજ કહે છે અથવા પૂર્વના ઉદ્દેશામાં ભૂતવાદીઓનો મત બતાવી તેનું નિરાકરણ કર્યું અને અહીં પણ તેવાજ બાકી રહેલા નિયતિ વાદિ વિગેરે મિથ્યા દૃષ્ટિમતોને બતાવી તેમનું નિરાકરણ કરશે, અથવા પ્રથમ ઉદ્દેશામાં ૧ લીગાથામાં बंधनं बुध्येत् तच्च त्रोटयेत् इति તે બંધન નિયતિ વાદીના અભિપ્રાય પ્રમાણે થતું નથી તે બતાવે છે.

તેથી એ પ્રમાણે અનેક સંબંધ વડે આવેલા આ

ઉદ્દેશાના ચાર અનુયોગ દ્વાર વર્ણવીને સૂત્રાનુગમમાં અસ્ખલિતાદિ ગુણયુક્ત સૂત્ર ઉચ્ચારવું તે આ છે.

आघायं पुणएगेसिं उववण्णा पुढो जिया
वेदयंति सुहंदुक्खं, अदुवा लुप्पंति ठाणउ ॥ सू० १ ॥

આ સૂત્રનો પ્રથમના ઉદ્દેશા સાથે સંબંધ બતાવે છે, પૂર્વ ઉદ્દેશાના છેલ્લા સૂત્રમાં આ કહ્યું છે કે

"જેમ પાંચ ભૂતસ્કંધ વિગેરે માનનારા વાદીઓ મિથ્યાત્વથી હણાયલો છે અંતર આત્મા જેનો એવા તથા અસદ્ આગ્રહમાં લીન થયેલા પરમાર્થ બોધ રહિત હોવાથી વ્યાધિ મૃત્યુ જરાથી વ્યાપ્ત એવા સંસાર ચક્રવાલમાં ઉંચ નીચ સ્થાનમાં જઇને અનંતીવાર ગર્ભમાં રહી વેદનાઓ વેદે છે. તેજ પ્રમાણે અહીં પણ નિયતિ વાદી અજ્ઞાની તથા જ્ઞાન ચતુર્વિધ કર્મ અપચય વાદીઓને પણ તેજ પ્રમાણે સંસાર ચક્રવાલનું ભ્રમણ તથા ગર્ભમાં જવાનું બતાવે છે. પરંપર સૂત્રમાં તો બુધ્યેત્ (બોધપામે) વિગેરે છે એથી એની સાથે આ સંબંધ છે કે આ બોધ હૃદયમાં લેવો,

અહીંયાં પણ એમ સમજવું કે નિયતિ વાદીઓએ જે કહ્યું તેને પણ હે શિષ્યો ! તમે સમજો, એ પ્રમાણે વચલાં બીજાં સૂત્રોવડે પણ જાણવું, અને જેવો સંબંધ લાગે તેવો લગાડવો.

હવે તે પ્રમાણે પૂર્વના તથા પછીનાં સૂત્ર જે સંબંધે જોડાયલાં છે તેનો અર્થ કહે છે પુનઃશબ્દ પૂર્વ વાદીઓથી આ વાદીનું વિશેષપણું સૂચવે છે તે આ પ્રમાણે " કેટલાક નિયતી વાદી એમ કહે છે કે અવિવક્ષિત કર્મવાળા તે પણ અકર્મક થાય છે ('स्था' ધાતુને ભૂત કૃદંત રૂપ स्थात છે. તેને કર્ત્તામા છઠ્ઠી વિભક્તિ છે તેનો અર્થ આ થાયછે.) કે "યુક્તિથી ઉત્પન્ન થયેલાછે એમ ઘટેછે. એથી પાંચ ભૂત તથા તે શરીર તેજ જીવ માનનારા વાદીનો મત દૂર કર્યો. યુક્તિઓ પૂર્વે બતાવી છે, અને હવે પછી પણ બતાવશું, કે જુદા જુદા નારક વિગેરે ભવોના શરીરોમાં જીવોને ઉત્પન્ન થવાનું યુક્તિથી ઘટેછે, આ કહેવાથી આત્માને અદ્વૈત માનનારા વાદીનું પણ ખંડનકર્યું. પ્રથક્ શબ્દ જુદા કયા ઉત્પન્ન થયેલા તે બતાવે છે. પ્રાણીઓ દુઃખ સુખ ભોગવનારા છે, એટલે તે જીવો (પોતાના કર્ત્તવ્ય પ્રમાણે) સુખ દુઃખને પોતે પોતાના નવા નવા શરીરમાં રહીને ભોગવે છે, વળી જૈનાચાર્ય કહે છે કે

હરેક જીવને સુખ દુઃખનું ભોગવવું જાણીતું છે, તેને અમે ઉડાવી શકતા નથી. આ કહેવાવડે અકર્તાવાદીઓનું ખંડન કર્યું, કારણ કે અકર્તા અવિકારી આત્મામાં સુખ દુઃખની ઉત્પત્તિથતી નથી એમ સમજવું, અથવા પ્રાણીઓને સુખ દુઃખનો જે અનુભવ થાય છે તેને

અમે ઉડાવતા નથી, તથા સૂત્રમાં ' विलुप्यन्ते ' છે એટલે એક સ્થાનથી જીવો બીજે સ્થાને જાય છે, અને ત્યાં નવો જન્મ લે છે, તેનો નિષેધ કરતા નથી.

તે પ્રમાણે પાંચ ભૂતનું વિદ્યમાનપણું માનનારા વિગેરે વાદીઓનું સમાધાન કરીને તેનિયતિ વાદીઓ શું માને છે, તે સૂત્રની બીજી ત્રીજી ગાથામાં બતાવે છે.

न तं सयं कडं दुक्खं, कओ अन्नकडं च णं ।
सुहं वा जइ वा दुक्खं, सेहियं वा असेहियं ॥ २ ॥
सयं कडं न अण्णेहिं, वेदयंति पुढो जिया ।
संगइअं तं तहा तेसिं, इहमेगेसि आहिअं ॥ ३ ॥

તે પ્રાણીઓ વડે જે સુખદુખ ભોગવાય છે, તે પોતે આત્માએ કરેલું નથી. એમાં કારણમાં કાર્યનો ઉપચાર કરીને દુ:ખ કારણને જ કહ્યું છે પ્રથમની અર્ધી ગાથામાં દુ:ખ શબ્દ છે ત્યાં ઉપલક્ષણથી સુખ પણ જાણી લેવું, તેમાં એમ સમજવું કે તે સુખ દુ:ખનો અનુભવ તે પુરૂષે કરેલો એવું સિદ્ધ થતું નથી, તો બીજાથી એટલે કાળ, ઈશ્વર, સ્વભાવથી ક્યાંથી હોય? (અર્થાત્ ન હોય) હવે જો એમ માનીએ કે પુરૂષે કરેલું સુખ દુ:ખ તે અનુભવે, તો ૧ સેવક ૨ વણિક ૩ કૃષિકાર વિગેરે સમાન પુરૂષાકાર છતાં ફળ પ્રાપ્તિનું જુદાપણું છે, તથા કોઈકને ફળ ન મળવું, એ પ્રમાણે

ઉલટું ન થાય જેમકે કોઇને તે સેવાદિ વ્યાપારના અભાવ છતાં વિશિષ્ટ ફળ મળેલું દેખાયછે. એથી એમ સિદ્ધ થયું, કે પુરૂષના ઉદ્યમથી કંઇ પણ પ્રાપ્ત થતું નથી. કોઈ પૂછે કે શાથી મળેછે તો નિયતીવાદી ઉત્તર આપે છે કે નિયતિથીજ બધું મળે છે. આ બાબત બીજા શ્લોકના અંતમાં કહેવાશે. વળી કાળ પણ કર્તા નથી. કારણ કે તેના એક રૂપ પણાથી ફળ વૈચિત્ર્યની ઉત્પત્તિ જગતમાં ન થાય અને કારણ ભેદમાંજ કાર્ય ભેદ થાય પણ અભેદમાં ન થાય તે પ્રમાણે કહ્યું છે કે "ભેદ તેજ છે અથવા ભેદ હેતુ ત્યાંજ ઘટે છે જ્યાં વિરૂદ્ધ ધર્મના અધ્યાસ હોય, અને કારણના ભેદ હોય." તથા ઈશ્વર કર્તામાં પણ સુખ દુઃખ ન હોય; કારણ કે આ ઇશ્વર મૂર્ત્ત છે કે અમૂર્ત્ત? જો મૂર્ત્ત હોય તો સામાન્ય પુરૂષ માફક તેનામાં સર્વ કર્તા પણાના અભાવ હોય. અને અમૂર્ત હોય તો તેનું આકાશની માફક દેખીતું અક્રિયપણું છે. વળી જુઓ તે રાગાદિવાળો હોય તો આપણાથી જુદો નહિ, એટલે વિશ્વના કર્તા નથી. અને જો વીતરાગ હોય તો તેનું કરેલું સુભગ દુર્ભગ, ઇશ્વર દરિદ્ર વિગેરેનું જગત્માં થતું વિચિત્રપણું યુકિતને બેસતું થતું નથી. તેથી ઇશ્વર કર્તા નથી, તથા સ્વભાવનું પણ સુખ દુઃખનું કરવા પણું ન થાય, કારણ કે આ સ્વભાવ પુરૂષથી ભિન્ન છે કે અભિન્ન છે? જો ભિન્ન માનીએ તો પુરૂષથી

આશ્રીત એવા સુખદુખને કરવાને સમર્થ નથી, કારણ કે તે તેનાથી જુદો છે, હવે જો જુદો ન માનીએ તો અભેદને લીધે સ્વભાવ તેજ પુરૂષ થયો, તેનું અકર્ત્તાપણું પુર્વે કહી ગયાજ છીએ, વળી કર્મનું સુખ દુઃખમાં કર્તાપણું ઘટતું નથી. કારણ કે તે કર્મ પુરૂષથી ભિન્ન અથવા અભિન્ન માનવું જોઈએ. હવે જો અભિન્ન માનીએ તો પુરૂષ તેજ કર્મ થઈ જશે તો પૂર્વે કહેલા દોષ લાગુ પડશે, અને જો ભિન્ન માનીએ તો સચેતન છે કે અચેતન છે ? જો સચેતન માનીએ, તો એક કાર્યમાં બે ચૈતન્ય થાય. અને જો અચેત માનીએ તો પાષાણના ટુકડાની માફક તે અસ્વતંત્ર હોવાથી તેનાથી સુખદુઃખની ઉત્પતિ કેવી રીતે થાય ? આ બધાનું આગળ જતાં જૈનાચાર્ય ખંડન કરશે તેજ પ્રમાણે મોક્ષ સંબધી સુખ અથવા અસાતા વેદનીથી ઉત્પન્ન થતું મોક્ષ વિનાનું સંસારી દુઃખ છે, અથવા સૈદ્ધિક સુખ દુઃખ તે ફૂલની માળા, ચંદન, સ્ત્રી વિલાસમાં સુખ છે તથા ચાબકાનો માર, ડામ દેવા વગેરેમાં દુઃખ હોય, અને અસૈદ્ધિક સુખ અંતરનું આનંદરૂપ અથવા ઓચિતું ન વિચારેલું બાહ્ય નિમિત્તમાં સુખ હોય, તેમજ ઓચિંતું દુઃખ તે તાવ, માથાનું દુઃખ, અથવા શૂળ, અંગમાં હોય, આ બધાં સુખ કે દુઃખ પુરૂષે કર્યાં નથી કે અન્ય કાળ વિગેરે એ કર્યાં નથી કે તેને ભોગવે. પ્ર૦ શાથી તે ભોગવે છે ?

નિયતીવાદીનું કહેવું એ છે કે જીવ એટલે પ્રાણીઓ સંગતિથી ભોગવે છે. જ્યારે જ્યારે સુખ દુઃખ જીવ ભોગવે તે સંગતિ; તેજ નિયતી, તેમાં ઉત્પન્ન થયેલું તે સાંગતિક અને સુખ દુઃખ તે નિયતીનું કરેલું જાણવું. આ નિયતીવાદીનો મત છે. તેઓનું આવું કહેવું છે.

प्राप्तव्यो नियति बला श्रयेण योऽर्थः
सोऽवश्यं भवति नृणां शुभोऽशुभोवा
भूतानां महति कृतेऽपिहि प्रयत्ने
ना भाव्यं भवति न भाविनोऽस्ति नाशः

જે અર્થ નિયતિ બળના આશ્રયથી મેળવવાનો છે તે શુભ કે અશુભ હોય તે અવશ્ય થાય છે. પણ ભૂતોના કરેલા મોટા પ્રયત્નથી પણ અભાવ્ય થતું નથી, અને ભાવિનો નાશ નથી. આ ઉપરની બે ગાથામાં નીયતિવાદીએ પોતાનો મત સ્થાપ્યોતેનો જૈનાચાર્ય ઉત્તર આપે છે.

एवमेयाणि जंपंता बाला पंडिअमाणिणो ।
नियया निययं संतं, अयाणंता अबुद्धिया ॥ सू० ४ ॥
एवमेगे उ पासत्था ते भुजो विप्पगब्भिआ ।
एवं उवट्ठिआ संता, ण ते दुक्ख विमोक्खया ॥सू० ५॥

પૂર્વે કહેલાં નિયતિ વાદના વચનો બોલનારા સત્ અસત્નો વિવેક નહિ સમજનારા બાલક જેવા હોવા છતાં

પોતાને પંડિત માનનારા બોલે છે, કે સુખ દુઃખ જે કંઈ છે, તે નિયતીનું કરેલું છે, એટલે જે થવાનું તે ઉદયમાં આવ્યું છે. તે નિયત છે, તથા અનિયત તે આત્મપુરૂષ ઇશ્વર વગેરેથી મળેલું તે બધું પણ નિયતીનું કરેલું જાણવું. આવું એકાંત માને છે તેથી તેઓ અજાણ છે અને સુખ દુ:ખના મૂળ કારણને જાણનારા નથી. જો કે આર્હંતોના મતમાં કિંચિત્ સુખ દુઃખ વગેરે નિયતીથીજ થાય છે, એટલે તેનું કારણ કર્મનું કોઇ પણ અવસરમાં ઉદયમાં આવવાનું છે, તે નિયતીકૃત કહેવાય છે. તથા કિંચિત્ અનિયતીકૃત તે પુરૂષાકાર કાળ, ઇશ્વર, સ્વભાવ, કર્મ વિગેરેનું કરેલું છે. તેમાં કોઇ અંશે સુખ દુઃખનું પુરૂષાકારથી સાધ્યપણું પણ સ્વીકારીએ છીએ. કારણ કે ક્રિયાથી ફળ થાય છે. અને ક્રિયા તે પુરૂષાકાર સાધન છે. તેજ કહ્યું છે કે

નદૈવ મિતિ સંચિત્ય ત્યજેદુદ્યમમાત્મનઃ ।
અનુદ્યમેન કસ્તૈલં, તિલેભ્યઃ પ્રાપ્તુમર્હતિ ॥ ૧ ॥

નસીબનો વિચાર કરીને પોતાનો ઉદ્યમ છોડે નહિ. ઉદ્યમ વિના તલમાંથી તેલ કેવી રીતે લેશે. ? વળી સમાન પુરૂષ વેપારમાં ફળની વિચિત્રતાનું દૂષણ બતાવ્યું તે અદૂષણ છે. તેમાં પણ પુરૂષાકારનું વિચિત્ર તે ફળ વિચિત્રનું કારણ છે. અને સમાન પુરૂષાકારમાં જે

ફળનો અભાવ છે તે અદૃષ્ટકૃત જાણવો. તે અદૃષ્ટને પણ અમે કારણ તરીકેજ માનેલ છે. વળી કાળ પણ કર્તા છે. કારણ કે બકુલ, ચંપક, અશોક પુન્નાગ, નાગ, સહકાર વગેરે ઝાડો રોપવા છતાં અમૂક કાળમાંજ તેને ફળફૂલ હોય છે પણ સર્વદા થતાં નથી. વળી તમે કાળના એકરૂપ પ-ણાથી જગતનું વૈચિત્ર્યપણું ન ઘટે એવું કહેલું, તે દૂષણ અમને લાગતું નથી કારણ કે અમે એકલા કાળને કર્તા પણે માનતા નથી પણ કર્મ સાથે લઇએ છીએ, તેથી જગતનું વિચિત્રપણુંછે. આ અમારૂં વચન નિર્દોષ છે. તથા ઇશ્વર પણ કર્તા છે, તે ઇશ્વર આત્માનેજ જાણવો. ઉત્પત્તિ દ્વાર વડે બધા જગત્‌માં વ્યાપવાથી ઇશ્વર છે. તેનું સુખ દુઃખનું ઉત્પન્ન કરવું તે બધ. વાદીઓને વિના કહ્યે સિદ્ધ જ છે. તમે જે તેમાં મૂર્ત અમૂર્તનું દૂષણ આપ્યું, તે એના ઇશ્વરના સમાશ્રયણથી દૂર કે કર્યું છે (જૈનો જી-વને પ્રથમ કર્મ આશ્રી રૂપી માને છે અને તે વખતે તેનું કર્તાપણું કંઇ અંશે સ્વીકારે છે.)

સ્વભાવનું પણ કંઇ અંશે કર્તાપણું છે. તેજ કહે છે. આત્માનું ઉપયોગ લક્ષણ અને અસંખ્યેય પ્રદેશપણું તથા પુદ્‌ગલોનું મૂર્ત્તપણું, ધર્માસ્તિ કાય, અધર્માસ્તિ કાયનો ગતિ તથા અટકાવવામાં સહાયતા ધર્મ અને અમૂર્ત્તત્વ વિગેરે સ્વભાવપણુંછે, વળી અહીં તમે આત્માનું વ્યતિરેક,

અવ્યતિરેકપણાનુ દૂષણ બતાવ્યું તે પણ અદૂષણ સમજવું. કારણ કે સ્વભાવ આત્માથી અવ્યતિરિકત છે, અને આત્માનું કર્તવ્ય અમે પૂર્વે સ્વીકાર્યું છે તે પણ સ્વભાવથી જ છે. તથા કર્મનું પણ કર્ત્તાપણું છે, કારણ કે તે કર્મ જીવ પ્રદેશો સાથે અન્યો અન્ય અનુવેધપણે ( એકમેક ) રહેલું છે તે કંઇક અંશે આત્માથી કર્મ અભિન્ન છે. તેને વશ થઇ આત્મા નારકી તિર્યંચ મનુષ્ય દેવ ભવોમાં ભમતો સુખ દુઃખને અનુભવે છે તે પ્રમાણે નિયતી અનિયતીનું કર્ત્તવ્ય યુકિતથી ઉત્પન્ન થયે છતે નિયતિનુંજ એકાંત કર્ત્તવ્ય સ્વીકારનારા વાદીઓ બુદ્ધિરહિત છે એમ જાણવું. ॥ ४ ॥ આ પ્રમાણે યુકિતથી એકાંત નિયતિને ખોટી ઠરાવી તે નિયતિને સ્વીકાર નારને થતાં દુઃખ બતાવે છે એ શબ્દથી પૂર્વનો અભ્યુપગમ સૂચવે છે કે સર્વ વસ્તુમાં નિયત અનિયત છતાં કેટલાક વાદી એકાંત નિયતિ તેમ અવશ્ય ભાવિ માનનારા કાળ ઇશ્વર વગેરેને ઉડાવી નિર્હેતુકપણે નિયતિ વાદને માનનારા છે.

'તુ' અવ્યયથી એમ સમજવું, કે તેઓજ એવા છે, પણ બીજા નહી, વળી તે નિયતિ વાદી કેવા છે ? તે બતાવે છે. યુકિત સમૂહથી બહારછે તે પાર્શ્વસ્થા. અથવા પરલોકના હિત માટે થતી ક્રિયાથી દૂર છે, અથવા તેઓ એ નિયતિનેજ મુખ્ય માનવાથી તેમની પરલોક આશ્રી ક્રિયા વ્યર્થ થઇ,

અથવા પાશ તે કર્મ બંધન અને મુકિત રહિત બોલવું તેમાં સ્થિત. એટલે પાશસ્થા અથવા નિયતિ વાદી સિવાયના બીજા કાલ ઇશ્વર વગેરેને એકાંત માનનારા તેમને પણ પાશસ્થા અથવા પાસ ત્થા વિગેરે જાણવા. વળી ચાલતા પ્રકરણમાં નિયતિવાદનો આશ્રય લેનારા જુદી જુદી પરલોક હિતની ક્રિયામાં પ્રવર્તે છે, તે તેમનું ધાષ્ટર્યપણું છે. કારણ કે નિયતિવાદીને થવાનું હોય તેજ થાય. ત્યારે સંયમાદિ કષ્ટ ક્રિયા શું કામ કરવી જોઇએ ? તેમના હિસાબે તો ક્રિયા શત્રુરૂપ છે, અને આ બિચારા ક્રિયા કરવા છતાં અસત્યવાદને સ્વીકારવાથી અને અસભ્યરૂપણે વર્તવાથી આત્માને દુઃખથી મુકાવી શકતા નથી, નિયતિવાદનું ખંડન કર્યું. હવે અજ્ઞાની એટલે અજ્ઞાનવાદીના મતનું ખંડન કરવા દૃષ્ટાંત બતાવે છે.

जविणो मिगा जहासंता, परिताणेण वज्जिआ

असंकिआइं संकंति, संकिआइं असंकिणो ॥ सू० ६ ॥

જેમ દોડતા મૃગો રક્ષણ રહિત (ડરેલા) હોય, તે અથવા પરિતાન એટલે પકડવાની જાળ, તેનાથી તર્જિત એટલે ડરાવેલા હોય, તે ભય ભ્રાંત લોચનવાળા, હૃદયમાં આકુળ વ્યાકુળ થઇને વિવેક શુન્ય બની અશંકાનાં સ્થાન તે પાશ રહિતમાં શંકા કરે છે, ત્યાં ન જાય, અને જ્યાં ફસાવવાનું હોયતેવા પાશ વિગેરેમાં ત્યાં શંકા રહિત થઇ જતાં દુઃખ પામે છે.

परियाणिआणि संकंता, पासिताणि असंकिणो
अण्णाण भयसंविग्गा, संपलिंति तहिं तहिं ॥७॥

એટલે મૃગોને બચાવવા કોઈ રક્ષણ આપે તો અતિ મૂઢપણાથી બુદ્ધિ રહિત બની તે રક્ષક ઉપર પણ શંકા લાવી દૂર ભાગીને પાશ જે અનર્થ ઉત્પાદક છે તેમાં શંકા રહિત બની અજ્ઞાન તથા ભયથી સંવિગ્ન એટલે તેને આધિન બની આ રક્ષણ સ્થાન છે કે મારવાનું સ્થાન છે, તેને વિવેક શુન્ય બની ન જાણતાં તે ફાંસામાં ફસાઇ જાય છે. હવે તે મૃગનું દૃષ્ટાંત નિયતિવાદી તથા એકાંત અજ્ઞાનવાદી ઉપર ઘટાવે છે. તે આવી રીતે કે રક્ષણ આપનાર અનેકાંતવાદને મુકી એકાંતવાદી બની સર્વ દોષ રહિત અનેકાંતવાદ જૈન દર્શન જે કાલ ઈશ્વર વિગેરે દરેકને યથાવસ્થિત સ્વીકારનાર છે, તે અનાશંકનીય છતાં તેમાં શંકા લાવી પોતાના માનેલા નિયતિ કે અજ્ઞાનવાદ જે એકાંત છે તે શંકનીય છતાં તેમાં શંકા લાવતા નથી, તેથી રક્ષણ સ્થાન અનેકાંતવાદને ત્યાગી યુકિતથી સિદ્ધ ન થતું અનેક દુઃખનું ઉત્પાદક એવું એકાંતવાદ સ્થાનને પકડવાથી અજ્ઞાનથી છવાયલા મૃગ જેવા તે વાદીઓ તેવા તેવા કર્મ બંધનના સ્થાનોમાં હરણ માફક ફસાય છે. ઉપરના અનેક દોષો તે વાદીના બતાવીને વળી જૈનાચાર્ય એટલેથી સંતોષ ન પામતાં બીજા દોષો પણ પૂર્વના દૃષ્ટાંતે બતાવે છે.

अह तं पवेज्ज बज्झं, अहे बज्झस्सवा वए
मुच्चेज्ज पय पासा ओ, तंतुमंदे ण देहए ॥ सू० ८ ॥

હવે તે પાશ આગળ આવેલો મૃગ જાળ બંધનથી ઉપર કુદે અથવા નીચલા ભાગમાંથી નીકળી જાય તો પણ પગના ફાંસાથી બચીજાય, તથા કોઇ પ્રતિમાં पय पाशादि પાઠ છે. ત્યાં આદિ શબ્દથી વધ તાડન મારણ વિગેરેથી પણ બચે, પણ તે મૃગ અજ્ઞાન દશાથી અનર્થરૂપ બંધનથી છુટવાનો ઉપાય જાણતો નથી, અને તે કુટપાશાદિકને ન સમજવાથી મૃગ કેવી અવસ્થા પામે છે તે બતાવે છે.

अहि अप्पाऽ हिय पण्णाणे, विसमंते णु वागते
मन्द्धे पय पासेणं, तत्थ घागं नियच्छइ ।.९॥

તે મૃગ અહિત આત્મા, તથા અહિત પ્રજ્ઞાનવાળો विषमांते न એટલે કુટપાશામાં આવેલો ( અથવા ते विषमान्ते એ પાઠથી ) આત્માને તેમાં પાડે. હવે તે પાશમાં પડો બંધાયલો તે કુટપાશની બહુ દુઃખી અવસ્થાને પામેલો તે બંધનમાં રહી પોતાની ઘાત (મરણ) ને વાંછે છે–હવે તે મૃગનું દૃષ્ટાંત અજ્ઞાન વિપાક ઉપર ઘટાવે છે.

एवं तु समणा एगे, मिच्छ दिट्ठी अणारिआ
असंकिआइं संकंति, संकिआइं असंकिणो ॥१०॥

જેમ અજ્ઞાનથી ઘેરાયલા મૃગો દુઃખ પામે, તેમ શ્રમણ એટલે પાખંડને આશ્રિત કોઇ ( પણ બધા નહીં ) મિથ્યા દૃષ્ટિ છે એટલે અજ્ઞાન વાદી અથવા નિયતિ વાદીનો મત માનનારા તે મિથ્યા દૃષ્ટિવાળા અનાર્યો છે, આર્ય એટલે સર્વ પાપથી બચેલા છતે,તેથી ઉલટા તે અનાર્યો અજ્ઞાનતાથી અસત્ અનુષ્ઠાન કરનારાછે, તે કેવી રીતે કે સુધર્મના અનુષ્ઠાનમાં શંકા લાવે, અને તે બહુ દુઃખ આપનાર એકાંત પક્ષ માને તેવા વાદીઓ મૃગ માફક મૂઢ ચિત્તવાળા તેજ આચરે છેકે જેમાં પરિણામે બહુ દુઃખ હોયછે. હવે શંકનીય અને અશંકનીયનો વિપર્યાસ બતાવેછે.

धम्म पण्णवणा जासा, तंतुसंकंति मूढगा
आरंभाइंन संकंति, अविअत्ता अकोविआ ॥११॥

ક્ષાંત્યાદિ દશ લક્ષણ યુક્ત ધર્મની જે પ્રરૂપણા તેમાં શંકા લાવે અને એમ વિચારે કે આ અધર્મ છે, અને તે અવ્યક્ત મુગ્ધ તથા અકોવિદ એટલે સતશાસ્ત્રના બોધ રહિત વાદીઓ જે આરંભ પાપ રૂપછે તેને શંકા ન લાવી આદરે છે—॥૧૧॥ હવે તે અજ્ઞાનથી છવાયલા જે નથી પામતા, તે બતાવે છે.

सव्वप्पगं विउक्कस्सं, सव्वं णूमं विहूणिआ
अप्पत्तिअं अकम्मंसे, एयमट्ठं मिगे चुए ॥१२॥

સર્વત્રાધ્યાત્મા એટલે જેનો આત્મા સર્વાત્મક છે, તે લોભ છે, તેને તથા વ્યુત્કર્ષ એટલે માન તથા ણૂમ એટલે માયા અપ્પતિઅં ક્રોધ તે ચારે કષાયને વિધુય ધોઈ દૂર કરીને મોહનીય કર્મ રહિત થઈ છેવટે બધાં કર્મ ત્યાગી અકર્માંશ બની જાય છે, આ મોક્ષ જ્ઞાનથી થાય છે, પણ અજ્ઞાનથી ન થાય તેજ બતાવે છે કે જાણ્યા વિના તે મૃગ જેવો અજ્ઞાની તે મોક્ષને તજે છે, અથવા: વિભક્તિના પરિણામવડે આવા મોક્ષાર્થથી પોતે ચુપ ભ્રષ્ટ થાય. ૧૨

હવે ફરીથી અજ્ઞાનવાદીના દોષો બતાવે છે.

जे एयं नाभि जाणंति मिच्छदिट्ठी अणारिया ।
मिगा वा पासबद्धा ते घायमेसंति णंतसो ॥ १३ ॥

જેઓ અજ્ઞાન પક્ષને આશ્રી બેઠા છે તે કર્મ ક્ષય કરવાના ઉપાય જાણતા નથી. પણ પોતાના અસત્ય આગ્રહમા પકડાઇ મિથ્યા દૃષ્ટિ અનાર્ય બની મૃગની માફક પાશમાં પડી જન્મ મરણને પામે છે તથા પામવાનો યત્ન કરે છે કારણ કે તેમને યોગ્ય ક્રિયાનુષ્ઠાન આરંભનાં છે વળી અનંતશઃ એટલે અવિચ્છિન્નપણે વારંવાર અજ્ઞાનીઓ જન્મ મરણનાં દુઃખ ભોગવે છે. અજ્ઞાનવાદ સમાપ્ત થયો. હવે અજ્ઞાનવાદીના દૂષણ બતાવવાની ઇચ્છાવાળા આચાર્ય પોતાના વચનથી બંધાયલા વાદીઓ ન ચળે, એવો તેઓનો મત બતાવે છે.

माहणा समणा एगे, सव्वे नाणं सयं वए ।
सव्व लोगेऽवि जे पाणा, न ते जाणंति किंचण ॥१४॥

કેટલાક બ્રાહ્મણો તથા શ્રમણ એટલે પરિવ્રાજકો તેઓ બધાએ જેના વડે જણાય, તે જ્ઞાન, એટલે છોડવા જોગ તથા લેવા જોગ પદાર્થોને બતાવનાર પરસ્પર વિરોધ વડે રહેલ છે, તે પોત પોતાનું બોલે છે, હવે તેમના માનેલા જ્ઞાનરૂપ તત્વો પરસ્પર વિરોધ વડે સત્ય ન હોય, તેથી અજ્ઞાનજ સારૂં છે, જ્ઞાનની કલ્પના કરવા ડે શું વધારે છે ? તેથીજ બતાવે છે કે બધા લોકોમાં પણ જે પ્રાણીઓ છે, તે બરોબર જાણતા નથી. ૧૪

જો કે તેઓમાં ગુરૂ પરંપરાથી જ્ઞાન આવેલ છે, તો પણ તેનું મૂળ છેદાઈ જવાથી સાચું થતું નથી. તે દૃષ્ટાંત વડે બતાવે છે.

मिलक्खू अमिलक्खुस्स, जहा वुत्ताणु भासए ।
ण हेउंसे विजाणाइ भासिअं तऽणु भासए ॥ १५ ॥

જેમ મ્લેચ્છો આર્ય ભાષાના અજાણ, અને આર્યને મ્લેચ્છ ભાષાનું અજ્ઞાન પણું હોવાથી તેનું બોલેલું બીજો પછવાડે બોલે, પણ તેનો બરોબર અભિપ્રાય ન જાણે કે આ અપેક્ષાએ એણે કહેલું છે અને આર્યના બોલવાનો હેતુ એટલે નિમિત્ત તેને મ્લેચ્છ પોતે ન જાણે કેવળ પર-

માર્થ શુન્ય બોલવાની નકલ કરે છે. હવે આ દૃષ્ટાંતને વાદી વાદ ઉપર ઘટાવે છે.

एवमन्नाणिगा नाण, वयंतावि सयं सयं ।
निच्छ यत्थं न याणंति, पिलक्खुव्व अबोहिया ॥ १६ ॥

જેમ મ્લેચ્છ અમ્લેચ્છના પરમાર્થને ન જાણે, ફક્ત બોલવાની નક્કલ કરે, તેમ અજ્ઞાનીઓ સમ્યગજ્ઞાન રહિત હોવાથો તે શ્રમણ બ્રાહ્મણો બોલવા છતાં પણ પોત પોતાના જ્ઞાનને પ્રમાણ પણે પરસ્પર વિરૂદ્ધ અર્થ બોલવાથી નિશ્ચય અર્થને જાણતા નથી, જેમકે તે પોતાના તીર્થંકરને સર્વજ્ઞ પણે માની તેના ઉપદેશ વડે ક્રિયામાં પ્રવર્તે પણ સર્વજ્ઞની વિવક્ષા અવીક્ દર્શનવાળાથી ગ્રહણ ન કરાય, કારણકે સર્વજ્ઞને પોતે અસર્વજ્ઞ જાણતો નથી. તેજ કહ્યું છે,

सर्वज्ञोऽसाविति ह्येतत् तत्कालेऽपि बुभुत्सुभिः ।
तज्ज्ञान ज्ञेय विज्ञान रहितै र्गम्यते कथम् ॥ १ ॥

આ સર્વજ્ઞ છે તે તે કાળમાં પણ જાણવાની ઇચ્છાવાળા તે સર્વજ્ઞના જ્ઞાનથી જ્ઞેય પદાર્થોના વિજ્ઞાન રહિત એવા પુરૂષોથીકેવી રીતે જણાય? એ પ્રમાણે પારકાના ચિત્તની વૃત્તિ દુઃખે કરીને પમાય તેથી ઉપદેશ કરનારની પણ યથાયોગ્ય વિવક્ષાવડે ગ્રહણના અસંભવથી નિશ્ચય અર્થને ન જાણનારા મ્લેચ્છની માફક બીજાનું બોલેલુંજ બોલે છે, ફકત બોધ રહિત તેઓ છે, તેથી અજ્ઞાનજ શ્રેય છે. વળી આ પ્રમાણે

જેમ જેમ જ્ઞાનની પ્રાપ્તિ થાય તેમ તેમ વધારે વધારે દોષ થવાનો સંભવ રહે છે. જેમકે કોઈ જાણીને બીજાના માથાઉપર પોતાનો પગ અડાડે તો પોતે અપરાધી થાય, અને જે જાણ્યાવગર ભૂલથી અડાડે તો તેનો અપરાધ થતો નથી; તેથી અજ્ઞાન એજ મુખ્ય છે. પણ જ્ઞાન નહિ ઉપર મુજબ અજ્ઞાનવાદિના મતને બતાવીને હવે એનાં દૂષણ બતાવે છે.

अन्नाणियाणं वीमंसा, अण्णाणे ण विनियच्छइ।
अप्पणो य परं नालं, कुतो अन्नाणु सासिउ ॥ १७ ॥

જ્ઞાન રહિત તે અજ્ઞાની. અજ્ઞાન શબ્દની સંજ્ઞા શબ્દ પણાથી મત્વર્થી પ્રત્યય લાગતાં તે શબ્દ બન્યો. તે અજ્ઞાનીઓમાં અજ્ઞાનજ શ્રેય છે એવું બોલનારા તે વાદીઓનો આ વિચાર અથવા મિમાંસા તપાસવાને માટે જે ઈચ્છા થાય તે અજ્ઞાન વિષયમાં અવતરતી નથી. એટલે ચોજાય નહિ. તેજ બતાવે છે કે એ પ્રકારની જે મિમાંસા અથવા વિમર્શ તે જ્ઞાન સત્ય છે કે અસત્ય છે? જેમ અજ્ઞાનજ શ્રેય છે, જેમ જેમ જ્ઞાન અતિશય તેમ તેમ દોષોનું વધવું એવું જે વિચારવું તેને તેઓ ન જાણે, અથવા તેમનામાં તેવો વિચાર ન ઘટે. કારણ કે આ વિચારવું તે જ્ઞાનરૂપ છે. વળી તે અજ્ઞાનવાદીઓ પોતાના પ્રધાન અજ્ઞાનવાદને બીજાને બતાવવા સમર્થ નથી. કારણ કે તેઓએ અજ્ઞાનનો

પક્ષ લીધેલ હોવાથી પોતે અજ્ઞાન છે. અને જ્યારે પોતે અજ્ઞાન છે તો બીજાઓને શિષ્ય બનાવીને જ્ઞાનમાર્ગ બતાવી શકવા તેઓ કેવી રીતે શક્તિવાન થશે? વળી તમે છિન્ન મૂલત્વ તથા મ્લેચ્છનું અનુભાષણ વિગેરે માફક સર્વ ઉપદેશ નકામા છે વિગેરે કહ્યું તે તમારૂં કહેવું અયુક્ત છે. કારણ કે અનુ ભાષણ ( સરખું બોલવું તે ) પણ જ્ઞાન વિના બોલવાને શક્તિમાન્ ન થાય. વળી કહ્યું કે પારકાના મનની વાત સમજવી દુર્લભ હોવાથી અજ્ઞાનજ શ્રેય છે, તે પણ બોલવું અસત્ય છે. કારણ કે તમે પોતેજ અજ્ઞાનજ શ્રેય એ પ્રમાણે પારકાને ઉપદેશ દેવા તૈયાર થવા વડે પારકાની મનોવૃત્તિના જ્ઞાનનો સ્વીકાર કર્યો છે. તો તે પ્રમાણે બીજાઓએ પણ કહ્યું છે.

आकारै रिङ्गि तैर्गत्या. चेष्टया भाषि॒ेन च।
नेत्र वक्त्र विकारैश्च गृह्यतेऽन्तर्गतं मनः ॥ १ ॥

આકાર. અંગિત, ગતિ, ચેષ્ટા, વચન, નેત્રના મચકાવવા વિગેરેથી બીજાના મનના અભિપ્રાય જાણી શકાય છે. એ પ્રમાણે તે અજ્ઞાનીઓ આત્માને અને પારકાને બોધ આપવામાં સમર્થ નથી. તવું દૃષ્ટાંતદ્વારા જૈનાચાર્ય બતાવે છે.

वणे मूढे जहा जंतू, मूढणेयाणु गा॒मिए।
दोवि एए अका॒ ॒िया, तिव्वं सोयं ॒नियच्छ ॥१८॥

વનમાં જેમ કોઈ મૂઢ પ્રાણી રસ્તો શોધવાને જતાં દિશા ભૂલે. હવે તે મૂઢના પછવાડે બીજો અણજાણ્યો જાય, તો તે બન્ને અજાણ્યા હોવાથી રસ્તો ભૂલતાં આમ તેમ આથડી દુઃખ ભોગવીને નિશ્ચયથી તીવ્ર શોકને પામે છે. ( થાકીને રડે છે. ) તેજ પ્રમાણે અજ્ઞાનવાદીઓ પોતાના માર્ગને સારો માનીને અને પારકો મત ખરાબ માનીને બીજાને ફસાવતાં પોતે મૂઢો છતાં બીજાને પણ ફસાવે છે. આ સંબંધમાં બીજું દૃષ્ટાંત આપે છે.

अंधो अंधं पहंणितो, दूरमद्धाणु गच्छइ ।
आवज्जे उप्पहं जंतू, अदुवा पंथाणुगामिए ॥ १९ ॥

કોઈ આંધળો બીજા આંધળાને દોરતાં પોતે અવળે રસ્તે ચડી, બીજાને પણ અવળે રસ્તે દોરે છે. અથવા કોઈ આંધળો ગયો હોય અને બીજો તેની પછવાડે પોતાની મેળે જાય, તો તે પણ અવળે રસ્તે ચડે, અને યોગ્ય સ્થાને ન પહોંચે, તે ઉપરથી બોધ આપે છે કે—

एवमेगे णियायट्ठी, धम्म माराहगा वयं ।
अदुवा अहम्म मावज्जे, ण ते सव्वज्जुयं वए सू ॥२०॥

એ પ્રમાણે ભાવમૂઢ તે ભાવાંધ આજીવિક મતવાળા વિગેરે નિયાગ ( મોક્ષ અથવા ધર્મ ) ના અર્થી પોતે સારા ધર્મના આરાધક થવાના હેતુથી દીક્ષા લેવા છતાં પૃથ્વી

પાણી વનસ્પતિ વિગેરે છકાયનું પચન પાચન (રાંધવું રંધાવવું) કરવાવડે મર્દન કરે છે, પોતે તેવાં પાપ કરી બીજાને ઉપદેશ કરે છે, જેથી મોક્ષ મેળવવાને બદલે ભ્રષ્ટ થાય છે. અથવા મોક્ષનો અભાવ થવો તો દૂર રહ્યો, પણ આરંભ કરીને પાપ ઉપાર્જન કરે છે, અથવા (લિઙ પ્રત્યયવડે) સંભાવનામાં આ દર્શાવે છે કે તે વાદીઓને બીજા અનર્થો થવાના છે તે બતાવે છે, અથવા વિવક્ષિત અર્થના અભાવથી વિપરીત અર્થ પ્રાપ્ત થવાથી પાપનું ઉપાદાન થાય છે, વળી તેઓ આ પ્રમાણે અસત્ અનુષ્ટાન કરનારા આ જીવિકાદિ ગોશાળાના મતવાળા અજ્ઞાનવાદમાં મચેલા તે વાદીઓ સર્વે પ્રકારે સરલ એટલે વિવક્ષિત મોક્ષ ગમનમ સીધો માર્ગ તે સર્વ ઋજુ તે સંયમ અથવા સદ્ધર્મ તેને ન પામે. અથવા સર્વ ઋજુક તે સત્ય તેને તે અજ્ઞાન અંધ એટલે જ્ઞાનના વિરોધીઓ ન બતાવે, આ અજ્ઞાનવાદીઓના ૬૭ ભેદ થાય છે. તેની ગણતરી બતાવે છે,

જીવ અજીવ પુણ્ય વિગેરે નવ પદાર્થ (તત્વ) છે તેને સત્ અસત્ સદસત્, અવક્તવ્ય, સદવક્તવ્ય, અસદવક્તવ્ય, સદસદવક્તવ્ય તે સાત ભેદોવડે ઉપલા નવ પદાર્થો જાણવાને શક્ય નથી. અને જાણવાથી કંઈ લાભ નથી તે આ પ્રમાણે ભાવવા.

જીવ છે, એ કોણ જાણે છે? અથવા જાણવાથી શું લાભ? જીવ નથી એ કોણ જાણે છે? અથવા તે જાણવાથી શું લાભ? એ પ્રમાણે અજીવમાં પણ સાત ભાંગા લેવા, તે નવે પદાર્થમાં ૯×૭=૬૩ અને બીજા ચાર તેમાં ઉમેરવાના છે, તે સતી (વિદ્યમાન) ભાવની ઉત્પત્તિ થાય છે. 'એવું કોણ જાણે છે.' એ પ્રમાણે સતી, તથા સદ્ અસત્ય વક્તવ્યના ભાવ ઉત્પત્તિને કોણ જાણે છે? અથવા તે જાણવાથી શું લાભ? બાકીના છેલ્લા ત્રણ ભાંગા તો ઉત્પત્તિના ઉત્તરકાલમાં પદાર્થના અવયવની અપેક્ષાએ છે, તેથી તે ન સંભવે, માટે કહ્યા નથી.

પૂર્વના ૬૩ ભાંગામાં પાછલા ચાર ઉમેરતાં ૬૭ ભેદ અજ્ઞાનવાદીના થાય છે. "तत्र सन्" जीव इतिको वेत्ति ઇત્યાદિ એનો પરમાર્થ આ છે,કે—કોઈપણ સંસારી જીવને એવું વિશિષ્ટજ્ઞાન નથી, કે જે અતીંદ્રિય એવા જીવ વિગેરે પદાર્થોને સાક્ષાત્ જાણે (દેખે), તેમજ તે જાણવાથી કંઈ ફળ (લાભ) છે, તેમ પણ નથી. તેજ કહે છે, કે જો નિત્ય સર્વ વ્યાપી અમૂર્ત્ત જ્ઞાનાદિ ગુણસહિત હોય, અથવા તેથી ઉલટો પણ જીવ હોય, તો તેથી કયા પુરૂષાર્થની સિદ્ધિ થાય? (કંઇ પણ નહિ,) તેથી અજ્ઞાનજ શ્રેય છે. ॥ ૨૦ ॥ વળી પણ તે દૂષણો બતાવે છે.

एवमेगे वियक्काहिं, नो अन्नं पज्जुवासिया।
अप्पणोय वियक्काहिं, अयमंजूहिं दुम्मइ ॥ सू० २१ ॥

પૂર્વે કહ્યા પ્રમાણે કેટલાક અજ્ઞાનવાદીઓ વિતર્કો (પોતાના વિચારો) વડે અહંકારમાં લેપાયલા પર એટલે જૈનમત વિગેરે જ્ઞાન વાદીઓને માનતા નથી, અને પોતાના મંતવ્યમાં લીન બની માને છે, કે અમારા સિવાય બીજા કોઈ તત્વજ્ઞ નથી. તથા પોતાના વિતર્કોવડે એમજ માને છે કે—અમારો બતાવેલો માર્ગ, અંજુ—તે સ્પષ્ટ છે, અને બીજાથી ખંડન નહિ થાય તેવો છે. અથવા યથાવસ્થિત કહેવાથી તે ગુણકારક છે, આવાં વચન તેઓ કેમ બોલે છે? ઉ૦—તેઓ દુર્મતિવાળા છે.

હવે જ્ઞાનવાદી પોતે અજ્ઞાનવાદીઓના પ્રકટ રીતે નુકશાનો બતાવે છે.

एवं तक्काइ साहिंता, धम्मा धम्मे अकोविया।
दुक्खं ते नाइ तुट्टंति, सउणी पंजरं जहा ॥ २२ ॥

એ પ્રમાણે ઉપરના ન્યાયવડે પોતાના તર્ક (વિકલ્પ) વડે અજ્ઞાન સ્વીકારતાં ક્ષાંતિ વિગેરે દશ પ્રકારનો ધર્મ તથા જીવહિંસાદિક અધર્મ જાણવામાં અકોવિદ (મૂઢ) રહી દુ:ખ અથવા તેનાં હેતુરૂપ મિથ્યાત્વાદિ વડે બંધાતું કર્મ તેને તોડવા અસમર્થ છે. જેમ પક્ષી પાંજરામાં પૂરા-

ચલું હોય તો તે પાંજરાને તોડવા તથા પોતાને તેમાંથી મુકાવવા અસમર્થ છે. તેવીજ રીતે તે અજ્ઞાનવાદીઓ ધર્મ અધર્મ સમજ્યાવિના સંસારબંધનથી છૂટવાને અસમર્થ છે—॥ ૨૨ ॥ હવે સામાન્ય રીતે એકાંતવાદિના મતનાં દૂષણો બતાવે છે—

**सयं सयं पसंसंता, गरहंता परंवयं ।**
**जेउतत्थ विउस्संति, संसारंते विउस्सिया ॥ २३ ॥**

પોત પોતાના દર્શન (મત) ને શ્રેષ્ઠ બતાવતા અને પરના મતને નિંદતા એટલે સાંખ્યમતવાળા જે બધાનો પ્રકટ ભાવ તથા છૂપો ભાવ બતાવનારા છે, તે બૌદ્ધો જે ક્ષણિકવાદ તથા અન્વય વિનાજ પદાર્થને નાશ માનનારા છે, તેમનું ખંડન કરે છે. અને બૌદ્ધો પણ તે સાંખ્યવાદીનું ક્રમયૌગપદ્યવડે અર્થ ક્રિયાનો અવિરહ બતાવી નિત્યતામાં દૂષણ કાઢે છે, એ પ્રમાણે બીજા મતવાળા પણ પરસ્પર દૂષણો કાઢી એકાંતવાદી બની પોતાની પ્રશંસા અને પારકાના મતનું ખંડન કરે છે. અને પોતાને વિદ્વાન માને છે, અથવા પોતાના શાસ્ત્રમાં વિશેષપણે યુક્તિ સમૂહ બતાવે છે. તેથી તેઓ સંસારના ચાર ગતિના ભ્રમણમાં અનેક પ્રકારે બંધાઈ હમેશાં રહે છે. (જ્યાં સુધી તે કદા ગ્રહ ન છોડે ત્યાં સુધી સંસારભ્રમણ કરે છે.) ॥ ૨૩ ॥

હવે નિર્યુક્તિકારે ઉદ્દેશાના અર્થાધિકારે બૌદ્ધના સંબંધમાં કહેલું કે—

**कर्मचयं न गच्छति चतुर्विधं भिक्षु समयः।**

ચાર પ્રકારે ભિક્ષુ કર્મ બંધ ન કરે તેનું નિરાકરણ સૂત્રકાર કરે છે.

**अहावरं पुरक्खायं, किरियावाइ दरिसणं।**
**कम्मचिंता पणट्ठाणं संसारस्स पवड्ढणं ॥ २४ ॥**

અજ્ઞાનવાદીનો મત કહ્યા પછી પૂર્વે કહેલા ક્રિયાવાદીનું મંતવ્ય એટલે ચૈત્યકર્મ વિગેરે પ્રધાનમોક્ષાંગ છે. એવું દર્શન જેમનું છે તે ક્રિયાવાદી કેવા છે તે બતાવે છે. જ્ઞાન આવરણ આદિ કર્મમાં ચિંતા તે કર્મચિંતાને મૂકી દીધેલા છે એટલે તેઓ અવિજ્ઞાન ( અજ્ઞાનતા ) વિગેરેથી ચાર પ્રકારે કર્મબંધ થાય છે તેવું ઇચ્છતા નથી, તેઓના આદર્શન ( મંતવ્ય ) થી દુઃખ સ્કંધ તે અસાતા ઉદયની પરંપરા વધે છે કોઇ જગ્યાએ સંસાર વધવાનો પાઠ છે. તેનો અર્થ પણ એ છે, કે એકલી ક્રિયા માનનારાને સંસારની વૃદ્ધિજ થાય છે. પણ ઉચ્છેદ થતો નથી.

( ૨૪ મી ગાથાનું ચોથું પદ છે તેના પાઠાંતરમાં દુઃખ સ્કંધનો બોજો પાઠ છે. તેથી બેવડો ટીકામાં અર્થ છે. )

હવે તે કર્મચિંતાથી નષ્ટ ( વિમુખ ) જેવી રીતે છે તે પ્રથમ બૌદ્ધનું મંતવ્ય બતાવે છે.

**जाणं काएणऽणाउट्टी, अबुहो जं च हिंसति**
**पुट्ठो संवेदइ परं, अवियत्तं खु सावज्जं ॥ २८ ॥**

જે જાણીને ( મનથી ) પ્રાણીને હણે, પણ કાયવડે ન હણે; તે અનાકુટ્ટી છે, કુટ્ટ એટલે છેદવું, તે જે છેદે તે આકુટ્ટી, અને ન છેદે, તે અનાકુટ્ટી છે, આનો ભાવાર્થ એ છે કે કોઇ ક્રોધ વિગેરે કારણે ફક્ત મનના વ્યાપારથી પ્રાણીને હણે છે, પણ જો કાયાથી ન હણે એટલે તે પ્રાણીના અંગો પાંગને નુકશાન ન કરે, તો તેને અવદ્ય ( પાપ ) લાગતું નથી, અર્થાત્ તેને નવાં કર્મ બંધાતાં નથી, તથા અબુધ ( અંજાણ્યો ) કાય વ્યાપારથીજ જે પ્રાણીને હણે, ત્યાં મારવાની બુદ્ધિ તેના મનમાં ન હોવાથી તેને કર્મ ઉપચય નથી, આ અર્ધા શ્લોકથી નિર્યુક્તિકારે જે કહ્યું છે તે “ ચાર પ્રકારનું કર્મ ઉપચય ન થાય એવું ભિક્ષુ સમય કહે છે તેમાં પરિજ્ઞા ઉપચિત અવિજ્ઞ ઉપચિત. આ બે ભેદ તો સાક્ષાત બતાવ્યા છે, અને બાકીના બે ભેદ ઈર્યાપથ ( ચાલતાં ) તથા સ્વપ્નાની અંદરના છે તે ચ શબ્દથી જાણી લેવા. તેમાં “ ઈરણ ” એટલે ઈર્યા કે ગમન, તેનાથી સંબંધ રાખનાર ‘ પથ ’ તે ઇર્યાપથ તેના સંબંધી કર્મ ઇ-

ર્યાપથ કર્મ એટલે તે વાદીનું કહેવું આ છે કે રસ્તે ચાલતાં અંજાણે કોઇ જીવ મરે, તો તેથી કર્મબંધ'ન' થાય તથા સ્વપ્નમાં કોઇ ને મારે તો જેમ સ્વપ્નામાં ખાવાથી પેટ ન ભરાય, તેમ સ્વપ્નામાં મારવાથી પાપ ન લાગે. આવી રીતે તે વાદી બોલે છે તેમાં કોઈ એવી શંકા કરે કે ત્યારે કમ કેવી રીતે બંધાય? તેનો તે બૌદ્ધવાદી પોતે ઉત્તર આપે છે કે—

હણનાર પ્રાણી ( જીવ ) હોય, હણનારને આ જીવ છે એવું જ્ઞાન હોય, હું તેને મારૂં એવી બુદ્ધિ હોય, પછી કાયાના વ્યાપારથી તેને મારે. અને તે જીવ મરે, તો હિંસા જાણવી; અને કર્મ બંધ ( ઉપચય ) પણ જાણવો, પણ ઉપરનાં બધાં કારણો ન મળે તો તેને હિંસા ન ગણવી. તથા કર્મચય પણ ન જાણવો. આ પાંચ પદોથી ૩૨ ભાંગા થાય તેમાં ૧ લા ભાંગે હિંસક છે. બાકીના ૩૧ ભાંગામાં અહિંસક જાણવો. તેનો આ શ્લોક છે.

प्राणी [illegible]नं, घातक चित्तं च तद् गता[illegible]।
प्राणैश्च विप्रयोगः पंच[illegible] हिंसा ॥ १ ॥

મરનાર પ્રાણી, મારનારને પ્રાણીનું જ્ઞાન, ઘાતકની મારવાની બુદ્ધિ, તેમાં કાયાની હિંસા કરી હોય, અને પ્રાણોથી વિયોગ થયો હોય, એ પાંચ ભાંગા પૂરા હોય તો

હિંસા જાણવી, હવે કોઈ તે વાદીને પૂછે કે ત્યારે તે પાંચ પૂરા ભાંગા વિના બીલકુલ હિંસા ન હોય ?

ઉત્તર—જરા નામ માત્ર હોય તે પાછલી અર્ધી ગાથાવડે બતાવે છે કે માત્ર મનોવ્યાપાર વિગેરેથી કે કેવળ કાયાથી, અથવા અજાણે રસ્તામાં જતાં અથવા સ્વપ્નમાં એ ચાર પ્રકારે કર્મનો જરા સ્પર્શ થાય, તેટલોજ અનુભવે, પણ તેનું અધિક દુઃખ ન હોય જેમ ભીંત ઉપર ધૂળની મૂઠી 'નાંખતાં' ધૂળ પડી જાય તેમ તે કર્મચય ન થતાં ખરીને પડી જાય, તે ચયનો અભાવ જાણવો પણ અત્યંત અભાવ ન જાણવો.

આ પ્રમાણે અવ્યક્ત વેદના હોવાથી પ્રત્યક્ષ અનુભવનો અભાવ છે, તેથી એ અવ્યક્ત અવદ્ય સાથે વર્ત્તે છે. તે પરિજ્ઞા ઉપાચિતાદિ કર્મ જાણવું. ॥ ૨૫ ॥

અહીં વાદીને કોઇ પૂછે કે તમે કહ્યું હતું. કે અજ્ઞાનતા વિગેરેથી કર્મનો ઉપચય ન થાય. ત્યારે કર્મનો ઉપચય કેવી રીતે થાય ? ત્યારે તે વાદી કહે છે.

संतिमेतउ आयाणा, जे हिं कीरइ पावगं ।
अभिकम्मा य पेसा य, मणसा अणु जाणे [illegible] ॥२६॥

જેનાવડે પાપ થાય છે તે ત્રણ કર્મોદાન (કારણો) આ છે. (૧) અભિક્રમ્ય એટલે મારવા યોગ્ય પ્રાણીને

તેમાં ચિત્ત રાખીને પોતે જાતે મારે. તે એક કર્મોદાન, તથા બીજા નોકરને પ્રાણીઘાત માટે મોકલી મરાવે, તે બીજું કર્મોદાન, તથા કોઈ મારતો હોય તેને મનથી અનુમોદે ( પ્રશંસે ) તે ત્રીજું કર્મોદાન છે. પરિજ્ઞા ઉપચિત કર્મથી તેનો આ ભેદ છે કે પરિજ્ઞા ઉપચિતમાં તો ફક્ત મારવાનું મનથી ચિંતવવું છે અને અહીં તો બીજો કોઈ પ્રાણીને મારતો હોય, તે સમયે તે મારનારને પ્રશંસે છો॥૨૬॥

તેથી આ પ્રમાણે પોતે હિંસા કરે, કરાવે, અનુમોદે તેમાં પ્રાણીની ઘાત થાય, તે સમયે ( ક્લિષ્ટ અધ્યવસાયથી જીવહિંસા છે. ત્યાંજ કર્મનો ઉપચય છે પણ બીજે નથી તે બતાવે છે.

**एतेउ तउ आयाणा, जेहिं कीरइ पावगं।**
**एवं भाव विसोहीए, निव्वाण- भिगच्छइ ॥ २७ ॥**

પૂર્વે કહેલાં ત્રણ કર્મોદાનો છે કે જેનાવડે પાપ થાય છે, આ પ્રમાણે હોવાથી જેમની વૃત્તિ હિંસા કરવા, કરાવવા કે પ્રશંસવા પ્રત્યે ન હોય, તો તેમાં ભાવશુદ્ધિ એટલે રાગદ્વેષ વિના વર્ત્તતા પ્રાણીથી જીવહિંસા વખતે થાય, તોપણ 'એકલા' મનથી અથવા કાયાથી, અથવા બંને એકલાંથી વિશુદ્ધ બુદ્ધિવાળા ને કર્મ ઉપચય થતો નથી તે કર્મ ઉપચયના અભાવથી સર્વદ્વંદ્વ ઉપરતિ સ્વભાવ જે મોક્ષ તેને પામે છે. ॥ ૨૭ ॥

આ ભાવશુદ્ધિએ વર્તતા જીવને કર્મબંધ ન હોય, તે સંબંધી દૃષ્ટાંત આપે છે.

पुत्तं पिया समारम्भ, आहारेज्ज असंजए।
भुंजमाणोय मेहावी, कम्मणा नोवलिप्पइ ॥ २८ ॥

જેમ બાપ બેટાને કોઇ વખત મહાન કષ્ટમાં આવી જતાં મારીને ખાઇને. તે અટવી વિગેરેનું કષ્ટ અરાગદ્વેષવડે દૂર કરે એટલે પુત્રનું માંસ પોતે ગૃહસ્થ ખાય તો તેની નિર્દોષ બુદ્ધિ હોવાથી કર્મ ન લેપાય તેમ મેધાવી (સાધુ) પણ તેવા કારણે શુદ્ધ આશયવાળો માંસ ખાનારો પણ પાપ કર્મથી લેપાતો નથી, એટલે જેમ પિતા પુત્રને રાગ-દ્વેષ રહિતપણે મારવા છતાં પણ કર્મ બાંધતો નથી, તેમ અરક્તદ્વિષ્ટ મન પણે અર્થ કરતાં પ્રાણી વધ થાય, તોપણ કર્મ ન બંધાય ॥ ૨૮ ॥

હવે જૈનાચાર્ય તેનાં દૂષણ બતાવે છે.

मणसा जेपउस्संति चित्तं तेसिं ण विज्जइ ।
अणवज्ज म तहंतेसिं णते संवुड चारिणो ॥ २९ ॥
इच्चेयाहि य दिट्ठीहिं सातागा वाणस्सिया ।
सरणंति मन्नमाणा, सेवंती पावगं जणा ॥ ३० ॥
जहा आस्साविणि णावं, जाइ अंधोदुरूहिया ।
इच्छई पारमागंतुं, अंतरा य विसीयई ॥ ३१ ॥

एवंतु समणाएगे, मिच्छदिट्ठी अणारिया।
संसार पा कंखांते, संसारं अणुपरियट्टंति ॥ ३२ ॥

જેઓને કોઇ પણ નિમિત્ત મળતાં તે મનથી દ્વેષ કરે, અને મનમાં બીજાને મારવાને ઇચ્છે, તેઓનું અંતઃકરણ શુદ્ધ ન હોય, છતાં તે વાદીઓએ પૂર્વે કહેલ છે, કે એકલા મનના દ્વેષથી કર્મ ઉપચય ન થાય, તે તેમનું કહેવું અસત્ય છે. એથી તેઓ સંવૃતચારી નથી કારણ કે તેમનું મન અશુદ્ધ છે. તેજ તેમણે કહ્યું છે કે કર્મ ઉપચયના કર્ત્તવ્ય-માં મનજ પ્રધાન કારણ છે અને તેથીજ તેઓએ મન રહિત એકલા કાયવ્યાપારમાં કર્મ ઉપચયનો અભાવ બતાવ્યો છે, ન્યાયમાં પણ કહ્યું છે કે જેના છતા પણામાં સિદ્ધ થાય, અને "ન હોય ત્યારે ન થાય" તે તેનું પ્રધાનકારણ ગણાય છે, અહીં વાદી શંકા કરે છે કે તેમ અમે તો એકલા મનને પણ કાયચેષ્ટા રહિત હોય તે અકારણ કહ્યું છે, જૈનાચાર્ય કહે છે કે તે સત્ય છે પણ અયુક્ત છે જુઓ તમેજ કહ્યું છે કે "एव भावशुद्धा निर्वाणमभिगच्छतीति" ભાવશુદ્ધિથી નિર્વાણ પામે છે, આવું તમે બોલો છો તેથી મન એકલાનુંજ પ્રધાનપણું સિદ્ધ થયું, તેમ બીજે પણ કહ્યું છે કે—

चित्तमेवहि संसारो, रागादिक्लेश वासितं।
तदेव तैर्विनिर्मुक्तं, भवान्त इति कथ्यते ॥ १ ॥

રાગ વિગેરે ક્લેશથી વાસિત મન છે, તેજ સંસાર છે પણ તેનાથી નિર્યુક્ત આત્મા હોય તો મોક્ષ ( ભવાન્ત ) થતો કહેવાય છે. તેવુંજ બીજા કહે છે.

**मालिनी वृत्तम्.**

**मतिविभव! नमस्ते, यत्समत्वे पि पुसां।**
**परिणमसि शुभांशैः कल्मषांशै स्त्वमेव ॥**
**नरक नगरवर्त्मे, प्रस्थिताःकष्टमेके।**
**उपचित शुभशक्त्या, सूर्यसंभेदिनोऽन्ये ॥ १ ॥**

હે બુદ્ધિના વૈભવવાળા મન! તને નમસ્કાર છે કારણ કે પુરૂષપણું સમાન છતાં એકમાં તું શુભ અંશવડે અને બીજામાં અશુભ અંશવડે પરિણમે છે! કેટલાક તારે લીધે નરક નગરમાં કષ્ટ ભોગવવા ગયા કેટલાક શુભ મતિના ઉપચયથી સૂર્ય ભેદનારા અર્થાત્ મોક્ષમાં ગયા છે. તેથી જૈનાચાર્ય વાદી ને કહે છે કે તમારા કહેવા પ્રમાણે જ ક્લિષ્ટ મનનો વ્યાપાર કર્મ બંધને માટે થાય છે. વળી ઇર્યાપથમાં અનૂ ઉપયોગે જાય તો તેનામાં વ્યગ્રચિત્તપણેથી કર્મબંધ થાયજ, અને ઉપયોગ પૂર્વક અપ્રમત્તપણે જાય, તો અબંધકજ છે. તેવુ કહ્યુ છે કે—

**उच्चालियंमिपाए, इरिया समियस्स संकमट्ठाए।**
**वावज्जेज्ज कुलिंगो, मरेज्ज तं जोगमासज्ज ॥ १ ॥**

ચાલવા માટે ઇરિયા સમિતિવાળો (ઉપયોગ પૂર્વક) પગ ઉંચો કરે, તે સમયે પોતાના આવેલા મોતે કોઇ જીવ મરે.

णे य तस्सतन्निमित्तो, बन्धो सुहुमोविदेसिओ समए।
अणवज्जो उ पयोगेण, सव्वभावेण सो जम्हा ॥ २ ॥

ઉપર કહેલ ઉપયોગથી ચાલનાર મુનિને તે મરનાર પ્રાણી સંબંધી જરા પણ કર્મબંધ શાસ્ત્રમાં કહ્યો નથી, કારણ કે સર્વ શુદ્ધ ભાવથી ઉપયોગે ચાલનાર મુનિ છે, તેથી નિષ્પાપ છે. સ્વપ્ન સંબંધી પણ અશુદ્ધ ચિત્તવાળાને અલ્પ બંધ થાય છે એવું તમેજ अव्यक्तं तत्सावद्यं" અવ્યક્ત સાવદ્યથી સ્વીકાર્યું છે, તેજ પ્રમાણે એકલા કિલષ્ટ મનથીજ વ્યાપારમાં બંધનો સદ્ભાવ હોવાથી તમારૂં કહેલું પ્રાણી પ્રાણીજ્ઞાન વિગેરે બધું હોય તો હિંસા થાય, તે રદ થાય છે. વળી તમે " પુત્રં પિતા સમારભ્યે " વિગેરે કહ્યું છે તે પણ વગર વિચારે બોલો છો, કારણ કે "મારૂં" એવો ચિત્તનો પરિણામ ન થાય, ત્યાં સુધી કોઈ મારતું નથી, અને એવા પ્રકારે ચિત્તની પરિણતિ છતાં અકિલષ્ટતા કેવી રીતે માનો છો? અને ચિત્તકલેશમાં અવશ્ય ભાવી કર્મબંધ છે, એ આપણે બંનેને સંમત છે. જો કે તેઓ કોઈ જગ્યાએ કહે છે કે." બીજાએ મારેલું માંસ ખાતાં બીજાના હાથે ખેંચાવેલા અંગારમાં દાહના અભાવ

માફક દોષ નથી. તે પણ ઉન્મત્તના કહેલા વચનથી સાંભળવા જેવું (વિના વિચારે બોલે તેવું) છે. કારણ કે બીજાએ મારેલાનું માંસ ખાતાં અનુમતિ લાગુ પડે અને તેનોજ કર્મ બંધ થાય છે. અને તેજ વિષય ઉપર અન્ય મતવાળા પણ કહે છે.

**अनुमन्ता विशसिता, संहर्ता क्रयविक्रयी।**
**संस्कर्ता चोपभोक्ताच, घातकश्चाष्ट घातकाः ॥ १ ॥**

અનુમોદક, વિશસ (મારવાનું) કહેનાર. સંહાર કરનાર લેનાર વેચનાર, રાંધનાર, જમનાર, ઘાતક એ આઠે ઘાતક છે. વળી કૃતકારિત અનુમોદિત રૂપ ત્રણ પ્રકારનું આદાન છે. તે તેમનું કહેવું જૈન મતના લવ (અંશ)નો આસ્વાદજ કર્યો જેવું છે. તેથી આ પ્રમાણે કર્મ ચતુષ્ટયનું ઉપચય નથાય, એવું કહેનારા વાદીઓ તેઓ કર્મ ચિંતાથી નષ્ટ છે, એતો સારી રીતે જાણીતું થયું ॥૨૯॥

હવે તે ક્રિયાવાદીઓની અનર્થ પરંપરા બતાવે છે. "એ ચારથી કર્મ ન બંધાય" એવું માનનારા વાદીઓ "સાત ગૌરવ નિઃશ્રિતા" એટલે સુખશીલતામાં આસક્ત થયેલા અને ખુશીમાં આવે તે ખાનારા છતાં અમારૂં મંતવ્ય સંસાર તરવામાં સમર્થ શરણ કરવા જેવું છે. એવું માનતા વિપરીત અનુષ્ઠાન કરી પાપો કરે છે. એ પ્રમાણે

વ્રતો લેવા છતાં પણ તેઓ સામાન્ય (ગ્રહસ્થ) માણસ જેવા છે. ॥ ૩૦॥

આ અર્થનુંજ બતાવનાર દૃષ્ટાંત બતાવે છે. કાણી નાવમાં બેસનારો જન્મથી અંધો પાર જવાને ઇચ્છે તો તે કાણુંવાળી હોવાથી પાણી આવવાથી અંતરાળે પાણીના વચમાંજ ડુબે છે. અને અંધો મરણ પામે છે તેજ પ્રમાણે શ્રમણો, બૌદ્ધમાર્ગીઓ કે મિથ્યાદૃષ્ટિઓ માંસ ખાવાથી અનાર્ય પોતાના દર્શનમાં રાગી બની મોક્ષ જવા ઇચ્છા કરે, છતાં પણ 'ચતુર્વિધ કર્મચયનો' અભાવ સ્વીકારવાથી તેમના શાસનનું અનિપુણ પણુ હોવાથી તે વાદીઓ સંસારના ચાર ગતિના ભ્રમણમાં ભટકે છે. વારંવાર તેમાંજ જન્મ જરા મરણ દુર્ગતિ વિગેરેનો ક્લેશ ભોગવતા અનંતોકાલ રહેશે, પણ વિવક્ષિત મોક્ષ સુખને ન પામે. આવું સુધર્માસ્વામી જંબુ સ્વામીને કહે છે. ॥ ૩૨ ॥

આ પ્રમાણે સૂત્રકૃતાંગ અંગમાં સમય નામના અધ્યયનનો બીજો ઉદ્દેશો સમાપ્ત થયો.

———:૦:———

પ્રથમ અધ્યયનનો ત્રીજો ઉદ્દેશો પ્રારંભ કરે છે, બીજો ઉદ્દેશો પૂરો થવાથી ત્રીજો ઉદ્દેશો શરૂ કરે છે. તેનો આ પ્રમાણે સંબંધ છે. અધ્યયનનો અર્થાધિકાર જન અને જૈનેતર સિદ્ધાંતનો ખુલાસો છે. પહેલા બે ઉદ્દેશામાં તે કર્યું છે

અને ત્રીજામાં પણ તેજ કરશે, અથવા પહેલા બે ઉદ્દેશામાં કુદ્દષ્ટિઓ અને તેમના દોષો બતાવ્યા અને અહિં પણ તેઓના આચાર દોષને બતાવશે. આ સંબંધ વડે આ ઉદ્દેશાના ચાર અનુયોગદ્વાર બતાવીને અસ્ખલિતાદિ ગુણ યુક્ત સૂત્ર બોલવું તે કહે છે,

जं किंचि उ पूइकडं, सड्ढीमागतुमोहियं ।
सहस्संतारियं भुंजे, दुपक्खं चेव सेवइ ॥ १ ॥
तमेव अवियाणंता, विसमंसि अकोविया ।
मच्छा वेसालिया चेव, उदगस्सऽभियागमे ॥ २ ॥
उदगस्स पभावेणं, सुक्कं सिग्घं तमिंति उ ।
ढंकेहि य कंकेहि य, आमिसत्थेहिं ते दुही ॥ ३ ॥
एवं तु समणाएगे, वट्टमाण सुहेसिणो ।
मच्छा वेसालिया चेव, घातमेस्संति णंतसो ॥ ४ ॥

આ સૂત્રોનો પૂર્વના સૂત્ર સાથે આ સંબંધ છે, કે છેલ્લા સૂત્રમાં કેટલાક શ્રમણો એમ કહે છે તેમ અહિં પણ સંબંધ છે. જેમકે કેટલાક શ્રમણો યત્કિંચિત્ પૂતિ (સાધુ માટે બનાવેલું) ખાનારા સંસાર ભ્રમણ કરે છે અને સૌથી પહેલા સૂત્રના બુજ્ઝિજ્જ (સમજે) વિગેરે. એથી એમ સમજવાનું કે સાધુ માટે કરેલું છે એમ સમજવું એમ બીજાં સૂત્રોવડે પણ ઉત્પેક્ષા કરીને સંબંધ જોડવો. હવે સૂત્રનો અર્થ કહે છે. યત્

કિંચિત્ આહારમાં થોડું પણ દોષિત એટલે આધાકર્મ (ખાસ સાધુ માટે બનાવેલું) દૂર રહો, પણ 'પૂતિ' એટલે એવા દોષિતથી ખરડાયલા દાણાથી પણ દૂષિત તે પણ પોતાની મેળે ન કરેલું પણ શ્રાવકે બીજાઓને ઉદ્દેશીને બનાવેલું તે પણ હજારના આંતરાવાળું જે ખાય તે ગ્રહસ્થ પક્ષ અને દિક્ષા લેનાર પક્ષને સેવે છે. એની મતલબ આ છે કે બીજાને માટે બીજાએ બનાવેલું જે આધાકર્માદિ દોષવાળું જે ભોજન તેનો કંઈ ભાગ તે ખાય તે બે પક્ષને સેવનારૂં થાય છે. પણ જે શાકયાદિ પોતાની મેળે પોતાને માટે બનાવેલો આહાર લાવીને ખાય છે, તે સહેલથી બે પક્ષ સેવનારા છે. (સાધુએ પોતાને માટે બીજાએ બનાવેલો આહાર લેવો ન કલ્પે, એટલુંજ નહિ, પણ પોતાને માટે કરેલામાં પૂર્વનો દોષિત આહાર ભરેલો હોય, અને પાતરૂં પુરૂં ધોયા વિના શુદ્ધ આહાર લે, તો તે પણ દોષિત થાય ઉત્તમ સાધુઓનો આ આચાર છે. પણ બૌદ્ધ વિગેરે તો પોતાના માટેજ પોતે બનાવીને ખાય છે. તો તેમના દોષનું પૂછવુંજ શું?) હવેદ્વિ' પક્ષનો બીજો અર્થ કરે છે, ઈર્યાપથ અને સાંપરાયિક અથવા પૂર્વબદ્ધ અને નિકાચિત વિગેરે અવસ્થાવાળી જે કર્મની પ્રકૃતિઓ છે તે કરે છે. એટલે પૂર્વે બાંધેલી જે નિકાચિત ન હોય, તેને નિકાચિત કરે છે. અને ન હોય તે નવી બાંધે છે. જુઓ આગમમાં પણ

એજ લખ્યું છે કે ગૌતમ સ્વામિ પૂછે છે, 'આધા કર્મને ખાનારો સાધુ કેટલી કર્મ પ્રકૃતિ બાંધે?' ભગવાન કહે છે, 'હે ગૌતમ, આઠ કર્મ પ્રકૃતિઓ બાંધે છે. શિથિલ બંધવાળી હોય તેને ગાઢ બંધનવાળી કરે છે. અને ચય કરેલીને ઉપચયવાળી કરે છે. તથા થોડા કાળવાળીને દીર્ઘ કાળવાળી કરે છે, વિગેરે. એનો અર્થ એ છે, કે સાધુ માટે બનાવેલ આહાર સાધુ ખાય, તો તે સાધુ પાપ ઉપાર્જન કરે છે, અને ઘણો કાળ દુઃખ ભોગવે છે. તો પોતાની મેળે ઇચ્છિત રાંધી ખાનારા બૌદ્ધો તથા જૈન સાધુનો વેષ ધારીને જે આધાકર્મી ખાય, તો તે બે પક્ષને સેવે. અને સંસારમાં ભ્રમણ કરે. હવે સુખને માટેજ આધાકર્મી ભોજન કરનારાને શું દુઃખ ભોગવવાં પડશે તે બે શ્લોકવડે દૃષ્ટાંત કહે છે તે આધાકર્મના દોષને ન જાણનારા અણુ જાણ્યા પુરૂષોને અષ્ટ કર્મનો બંધ થાય, તેથી તેને કરોડો ભવવડે ચાર ગતિરૂપ સંસારમાં ભમતાં છતાં તેનો છટકારો ન થાય. અથવા આ કર્મબંધમાં અણુજાણ્યા તે આ કર્મનો દોષ કેમ થાય છે અને કેમ ન થાય અથવા શાથી સંસાર તરાય, તેમાં અકુશળ સાધુઓ આ સંસાર ઉદરમાંજ કર્મના ફાંસામાં ફસેલા દુઃખીયા થાય છે. તે ઉપર મત્સ્યનું દૃષ્ટાંત. જેમ વિશાળ રોમવાળો મોટો સમુદ્ર તેમાં ઉત્પન્ન થયેલાં વૈશાલિક જાતિનાં માછલાં જેઓનું શરીર મોટું

હોય એવાં મોટાં માછલાં પાણીની ભરતીમાં સમુદ્રથી નદીમાં અથવા કિનારે પ્રબળ વેગમાં પાણી સાથે આવે, તે સમયે ભરતી ઉતરી જતાં શુષ્ક કિનારામાં પાણીના અભાવે આમ તેમ તરફડતાં ઢંક કંક પક્ષીઓથી તથા માંસ લોલુપી માછી વિગેરેથી જીવતાં જીવત મોટા દુઃખને પામીને શરણ રહિત બનીને નિશ્ચે મરણ પામે છે.

હવે દૃષ્ટાંત બતાવી સાધુઓને સમજાવે છે કે જે સાધુઓ વર્તમાન સુખને વાંચ્છી રાંધી રંધાવીને સ્વાદુ ભોજન જમનારા તે વર્તમાન સુખ અભિલાષી સમુદ્રના કાગડાની માફક તે કાળના મળેલા સુખના અંશમાં આ ક્ત ચિત્ત-વાળા થઇને દુઃખ પામે, તેમ આધાકર્મનું પાપ વિચાર્યા વિના જીભના સ્વાદથી ખાઇને તેનાં બુરાં ફળ વશાલિક મત્સ્યની માફક અનંતવાર કુવાના અરટ્ટના ઘટની માફક વારંવાર સંસારમાંજન્મ મરણનાં દુઃખ જૂનાં ભોગવે,નવાં બાંધે, તે સંસાર સમુદ્રમાંથી ન તરી શકે. હવે અપર આજ્ઞા અભિમત ઈશ્વર આધિન જગતવાળા મતને બતાવવા માટે કહે છે.

इणमन्नं तु अन्नाणं, इहमेगेसि आहियं ।
देवउत्ते अयं लोए', बंभ उत्तेति आवरे ॥ ५ ॥

ईसरेण कडे लोए', पहाणाइ तहावरे ।
जीवाजीव समाउत्ते, सुहदुक्खसमन्निए ॥ ६ ॥

**सयंभुणा कडेलोए, इति वुत्तं महेसिणा ।**
**मारेणसंथुया माया, तेणलोए असासए ॥ ७ ॥**

હવે પછી કહેવાનું છે, તે નિશ્ચય કરીને કહે છે, કે અજ્ઞાન એટલે મોહનો ઉછાળો આ લોકમાં કેટલાકને છે, પણ બધામાં નહિ, તેનો આ અભિપ્રાય છે, તે કહે છે, કે દેવે (ઈશ્વરે) ખેડુત જેમ દાણો વાવે તેમ આ લોક ઉત્પન્ન કર્યો છે. અથવા દેવે રક્ષણ કર્યું છે. અથવા દેવનો પુત્ર (પ્રજા) આ લોક છે. એવું અજ્ઞાન ફેલાયું છે. તથા બ્રહ્માએ આ ઉત્પન્ન કર્યું છે, એવું બીજા કહે છે. તેઓનું મંતવ્ય આ પ્રમાણે છે. બ્રહ્મા જગત્‌ના દાદા એ પહેલાં જગત્‌માં હતો તેણે પ્રજાપતિઓને બનાવ્યા અને પ્રજાપતિઓએ અનુક્રમે આખું જગત્ રચ્યું, (૫) તથા ઇશ્વરવાદી ઈશ્વરઉપર બધું કારણ મૂકે છે અને તેજ પ્રમાણથી સિદ્ધ કરે છે, તે આ પ્રમાણે. આ સર્વ જગત્ બુદ્ધિમાને કરેલું છે, અને શરીર ઘડો કરવાનું ધર્મીપણે ઉપાદાન કરાય, તે બુદ્ધિમાનનું કરેલું તેવું કારણ પૂર્વક દરેક વસ્તુમાં ધર્મ સાધ્ય છે. સંસ્થાનનું વિશેષપણું તેમાં હેતુ છે, જેમ ઘટ વિગેરે નવા નવા આકારો છે, તે કોઇ બુદ્ધિમાને કરેલા છે, એટલે દેહરૂં કુવા વિગેરે ડાહ્યા માણસે બનાવેલા છે. તે પ્રમાણે નવા નવા આકારવાળાં સમુદ્ર, નદી, પર્વત, પૃથ્વીનાં શરીર વિગેરે કરાયલાં છે, તેથી બુદ્ધિમાનનું કરેલું જગત્ છે. તેથી આ

સમસ્ત જગતનો કર્તા સામાન્ય પુરૂષ નહિ, પણ કોઇ બીજો મોટો દેવ છે, તેને ઇશ્વર કહે છે. તેજ પ્રમાણે આ બધું શરીર ભુવન કરવાનું ધર્મીપણે લઇએ તો બુદ્ધિમત કારણ પૂર્વક છે. એવો સાધ્ય ધર્મ છે. કાર્યપણે આનો હેતુ છે. ઘટાદિનો દૃષ્ટાંત છે, એટલે ત્યાં રહીને અથવા પ્રવૃત્તિ કરીને વાંસલા વિગેરેથી સુતાર ઘર બનાવે તેમ જગત્ ઇશ્વર બનાવે છે. વળી બીજા એમ કહે છે કે જેમ પ્રધાનાદિ કરેલો આ લોક છે સત્વ, રજ, તમસની સામ્ય અવસ્થા પ્રકૃતિ છે. તે પુરૂષાર્થની સાથે પ્રવર્તે છે. ‘ આદિ ’ શબ્દથી પ્રકૃતિથી મહાન્ તેનાથી અહંકાર, તેનાથી ૧૬ ગણ, તેમનાથી પાંચ ભૂત, એ પ્રમાણે પ્રક્રિયાથી સૃષ્ટિ થાય છે અથવા આદિગ્રહણથી સ્વભાવ વિગેરે ગ્રહણ કરાય છે. તેનો અર્થ આ પ્રમાણે છેઃ જેમકે સ્વભાવથીજ લોક થયો છે. જેમ કાંટાને અણી છે. તથા બીજા વાદીઓ નિયતીએ કરેલો માને છે. જેમ મોરના અંગનાં પીછાં ચિત્રાયલાં હોય છે. એવાં કારણે કરીને આ લોક થયેલો છે. તેમાં જીવનું ઉપયોગ લક્ષણ તથા અજીવમાં ધર્મ, અધર્મ, આકાશ, પુદ્ગલ વિગેરેથી યુક્ત સમુદ્ર પર્વત વિગેરે છે. વળી વિશેષમાં લોકને બતાવે છે. સુખ આનંદ રૂપ, દુઃખ ખેદ રૂપ છે. એ બન્નેથી યુક્ત લોક છે. (૬)

વળી ‘ સ્વયંભૂ ’ ઈત્યાદિ પોતાની મેળે ઉત્પન્ન થાય

તે વિષ્ણુ અથવા બીજો કોઈ તે એકલો પૂર્વે હતો. તે રમતો હતો, ત્યારે જોડીઆની ઈચ્છા કરી. તે ચિંતવવાથી બીજી શક્તિ ઉત્પન્ન થઈ. તેથી આ સૃષ્ટિ થઇ. એવું મોટા ઋષિઓ કહે છે. એ પ્રમાણે બોલનારા કેટલાક વાદીઓ લોકનો કર્તા સ્વયંભૂ સ્વીકારે છે. અને તે સ્વયંભૂએ લોકને દિન પ્રતિ-દિન બનાવતાં ઘણા ભારના ભયથી ડરી મારનારો મારો બનાવ્યો. તેણે માયા સાધી. તે માયાથી લોકો મરે છે. પણ ખરી રીતે જીવનું ઉપયોગ લક્ષણ તેની કંઈ વ્યાપત્તિ નથી. એથી આ માયા છે. જેમ આ માણસ મરી ગયો. તેજ પ્રમાણે આ બધો લોક અશાશ્વત છે—અનિત્ય છે, વિનાશી છે. ॥ ૭ ॥ વળી

**माहणा समणा एगे, आह अंडकडे जगे।**
**असो तत्तमकासी य, अयाणंता मुसं वदे ॥ ८ ॥**

બ્રાહ્મણ, શ્રમણ, (ત્રિદંડી) પુરાણિક કેટલાક પણ બધા નહિ આ પ્રમાણે કહે છે. આ ચર અચર, બધું અંડવડે થયેલું છે. તે આ પ્રમાણે કહે છે. પહેલાં કંઈ પણ નહોતું. પદાર્થરહિત શૂન્ય સંસાર હતો. ત્યારે બ્રહ્માએ પાણીમાં અંડાને ઉત્પન્ન કર્યું, તે ધીમે ધીમે વૃદ્ધિ પામ્યું અને બે ફાડચાં થયાં. એક ઉંચેનો ભાગ, બીજો નીચેનો ભાગ. એ એના વચમાં સર્વ પ્રકૃતિ થઈ, એ પ્રમાણે પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, આકાશ, સમુદ્ર, નદી, પર્વત, સમુદ્રમાં નિવેશ

વિગેરે ઉત્પન્ન થયાં વળી આ પ્રમાણે કહે છે, પહેલાં હતું અંધકારમય અજાણ્યા લક્ષણવાળું જેનો તર્ક ન થઈ શકે, જે ન જાણી શકાય બધી તરફ સુતેલાની માફક હતું.

आसीदिदं तमोभूत मप्रज्ञातम लक्षणम् ।
अप्रतर्क्यम विज्ञेयं, प्रसुप्तमिव सर्वतः ॥ १ ॥

( અર્થ ઉપર આવી ગયો છે. ) આવા જગતમાં બ્રહ્મ હતો, તેનો ભાવ તત્ત્વ, પદાર્થ માત્ર તે અંડાના પ્રક્રમે કરીને કર્યો, આ બોલનારા બ્રાહ્મણ વિગેરે પરમ અર્થને ન જાણનારા જુઠું બોલે છે એટલે જેવું છે તેથી વિરૂદ્ધ બોલે છે. ॥૮॥

ઉપર બતાવ્યા પ્રમાણે (ઈશ્વરે જગત્ કરેલું છે) વિગેરે તત્વ માનનારા વાદીઓનો ઉત્તર હવે જૈનાચાર્ય આપે છે.

सएहिं परियाएहिं, लोयं बूया कडेतिय ।
तत्तं ते 'ण' विजाणंति, ण विणासी कयाइवि ॥ ९ ॥

પોતાના પર્યાય એટલે અભિપ્રાય અથવા માનેલી વિશેષ યુક્તિઓવડે આ લોક આવી રીતે બન્યો છે એમ તે વાદીઓ કહે છે, કે દેવ તે બ્રહ્માએ ( ઇશ્વરે ) પ્રધાન વિગેરેએ બનાવ્યો છે. અથવા સ્વયંભૂએ બનાવ્યો તથા તેની બનાવેલી માયાથી જીવો મરે છે, તથા ઇંડાના આકારમાંથી આ લોક બન્યો છે, એ પ્રમાણે તેઓ પોત પોતા ॥ મા-

ન્યતાઓવડે મંડન કરે છે, કે "આ અમારૂં કહેવું સત્ય છે," તે સિવાયનું જુઠું છે, ઉપર પ્રમાણે બોલનારા સર્વે વાદીઓ પરમાર્થ એટલે જોઇએ તેવા યથાવસ્થિત લોક સ્વભાવને જાણુતા નથી, તેમ સમ્યક વિવેચન કરતા નથી, કારણુ કે જૈન મતપ્રમાણે આ લોક દ્રવ્ય અર્થ પણે સર્વદા અવિનાશી છે. પણ પૂર્વે કદાપિ નિમૂળ થયોનથી તેમ પૂર્વે બિલકુલ નહુતો, અને તદ્દન નવો બનાવ્યો તેમ પણ નથી. ખરી રીતે તો આ લોક હુતો, છે, અને રહેશે, તેથી દેવે આ લોક વાવ્યો (બનાવ્યો) એ કહેવું તદ્દન ખોટું છે. કારણુ કે દેવે વાવ્યો, તેવું કંઇ પણ પ્રમાણુ નથી; અને અપ્રમાણિક વચન બોલતાં વિદ્વાનોનાં મન સંતુષ્ટ થતાં નથી. હુવે આ સંબંધમાં તેમને પ્રશ્ન કરીએ, કે દેવ ઉત્પન્ન થઇને લોકને બનાવે, કે ઉત્પન્ન થયાવિના લોકને બનાવે? પ્રથમ ઉત્પન્ન થયાવિના તે બનાવી ન શકે. જેમ ગધેડાંનાં શીંગડાંવડે કોઈપણુ વસ્તુ ન થાય. (ગધેડાનું શીંગડુંજ ન હોય તો વસ્તુ ક્યાંથી થાય) હુવે ઉત્પન્ન થઇને જો તે બનાવે, તો પોતાની મેળે ઉત્પન્ન થાય કે બીજા વડે? જો એમ માનીએ, કે પોતાની મેળે ઉત્પન્ન થયો, તો જેમ પોતે ઉત્પન્ન થયો, તેમ લોકો પોતાની મેળે ઉત્પન્ન થવામાં શું હુરકત? અને પોતે અન્યથી ઉત્પન્ન થયો, એમ માનીએ કે બીજાએ બનાવેલો તે લોકને બતાવવા માટે તૈયાર થયો, એ પ્રમાણે અન્ય અન્ય

કરતાં અનવસ્થા દોષ લાગુ પડે. જેમ આકાશ મંડળમાં લતા પ્રસરે તો એને રોકનારૂં કોઇ નથી, (આ પ્રમાણે તે વાદીનો મત ખંડન થયો.) જો એમ માનીએ કે દેવ અનાદિ છે, તે ઉત્પન્ન થયેલો નથી, તો લોક પણ અનાદિ માનવા-વામાં શું દોષ છે? તથા ઇશ્વર અનાદિ છતાં નિત્ય છે કે અનિત્ય છે? જો નિત્ય હોય, તો ક્રમ, યુગપદ બન્ને વડે અર્થ ક્રિયાના વિરોધથી કર્તાપણું સિદ્ધ ન થયું. અને જો તે અનિત્ય હોય તો પોતાની મેળે ઉત્પન્ન થઇને તુરત મરી ગયો, તો પોતાના રક્ષણ માટે પણ સમર્થ નથી તો બીજાનું કરવાપણું તેમાં કેવી રીતે ચિંતવાય? વળી તે ઇશ્વર અમૂર્ત છે કે મૂર્ત છે? જો અમૂર્ત હોય તો આકાશની માફક અકર્તા છે, અને જો મૂર્ત હોય તો પ્રાકૃત પુરૂષની માફક ઉપકરણની અપેક્ષા રાખીને તેનું સર્વ જગતનું અકર્તાપણું પોતાની મેળે સિદ્ધ થયું; તેમજ દેવગુપ્ત, દેવપુત્રનો પક્ષ માનનારા અતિ ફલ્ગુ પણાથી અયુક્તિવાળા હોવાથી કાને સાંભળવા યોગ્ય પણ નથી. (તેનું ખંડન શુ કરવું?) એજ પ્રમાણે બ્રહ્માના બનાવવાના પક્ષમાં પણ દૂષણ જાણી લેવું. બન્નેમાં યોગ ક્ષેમપણું સમાન છે. હવે તનુભવન કરણાદિક, વિમતિ અધિ-કરણ ભાવ પામેલું વિશિષ્ટ બુદ્ધિવાળાનું કામ છે. કાર્યપણાના કારણથી ઘટ વિગેરે માફક એ તેમનું સઘળું બોલવું અયુક્ત છે, કારણ કે તે પ્રમાણે વિશિષ્ટ કારણપૂર્વકપણે વ્યાપ્તિની

અસિદ્ધિ છે. કારણ કે કારણપૂર્વકપણાથી માત્ર કાર્યવ્યાપ્ત થાય છે, તથા કાર્યની વિશેષ ઉપલબ્ધિમાં કારણ વિશેષની પ્રતિપત્તિ તેના પ્રતિબંધને લીધેજ હોય છે, પણ અત્યંત અદૃષ્ટ પદાર્થમાં પ્રતીતિ ન થાય. વાદી કહે છે કે અમે તેથીજ ઘટ પૂર્વે કરેલો છે, એવું સ્વીકાર્યું છે. જૈનાચાર્ય કહે છે કે, તેમાં ઘટનું કાર્ય વિશેષપણું સ્વીકારીએ, પણ એ પ્રમાણે નદી પર્વત સમુદ્ર વિગેરેમાં વિશિષ્ટ બુદ્ધિ કારણ પૂર્વકનો સંબંધ ગ્રહણ ન કરાય. વળી વાદી એમ શંકા કરે, કે ઘટ વિગેરેનું સંસ્થાન વિશેષપણું દેખીએ, તેમ પર્વત વિગેરેમાં પણ વિશિષ્ટ સંસ્થાન દેખવાથી બુદ્ધિવાનનું કારણપૂર્વક અમે સાધન કહીએ છીએ. જૈનાચાર્ય કહે છે તે યુક્ત નથી, કારણકે એવું કંઈ નક્કી નથી કે સંસ્થાન શબ્દની પ્રવૃત્તિ માત્રથી બધાની બુદ્ધિમત્ કારણપૂર્વકપણાની અવગતિ (સમજ) થાય, અને જો તમારા કહેવા પ્રમાણે સર્વત્ર માનીએ, તો માટીનો જેમ ઘડો છે, તેમ માટીનો રાફડો દેખીને એમ માની લેવું જોઇએ, કે તે પણ કુંભારે બનાવ્યો છે! પણ તેમ તમે પણ માનતા નથી, આથી પર્વત વિગેરેનો કર્તા ઇશ્વર મનાય નહિ. તેજ કહ્યું છે.

अन्यथा कुम्भकारेण, मृद्विकारस्य कस्यचित् ।
घटादेः करणात्सिद्ध्येद्वल्मिकस्यापि तत्कृतिः ॥ १ ॥

(અર્થ ઉપર લખી દીધો છે.) તેથી એ પ્રમાણે જે

સ્થાન વિશેષનું બુદ્ધિમાને કરેલું એવો સંબંધ જયાં દેખ્યો હોય, ત્યાં તેના કારણે અનુમાનમાં કામ લાગે, પણ દરેક સંસ્થાનમાં કામ ન લાગે. વળી ઘટ વિગેરે સંસ્થાનનો કર્ત્તા કુંભાર દેખાય છે. પણ ઈશ્વર નથી દેખાતો, પણ જો એમ માનીએ કે ઇશ્વરજ કરે છે, તો પછી કુંભારે મહેનત શું કામ કરવી જોઇએ? તેમ કુંભારવિના થતું નથી. તેમાં પણ ઇશ્વરજ સર્વ વ્યાપીપણે નિમિત્ત કારણે સંબંધ રાખે છે, જો આવું માનો તો એથી શું થશે કે દેખાતા કુંભારને છોડીને ન દેખાતી ઈશ્વરની ખોટી કલ્પના કરાવવાનું થાય. વળી કહ્યું છે કે:—

शस्त्रौषधादि संबंधाच्चैत्तस्य व्रणरोहणे
अ संबद्धस्य किं स्थाणोः कारणत्वं न कल्प्यते ? ॥ २ ॥

શસ્ત્ર ઔષધ વિગેરે સંબંધથી ચૈત્રને ઘા કે રૂઝ થાય તેમાં અસંબંધ એવા સ્થાણુનું કારણ શા માટે કલ્પતા નથી? તેથી દેખેલું કારણ પરિત્યાગવાથી અદૃષ્ટની પરિકલ્પના કરવી તે અયુક્ત છે. વળી દેવકુળ (મંદિર), વડ વિગેરેનો જે કર્ત્તા તે અવયવવાળો અવ્યાપી અનિત્ય, દેખેલો છે. તે દૃષ્ટાન્તથી ઈશ્વર સાધીએ તો ઇશ્વર પણ તેવો થઇ જાય. અને બીજી રીતે જો ધારીએ તો દૃષ્ટાન્તના અભાવથી વ્યાપ્તિ ન સિદ્ધ થવાથી અનુમાન ન થાય. આજ દિશા પ્રમાણે 'સ્થિત્વા' 'પ્રવૃત્તિ' આદિક પણ સાધન, અસાધન યોજવાં, બન્નેમાં

તુલ્ય યોગ ક્ષેમ છે તેથી, વળી પ્રધાનાદિથી કરાયલો આ લોક છે તે પણ અસંગત છે. તે પ્રધાન મૂર્ત્ત છે કે અમૂર્ત્ત છે? જો તમે મૂર્ત્ત ધારો તો સમુદ્ર, વિગેરે મૂર્ત્ત પદાર્થને ઉત્પન્ન કરનાર ન ઘટે, જેમ આકાશથી કંઇપણ ઉત્પન્ન થતું દેખાતું નથી. મૂર્ત અને અમૂર્ત્તનું કાર્ય કારણપણામાં વિરોધ છે તેથી. હવે જો પ્રધાનને મૂર્ત્ત માનીએ તો તે ક્યાંથી ઉત્પન્ન થયું? તેમાં પોતાની મેળે થયું એમ માનતાં લોકની પણ ઉત્પત્તિ તેવી રીતે માની લેવાય અને બીજાથી ઉત્પન્ન થતું માનાએ તો અનવસ્થા દોષ આવે. વળી જેમ વિના ઉત્પન્ન થયેલુંજ પ્રધાન વિગેરે અનાદિભાવે માનો છો તેમ લોક પણ કાં ઇચ્છતા નથી? વળી સત્ત્વ, રજ, તમ એ ત્રણની સમ અવસ્થા તેને પ્રધાન કહો છો અને અવિકૃત પ્રધાનથી મહત્ વિગેરેની ઉત્પત્તિ તમે ઇચ્છતા નથી અને વિકૃત છે તે પ્રધાન વ્યપદેશને પામતું નથી, એથી પ્રધાનથી મહદ્ વિગેરેની ઉત્પત્તિ સંભવતી નથી. વળી અચેતન પ્રકૃતિની પ્રવૃત્તિ પુ ર્થ તરફ કેવી રીતે હોય? કે જેના વડે આત્માના ભોગ ઉપપત્તિ વડે સૃષ્ટિ થાય. જો પ્રકૃતિને આ સ્વભાવ માનો તો સ્વભાવજ બળવાન થયો કે જે તે પ્રકૃતિને પણ દોરી જાય છે. તેથીજ લોકપણ સ્વભાવથી બનેલો ધારો. શા માટે અદૃષ્ટ પ્રધાન વિગેરેની કલ્પના કરવી? વિગેરેથી એમ જાણવું કે સ્વભાવનું પણ કારણપણું કેટલાક ઇચ્છે છે તો તે પણ હો,

અને સ્વભાવને એક કારણ માનતાં અમારા મતનું ખંડન થતું નથી. જેમકે પોતાનો ભાવ તે સ્વભાવ. એટલે પોતાની ઉત્પત્તિ, તે અમે પદાર્થોમાં ઈચ્છીયે છીએજ. વળી નિયતિએ કરેલો આ લોક છે, તેમાં પણ 'નિયમન' એટલે નિયતિ. જે જેવું થવાનું હોય તે નિયતિ કહેવાય છે. તે વિચારતાં' સ્વભાવથી જૂદી નથી. વળી તમે કહ્યું કે સ્વયંભુએ આ લોક બનાવ્યો છે તે પણ અસુંદર છે, કારણ કે સ્વયંભૂ એટલે શું તમે કહોછો ? જ્યારે તે થાય છે ત્યારે તે અન્યથી નિરપેક્ષ સ્વતંત્ર થાય છે ? જો એમ માનો કે તે અનાદિ કાળનો બનેલો તેથી સ્વયંભૂ કહેવાય. એવું માનો, તો તેનું જેવી રીતે સ્વતંત્ર થવું માનોછો, તેવી રીતે લોકનું માનવામાં તમને શું હરકત આવે છે ? સ્વયંભૂ સાથે તમારે શું વધારે છે ? વળી તે અનાદિ છે, અને અનાદિપણામાં નિત્યપણું છે, તથા નિત્યનું એકરૂપપણું હોવાથી તેમાં કર્તાપણું ન ઘટે. વળી તે વીતરાગ હોવાથી સંસારની વિચિત્રતા ન સંભવે. અને જો સરાગી માનીએ તો અમારાથી મળેલો ( અમારા જેવો ) સહેલાઈથી વિશ્વનો અકર્ત્તા સિદ્ધ થયો અને મૂર્ત અમૂર્ત વિગેરે વિકલ્પો પહેલાની માફક બધા વિચારી લેવા. વળી અંડાથી લોક ઉત્પન્ન થયો એ અયોગ્ય છે, કારણ કે પાણીમાં અંડ ઉત્પન્ન થયું તે પાણી અંડા વિના ઉત્પન્ન થયું. તેવી રીતે લોક પણ

થયો એવું માનો, તો કોઈ જાતની બાધા નથી. વળી બ્રહ્મા અંડું બનાવે, તેમ લોકજ કાં ન બનાવે અને આવી અણઘટતી કષ્ટવાળી અયુક્તિથી અંડાની કલ્પના કેમ કરવી ? જો એમજ હોય તો કેટલાક એમ કહે છે કે બ્રહ્માના મોઢામાંથી બ્રાહ્મણ થયા, ભુજામાંથી ક્ષત્રીય થયા, સાથળમાંથી વૈશ્ય થયા અને પગમાંથી શુદ્ર થયા એ પણ યુક્તિરહિત જ છે. કારણ કે મુખ વિગેરેથી કોઈની ઉત્પત્તિ સંભવતી નથી. તે પણ થાય તો વર્ણોનો ભેદ ( જાતિભેદ ) એકમાંથી ઉત્પન્ન થયેલા હોવાથી ન સંભવે. વળી બ્રાહ્મણોમાં કઠ, તૈત્તિરીયક, કલાપાદિક ભેદ ન થાય. એક મુખમાંથી બધા ઉત્પન્ન થયા છે તેથી અભેદ છે. એ પ્રમાણે જનોઇ પહેરવી વિગેરેનો સદ્ભાવ ન થાય તથા તે ભાવમાં બહેનને પરણવાનો સંભવ થાય ( એક મુખમાંથી ઉત્પન્ન થયાં માટે ભાઈ બ્હેન કહેવાય ) માટે લોકોત્પત્તિમાં એવા અનેક દોષોના સંભવથી દુષ્ટતાવાળી તમારી કલ્પના માનવા જેવી નથી. તેથી જૈનમત પ્રમાણે એમ સિદ્ધ થયું કે—

લોક અનાદિ, અનંત, ઉર્ધ્વ (ઉંચો), અધઃ (નીચો), ચઉદ રજ્જુપ્રમાણ, વૈશાખસ્થાન એટલે કેડમાં બે હાથ દઇને પગ પહોળા કરીને કોઈ પુરૂષ ઉભો રહે તેવા આકારનો, નીચેના ભાગમાં ઉંધું ચપણું (મલ્લક) મૂકેલું હોય તેવો, સાત પૃથ્વીરૂપ અધોલોક, તથા સ્થાલી આકારે અસં-

ખ્યાત દ્વીપ સમુદ્રનો આધાર એવો મધ્યલોક, તથા ઉપર નીચે બે ચપણાં દાબડાના આકારે ઉર્ધ્વ લોક ધર્મ, અધર્મ, આકાશ, પુદ્ગલ, જીવરૂપે દ્રવ્યાર્થપણે નિત્ય અને પર્યાયની અપેક્ષાએ ક્ષણમાં ક્ષય થનારો ઉત્પાદ, વ્યય, ધ્રુવ, રૂપે દ્રવ્ય તત્ત્વસહિત અનાદિ જીવ તથા કર્મના સંબંધથી અનેક ભવનું ભ્રમણ છે, તેના વિસ્તાર વાળો તથા આઠકર્મથી રહિત એવો સિદ્ધલોક જેમાં અંતે છે તેવા તત્ત્વને ઉપર કહેલા વાદીઓ ન જાણવાથી જૂઠું બોલે છે. ॥ ૯ ॥

હવે એઓનુંજ દેવઉપ્ત વિગેરેનું અજ્ઞાનીપણું સાધીને એમનું ફળ બતાવે છે.

**अमणुन्न समुप्पायं, दुक्खमेव विजाणिया।**
**समुप्पाय मजाणंता, कहं नायंति संवरं? ॥ १० ॥**

મનને અનુકુળ આવે તેવું સુંદર અનુષ્ઠાન છે, તેને છોડી અમનોજ્ઞ, એટલે અસત્ ‘અનુષ્ઠાનથી’ જે દુઃખનો ઉત્પાદ છે, તેને ન જાણતાં બિચારા ઈશ્વર વિગેરે ઉપર દુઃખની ઉત્પત્તિ વિગેરે મૂકે છે, અને તત્ત્વના અણજાણપણાથી દુઃખને અટકાવવું તેઓ કેવી રીતે જાણે? નિદાનના ઉચ્છેદવિના નિદાનીનો ઉચ્છેદ ન થાય, એટલે તે બિચારા નિદાન એટલે દુઃખનું કારણ જાણતા નથી, તે દુઃખના ઉચ્છેદ માટે કેવી રીતે પ્રયત્ન કરે? અને અજ્ઞાન

કષ્ટ કરતાં ઉદ્યમ કરવાછતાં પણ દુઃખનો ઉચ્છેદ નહિં પામે, પણ સંસારમાંજ એટલે જન્મ, જરા, મરણ, ઈષ્ટ વિયોગ વિગેરે અનેક દુઃખોના સમૂહને પામીને વારંવાર અરઘટ્ટી ન્યાયથી અનંત કાળ સંસારમાં રહેશે. હવે બીજી રીતે કર્તાવાદીઓનો મત બતાવે છે.

सुध्धे अपावए आया, इह मेगेसि माहियं ।
पुणो किड्डापदोसेणं, सो तत्थ अवरज्झई ॥ ११ ॥
इह संवुडे मुणी जाए, पच्छा होइ अपावए ।
वियडंबु जहा भुज्जो, निरयं सरयं तहा ॥ १२ ॥

આ કૃતવાદી (લોકને અનાદિ ન માનનારા)ના પ્રસ્તાવમાં ત્રિરાશિક એટલે ગોશાળાના મતને અનુસરનારા જેઓમાં ૨૧ સૂત્રો પૂર્વગત ત્રિરાશિક સૂત્રની પરિપાટીએ માનેલાં છે, તે આ પ્રમાણે બોલે છે. જેમ આ આત્મા શુદ્ધમનુષ્યભવમાંજ શુદ્ધ આચારવાળો થઇને બધા મેલને છોડીને મોક્ષમાં પાપરહિત થાય છે, એટલે મુક્ત થાય છે. આ ગોસાળામતને અનુસરીને જાણવું. વળી આ આત્મા શુદ્ધપણું તથા અકર્મત્વરાશિ એવી બે અવસ્થાવાળો થઇને ક્રીડા અથવા દ્વેષથી તે મોક્ષમાં રહેલો ફરી રજથી લેપાય છે. તેનો અર્થ આ છે તેને પોતાનો હુકમ મનાતો હોય અને બીજાનું શાસન પરાભવ પામતું હોય તેને જોઇને આનંદ ઉત્પન્ન થાય છે. તથા તેથી ઉલટું થાય તો દ્વેષ

થાય છે તેથી આ ક્રીડા અને દ્વેષથી રક્ત થયેલો અંતરાત્મા ધીરે ધીરે જેમ નિર્મલ કપડું પહેરવાથી રજથી મેલું થાય તેમ આ જીવ મોક્ષમાં મલીન થઇને કર્મના બોજાથી ફરીથી સંસારમાં અવતાર લે છે. આ અવસ્થામાં તે સકર્મપણે થવાથી ત્રીજી રાશિની અવસ્થાવાળો થાય છે॥૧૧॥

વળી આ મનુષ્યભવમાં જન્મીને દિક્ષા લઈ સંવૃત આત્મા બની યમ નિયમમાં રક્ત થઇને પાછો પાપરહિત થાય છે, એટલે તે બધા કર્મથી મુક્ત થાય છે. ત્યાં પોતાનુ શાસન અજવાળીને ફરીથી મોક્ષમાં જાય છે. વળી પાછુ પોતાના શાસનની પૂજા તથા અપમાન દેખી રાગ દ્વેષનો ઉદય થતાં મલીન આત્મા બની વિકટ પાણી માફક એટલે નિર્મળ હોય અને તે વાયરાના વાવાથી ધૂળથી મલીન થાય છે તેવી રીતે તેનો આત્મા અનંતકાળે સંસારના ઉદ્વેગથી શુદ્ધાચાર બનીને મોક્ષ પામીને કર્મરહિત થાય છે, અને પાછાં ઉપરનાં કારણુથી નવાં કર્મ બંધાઇ કર્મસહિત થાય છે. આ ત્રણુ રાશિવાળાનો મત થયો. એટલે કર્મરહિત, કર્મસહિત, અને પાછા કર્મરહિત અકર્મી જાણુવા. કહ્યું છે કે—

दग्धेन्धनः पुनरुपैति भवं प्रमथ्य,
निर्वाणमप्य नवधारित भीरु निष्ठम् ।
मुक्तः स्व यं कृतभवच परार्थ शूर–
स्त्वच्छासन प्रतिहतेष्विह मोह राज्यम् ॥ १२ ॥

બળેલું લાકડું પાછું સળગે, તેમ ભવને પ્રમથન કરીને નિર્વાણુ તેવાદી અનિશ્ચિત ભિરૂ નિષ્ઠાવાળું માને છે, કે જે મુક્ત થઇને પોતાની મેળે પરોપકારમાં શૂર બની સંસારમાં ભવ કરે છે. હે પ્રભો! તારૂં શાસન જેમણે ત્યજયું છે. તેમનામાં આ મોહનું રાજ્ય છે. કે લાકડું બળી ગયેલું ન ઉગે તેમ જેનો મોક્ષ થયેલો હોય તે સંસારી ન થાય. છતાં તે વાદીઓ તમારી આજ્ઞા ન માનતાં ઇચ્છાનુસાર નિર્વાણુ માની સંસારમાં વારંવાર ભ્રમણુ કરે છે. ॥ ૧૨ ॥

હવે તેઓના મતનું દૂષણુ બતાવે છે.

**एताणुवीति मेधावो, बंभचेरेण ते वसे ।**
**पुढोपावा उया सव्वे, अक्खायारो सयं सयं ॥ १३ ॥**
**सए सए उवट्ठाणे, सिद्धिमेव न अन्नहा ।**
**अहो इहेव वसवत्ती, सव्व काम समप्पिए ॥ १४ ॥**

ઉપર કહેલા વાદીઓ સંબંધી મેધાવી (બુદ્ધિવાન) અથવા મર્યાદામાં રહેલો સાધુ હોય તે એવું ચિંતવે, કે આ ત્રણુ રાશિમતવાળા તથા ઇશ્વર જગત્વાદી બ્રહ્મચર્ય અથવા તેનાથી સંબંધ રાખનાર સંયમ અનુષ્ઠાનમાં ન રહે. કારણુકે તેઓનો આ અભિપ્રાય છે કે પોતાના મંતવ્યની માન્યતાથી કે અપમાનથી કર્મબંધ થાય છે, અને પોતાના દર્શનની અવશ્યે પૂજા અથવા તિરસ્કાર થવાનો છે, તેથી રાગદ્વેષ થતાં શુદ્ધિનો અભાવ થતાં પોતાના મોક્ષનો પણુ

અભાવ થાય. ખરી રીતે જૈનદર્શન પ્રમાણે સર્વથા કર્મ-કલંકથી મુક્ત કૃત કૃત્ય થયેલા અને સર્વ યથા અવસ્થિત વસ્તુ તત્ત્વને જાણનારા તથા સ્તુતિ નિંદામાં સમભાવ રાખી સ્વપરનો ભેદ છોડી દીધેલામાં રાગદ્વેષનો અનુસંગ ન હોવાથી તેમનામાં ફરીથી કર્મબંધ ક્યાંથી હોય? અને કર્મબંધ ન હોય તો સંસારમાં અવતરણ ક્યાંથી હોય? અર્થાત્ નજ હોય. આથી એમ સિદ્ધ થયું કે તે વાદીઓ કોઈ અંશે દ્રવ્યબ્રહ્મચર્ય પાળવા છતાં સમ્યગ્જ્ઞાનના અભાવથી સમ્યગ્ અનુષ્ઠાન ન કરે. વળી તેવા બોલવામાં ચપળ, વાદીઓ પોત પોતાના મંતવ્યને તેમાં પ્રેમ રાખીને વખાણનારા હોય, છતાં પણ તેમાં વિવેકીપુરૂષે તત્ત્વ સમજીને તે કુવાદમાં આસ્થા ન કરવી ॥ ૧૩ ॥

હવે બીજી રીતે કૃતવાદીનો મત કહે છે. તે કૃત-વાદીઓ શિવમતના દંડી વિગેરે પોતપોતાના ઉપસ્થાન એટલે પોતાના અનુષ્ઠાન એટલે દિક્ષા, ગુરૂચરણસેવા વિ-ગેરેમાંજ સિદ્ધિ એટલે સર્વથા સંસાર પ્રપંચરહિત થવાનું બોલનારા છે, તે કહે છે કે તે સિવાય બીજી કોઈરીતે સિદ્ધિ ન થાય. તે આ પ્રમાણે. શિવમતની દિક્ષાથીજ મોક્ષ માને છે, અને એકદંડી પચીસ તત્ત્વના પરિજ્ઞાનથી મોક્ષ માને છે. વળી બીજા વેદાંતિક મતવાળા ધ્યાન, અધ્યયન, સમાધિ-માર્ગ અનુષ્ઠાનથી સિદ્ધિ મળવાનું બોલનારા છે. એ પ્રમાણે

બીજા પણ પોતાના મંતવ્યથી મોક્ષમાર્ગને મળવાનું બતાવે છે, કે સર્વથા દ્વંદ્વનું દૂર થવું આ લક્ષણવાળી સિદ્ધિની પ્રાપ્તિ છે, તેની પૂર્વે એટલે જ્યાં સુધી સિદ્ધિપ્રાપ્તિ ન હોય, ત્યાં સુધી અહિંજ એટલે સંસારમાં અમારા દર્શનમાં કહેલાં અનુષ્ઠાન કરવાથી આઠ ગુણના ઐશ્વર્યનો સદ્ભાવ થાય છે તે બતાવે છે. આત્માને વશમાં રાખી શકે તે વશવર્ત્તી ઇંદ્રીય કબજે લેનાર જાણવો. તે સંસારી શોભાવડે પરાભવ પામતો નથી. અને તેના સર્વે મનોરથ સિદ્ધ થાય છે. જે જે ઇચ્છા કરે, તે સર્વથા સિદ્ધ થાય, અને આ મોક્ષ સિદ્ધિની પૂર્વે તેને આઠગુણના ઐશ્વર્યના લક્ષણવાળી સંસારસિદ્ધિ થાય છે તે કહે છે. ૧ અણિમા, ૨ લધિમા, ૩ મહિમા, ૪ પ્રાકામ્ય, ૫ ઇશિત્વમ્, ૬ વશિત્વમ્, ૭ પ્રતિઘાતિત્વ, ૮ કામાવસાયિત્વ ॥ ૧૪ ॥

એમ ઉપર કહેલીઆઠ ગુણના ઐશ્વર્યવાળી સિદ્ધિ અમારા કહેલા અનુષ્ઠાનથી આ લોકમાં થાય છે, અને અશેષ દ્વંદ્વ રહિત લક્ષણવાળી સિદ્ધિ ત્યાર પછી થાય છે. તે બતાવે છે.

सिद्धा य ते अरोगा य, इहमेगे सि माहियं ।
सिद्धिमेव पुरो काउं, सासए गढिआ नरा ॥ १५ ॥
असंवुडा अणादीयं भमिर्हिति पुणो पुणो ।
कप्पकाल मुवज्जंति, ठाणा आसुर किब्बिसिया ॥ १६ ॥

इति बेमि इति प्रथमाध्ययने तृतीयोद्देशकः ॥ गाथा ग्रं. ७९ ।

ઉપર કહેલા વાદીઓનું અનુષ્ઠાન જે કરે તેને ઉપર કહેલી સંસારસિદ્ધિ મળે, પછી વિશિષ્ટ સમાધિયોગથી શરીર ત્યાગવડે મુક્તસિદ્ધ, એટલે સર્વ દ્વંદ્વરહિત અરોગવાળા તેઓ થાય છે. અરોગથી એમ સમજવું, કે શરીર અને મનનાં બન્ને જાતનાં દુઃખો ન પામે, કારણ કે તેમને શરીર અને મનનો અભાવ થઈ જાય છે. આ લોકમાં આ પ્રમાણે સિદ્ધિના વિચારમાં શૈવ વિગેરેમાં કહેલું છે. તે શૈવ વિગેરે સિદ્ધિને આગળ કરી પોતાના મંતવ્યમાં રક્ત બનેલા અનુકુળ યુક્તિઓ બતાવે છે. તે નર કહેતાં સામાન્ય પુરૂષ માફક શાસ્ત્રના અવબોધથી વિકલ છતાં પોતાનું ઇચ્છિત સાધવાને યુક્તિઓ બતાવે છે. એ પ્રમાણે તેઓ પોતાને પંડિત માનનારા, પરમાર્થથી અજાણ, પોતાનો આગ્રહ સાધનારી યુક્તિ બતાવે છે. તેજ કહ્યું છે કે—

**आग्रही बत निनीषति युक्तिं, तत्रयत्र मतिरस्य निविष्टा।**
**पक्षपात रहितस्य तु युक्तिर्यत्र तत्र मतिरेति निवेशम् ॥ १ ॥**

આગ્રહી, પોતે યુક્તિને પોતાની જેમાં બુદ્ધિ હોય તેમાં ખેંચી જાય છે. પણ જે પક્ષપાતરહિત હોય તે જ્યાં યુક્તિ હોય તેમાં પોતાની મતિને લઈ જાય છે. ॥૧૫॥

હવે એ લોકોના અનર્થને બતાવવા સાથે દૂષણો બતાવે છે. તે પાખંડીઓ મોક્ષની વાંચ્છાવાળા છતાં ઇંદ્રીય, મનથી અસંયત બની એમાં પણ આપણે લાભ છે, તેવું ઇંદ્રિયના

અનુકુળ પદાર્થ ભોગવી બતાવે છે, તથા કહે છે કે પછી મોક્ષ મળશે. આ ફક્ત ભોળા માણસોને ઠગવાનું હોવાથી તેઓ અનાદિ સંસાર કાંતારમાં ભમશે અને પોતાના દુષ્ટ આચરણથી કર્મ-પાશથી બંધાઈ ફરી ફરીને નરકાદિના પીડાસ્થાનમાં ઉત્પન્ન થશે તથા ઇંદ્રીઓને કબજામાં ન લેવાથી છેવટે અશેષ દ્વંદ્વવિનાશ રૂપ સિદ્ધિ નહિ પામે, અને સંયમ ધર્મવિના અણિમાદિ આઠ ગુણ લક્ષણવાળી સંસારસિદ્ધિ બતાવે છે, તે પણ ભોળા માણસોને ઠગવાની દંભકલ્પનાજ છે. અને તેઓની જે બાલતપ, અનુષ્ઠાન વિગેરેથી સ્વર્ગપ્રાપ્તિ છે, તેપણ પ્રાયે એવીજ છે, તે બતાવે છે, (યોગ્ય અનુષ્ડાનના અભાવે) તેઓ કલ્પકાળ એટલે પ્રભૂતકાળ સુધીના આયુષ્યવાળા અસુર, સ્થાનમાં ઉત્પન્ન થયેલા એટલે નાગકુમાર વિગેરે દેવતા થાય છે, પણ તે ઉંચ પાયરીના નહિ, પણ કિલ્બીષજાતિના દૂત જેવા અલ્પસુખવાળા, સ્વલ્પ આયુવાળા થાય છે. આ ત્રીજો ઉદ્દેશો હું કહું છું ॥૧૬॥

## આ સમયાખ્ય અધ્યયનો ત્રીજો ઉદ્દેશો સમાપ્ત થયો.

પ્રથમ અધ્યયનનો ચોથો ઉદ્દેશો શરૂ કરવામાં આવે છે. ત્રીજો ઉદ્દેશો કહેવાયો, હવે ચોથા ઉદ્દેશાની શરૂઆત થાય છે. તેનો આ સંબંધ છે. પૂર્વ ઉદ્દેશામાં અધ્યયનના અર્થ પ્રમાણે સ્વસમય અને પરસમયનો અધિકાર કહ્યો, તેવો અહિં પણ કહે છે. અથવા પૂર્વના ઉદ્દેશામાં અન્ય તિર્થિં-

એના અનુચિત આચારને કહ્યો અને અહિં પણ તેજ કહેશે તેથી એના આ સંબંધવડે આવતા ઉદ્દેશાના ઉપક્રમ વિગેરે ચાર અનુયોગદ્વાર કહીને સૂત્રના અનુગમમાં સૂત્ર ઉચ્ચારવું જોઇએ તે આ છે.

एते जियाभो! न सरणं, बाला पंडिय माणिणो।
हिच्चा णं पुव्व संजोगं, सियाकिच्चो वएसगा ॥ १ ॥
तं च भिक्खू परिन्नाय, वियं तेसु ण मुच्छए।
अणुक्कस्से अप्पलीणे, मज्झेण मुणि जावए ॥ २ ॥

આને પૂર્વ સૂત્ર સાથે આ સંબંધ છે કે પૂર્વ સૂત્રમાં કહ્યું છે કે અન્ય તીર્થિંઓ અશુદ્ધ આચારને લઇને અસુર સ્થાનમાં કિલ્વિષીઆ દેવતા થાય છે. શા માટે? કારણકે આ પરિસહ ઉપસર્ગેથી જીતાયલા છે. (સંયમમાં શિથીલ છે), અને પરસ્પર સૂત્રોનો સંબંધ આ છે કે ૧ લી ગાથામાં કર્મ કેમ બંધાય તે જાણે. અને કેમ કર્મ ત્રુટે તે પણ જાણે. તે પ્રમાણે પાંચ ભૂત વિગેરે વાદીઓના તથા ગોશાળા મતને અનુસરનારા પરિસહ ઉપસર્ગેથી જીતાયલા છે, અને કામ, ક્રોધ, લોભ, માન, મોહ, મદ નામના છ શત્રુઓથી જીતાયલા છે. એ પ્રમાણે અન્યસૂત્રો સાથે પણ સંબંધ જાણવો. તે સંબંધથી આ સૂત્રની વ્યાખ્યા કરીએ છીએ. 'એતે' એટલે પાંચ ભૂત-એક આત્મા, તે જીવ તે શરીર માનનારા તથા કૃતવાદી અને ગોશાળા મતવાળા તે

ત્રિરાશિવાળા, રાગદ્વેષથી હણાયલા, શબ્દાદિ વિષયમાં રક્ત, તથા પ્રબળ મહામોહથી ઉત્પન્ન થયેલા અજ્ઞાનવડે તે વાદીઓ અસમ્યક્ ઉપદેશ દેવાથી કોઇના શરણ માટે તે યોગ્ય નથી. આવું જૈનાચાર્ય પોતાના શિષ્યને ઉદ્દેશીને કહે છે. શા માટે ? ઉત્તર–'તે બાળકના જેવા સત્, અસત્ વિવેક રહિત વ્યર્થ બોલનારા વાદીઓ છે, જેમ બાળકના બોલવામાં ભરોસો ન રખાય, તેમ આ અજ્ઞાનવાદીઓ પોતે અસત્ માર્ગે ચાલી બીજાને પણ કુમાર્ગે દોરવે છે અને પોતાને પંડિત તરીકે માને છે. કોઈ પ્રતિમાં 'જત્થ બાલેઽ વસીયઈ'ત્તી પાઠ છે, તેનો અર્થ આ પ્રમાણે કરવો. જેમ અજ્ઞાનમાં બાળક રાચીને દુઃખ પામે છે, તે પ્રમાણે અજ્ઞાન માર્ગમાં ચાલનારા કુવાદીઓ પોતે દુઃખ પામીને બીજાના રક્ષણ માટે થતા નથી. હવે તેઓએ શું વિરૂપ આચર્યું છે તે પાછલી અર્ધી ગાથાથી બતાવે છે. હિત્વા એટલે પૂર્વે ગૃહસ્થ સંબંધી જે પરિગ્રહ તેને છોડીને અમે નિઃસંગ છીએ, એવું બોલીને પાછા ગ્રહસ્થોની માફક ગૃહસ્થોનાં કૃત્ય જે રાંધવું, રંધાવવું, ખંડાવવું, દળાવવું વિગેરે જીવઘાતનાં કૃત્યો છે તે કરે છે, અને તેનોજ ઉપદેશ આપે છે. અથવા 'સિયા' એટલે માગધી ભાષાપ્રમાણે 'સ્યુઃ'નો અર્થ લઇએ, તો તેઓ ગૃહસ્થોનાં જેવાં કૃત્ય કરનારા છે એટલે સમારંભ રૂપ જે સાવદ્ય અનુષ્ઠાન કરે છે. ખરી રીતે તેઓ સાવદ્ય અનુષ્ઠાન કરવાથી ગ્રહસ્થો સાથે તેઓનો ભેદ પડતો નથી.

જેમ ગ્રહસ્થો પંચ સૂનાવ્યાપારવાળા છે, તે પ્રમાણે તેઓ પણ છે. ॥ ૧ ॥

એ પ્રમાણે અન્ય તીર્થિઓમાં જૈનભિક્ષુએ શું કરવું તે કહે છે. તે પાખંડી મતના અસત્ઉપદેશને સારી રીતે જાણીને જેવા એ વિવેકશૂન્ય બનીને પોતાના હિતને કરી શકતા નથી, તેમ તેઓ અન્યનું પણ હિત કરવાના નથી, તેવું ઉત્તમ સાધુ વિચારીને તેમના ફાંસામાં ન ફસે-તેમનો સંબંધ પણ ન કરે. ત્યારે સાધુએ શું કરવું તે પાછલી અર્ધી ગાથામાં બતાવે છે. 'અનુત્કર્ષવાન' એટલે આઠમદના સ્થાનમાં કોઈપણ જગ્યાએ અહંકાર ન કરે તથા અન્ય તિર્થિ, ગ્રહસ્થ અથવા શિથીલાચારી જૈનસાધુઓથી પણ સંબંધ છોડીને રાગદ્વેષના મધ્યભાગમાં રહીને મુનિ ત્રણ જગતનો વેદી એટલે સર્વ તત્ત્વને જાણીને સંયમમાર્ગમાં આત્માનો નિર્વાહ કરે. એનો ભાવાર્થ આ છે કે કોઈ વખતે તેવાઓ સાથે પણ સંબંધ થાય તો પોતાના ઉત્તમ ગુણોથી અહંકારી ન બનતાં તેમની નિંદા ન કરીને પોતે મધ્યસ્થ રહેવું. (જેથી તેઓને વિનાકારણ દ્વેષ ન થાય). ॥ ૨ ॥

હવે તે અન્યતિર્થિઓ રક્ષણને માટે થતા નથી તે બતાવે છે.

**सपरिग्गहा य सारंभा, इहमेगेसिमाहियं ।**
**अपरिग्गहा अणारंभा, भिक्खूताणं परिव्वए ॥ ३ ॥**

कडेसु घासमेसेज्जा, विऊ दत्तेसणं चरे।
अगिद्धो विप्पमुक्को अ, ओमाणं परिवज्जए ॥ ४ ॥

તેઓ પરિગ્રહસહિત છે એટલે ધન, ધાન્ય, દાસદાસી, ગાય ભેંસ વિગેરે રાખે છે, અથવા તે વાદીઓ અથવા શિથીલાચારી સાધુઓ તેના અભાવમાં પણ શરીર, તથા સંયમના ઉપક્રમણમાં મૂર્છા રાખીને પરિગ્રહ વધારી આરંભવડે જીવોને દુઃખ દેનારા વ્યાપારમાં વર્ત્તે છે.

વળી ઇચ્છિત ભોજન જમવામાં સ્વાદુ બની આરંભ કરાવનારા અન્યતીર્થી વિગેરે પરિગ્રહવડે તથા આરંભ વડેજ મોક્ષમાર્ગને સાધી શકે છે, તેવું ખોટું બતાવે છે, કે પરલોકની ચિંતામાં કેટલાક વાદીઓનું આવું કહેવું છે. કે આ શિર (માથું) તથા મોઢું શા માટે મુંડાવવું. ફક્ત ગુરૂમહારાજનો અનુગ્રહ થાય કે પરમ અક્ષરની પ્રાપ્તિ થાય અથવા દિક્ષા લેવાય તો મોક્ષ થઈ જાય એવું અસત્ય બોલનારા બીજાના રક્ષણ માટે થઈ શકે નહિ. જેઓ રક્ષણ કરવાને સમર્થ છે તેવા ઉત્તમપુરૂષોને પછીની અર્ધી ગાથા વડે બતાવે છે. પરિગ્રહ ન રાખનારા એટલે ધર્મોપકરણ જરૂર જેટલાંજ રાખે પણ શોખને માટે જરા પણ પરિગ્રહ ન રાખે, તે અપરિગ્રહ તથા જેમાં જીવ હણાય તેવો સાવદ્ય આરંભ ન રાખે તે અનારંભ તે પો કર્મબોજાથી હલકા ઉત્તમ નાવસમાન, સંસારમહોદધિમાંથી બીજા જંતુઓને

તારવાને સમર્થ છે. તે ભિક્ષુ એટલે ઉદ્દેશિક વિગેરે દોષિત આહાર ન લે, પણ નિર્દોષભોજન લેનારા જે મુનિઓ છે તેમનું શરણુ નવા સાધુએ લેવું. ॥ ૩ ॥

હવે પરિગ્રહ અને આરંભરહિત કેવી રીતે રહેવું તે બતાવે છે, કે ગ્રહસ્થો પોતાના સંસારનિર્વાહ માટે પરિગ્રહ અને આરંભવડે જે ભાત વિગેરે રાંધે છે તેમાંથી લેવું. આ કહેવાવડે ગોચરીના ૪૭ દોષમાંથી પ્રથમના ગ્રહસ્થથી બનતા ૧૬ ઉદ્દગમદોષ ત્યાગ કરવાનું સૂચવ્યું. એટલે નિર્દોષઆહાર લેવો. તથા ગ્રાસ એટલે આહાર, તે નિર્દોષ જોઇને સાધુ યાચે, તથા વિદ્વાન્ એટલે સંયમકરણમાં એક નિપુણ બીજાઓની આશંસાના દોષરહિત એટલે ગ્રહસ્થો સાંસારિક વાંચ્છા રાખીને વહોરાવે તે નહિ, પણ મોક્ષની બુદ્ધિએ વહોરાવે, તે લેવું. આ વચનથી બીજા ઉત્પાદના ૧૬ દોષ સાધુને ગોચરી લેતાં લાગે, તેનો નિષેધ કર્યો. તે દોષ સાધુ દૂતનું કામ કરે, ધાવનું કામ કરે, નિમિત્તનું કામ કરે, વિગેરે દોષ લાગે તેનાથી રહિત આહાર લે તથા બીજા ૧૦ દોષ વહોરાવનાર અને વહોરનાર બન્નેના ભેગા લાગે છે, તે પણ સાધુએ ત્યાગવાના છે એમ સૂચવ્યું. તથા ગોચરીમાં મૂર્છા ન રાખે એટલે રાગદ્વેષરહિત ગોચરી કરે તેથી ૫ દોષ ગોચરીના પણ ત્યાગવાના સૂચવ્યા. વળી સાધુ પારકાનું અપમાન ન કરે તેમ તપનો મદ, અને જ્ઞાનનો મદ ન કરે એ જાણવું ॥ ૪ ॥

આ પ્રમાણે નિર્યુક્તિકાર મહારાજે ઉદ્દેશાનો અર્થાધિકારમાં કહેલ '**किच्चुवमा य चउत्थे**' એ બતાવીને હવે પરવાદીનો મતજ ઉદ્દેશાના અર્થાધિકારમાં જે કહેલો બાકી છે તે બતાવે છ.

**लोगवायं णिसामिज्जा, इहमेगे सि माहियं ।**
**विपरीय पन्न संभूयं, अन्नउत्तं तयाणुयं ॥ ५ ॥**
**अणंते निइए लोए, सासए ण विणस्सती ।**
**अंतवं णिइए लोए, इति धीरोऽतिपासइ ॥ ६ ॥**

લોકવાદ એટલે પાખંડી અથવા પુરાણીઓનો મત. તેનો જેવો અભિપ્રાય હોય અથવા બીજી રીતે બતાવે તે મુનિ, સાંભળે તે અહિં બતાવે છે આ સંસારમાં કેટલાક મતવાળાનું આ કહેવું છે, તેજ બતાવે છે. વિપરીત એટલે પરમાર્થથી ઉલટી જે પ્રજ્ઞા તેનાથી ઉત્પન્ન થયેલ બુદ્ધિ તે તત્ત્વ વિપર્યસ્ત બુદ્ધિવડે રચેલું (પોતાની ઈચ્છા પ્રમાણે બનાવેલું), હવે તેજ બતાવે છે. તે સિવાય બીજા અવિવેકીઓએ કહેલું તથા તેના પછવાડે દોરાવું જેમ અર્થ હોય તેથી વિપરીત ચાલનારાઓનું જે મંતવ્ય તેના પછવાડે દોરાવું ॥ ૫ ॥

હવે તે વિપર્યસ્ત બુદ્ધિવડે રચેલો લોકવાદ બતાવે છે. જેનો અંત નથી તે અનંત. તથા અન્વયરહિત તે નાશવડે નાશ ન થાય એવું જે કહેલું છે, તે બતાવે છે. ( કેટલાક વાદી આવું માને છે ) કે જે આ ભવમાં જેવો હોય તેવો

જ પરભવમાં ઉત્પન્ન થાય, એટલે પુરૂષ હોય, તે પુરૂષજ થાય, અને સ્ત્રી હોય, તે સ્ત્રીજ થાય અથવા અનંત એટલે અપરિમિત (અવધિરહિત) તથા નિત્ય એટલે અપ્રચ્યુત, અનુત્પન્ન, સ્થિર, એક સ્વભાવવાળો લોક છે. તથા નિરંતર હોય માટે શાશ્વત, તે બે અણુ વિગેરેથી કાર્ય દ્રવ્ય અપેક્ષાવડે અશાશ્વત થવા છતાં કારણ દ્રવ્ય જે પરમાણુંપણું તેને છોડતો નથી તથા વિનાશ નથી એટલે દિશા, આત્મા, આકાશ આદિ અપેક્ષાવડે જાણવું. તથા અંત જેનો આવે તે અંતવાળો લોક તે સાત દ્વીપવાળી વસુંધરા છે, એવું પરિમાણ બતાવનારા વાદીઓ છે. તે પરિમાણવાળો નિત્ય છે એવું કોઇ સાહસિક (ધીર) બીજી રીતે અર્થનું પ્રતિપાદન કરવાથી વ્યાસ રૂષિ વિગેરે માફક ઉલટું દેખે છે તે, આ પ્રમાણે અનેક ભેદથી ભિન્ન એવા લોકવાદને સાંભળે. એ બે ગાથાનો ભાવાર્થ થયો. તથા અપુત્રને લોક નથી, બ્રાહ્મણ દેવતા છે, કુતરો યક્ષ છે અને ગાયે મારેલો અથવા ગાયને મારનારો તેને લોક નથી, વિગેરે નિર્યુક્તિમાં કહેલું લોકનું મંતવ્ય જાણે. ॥ ૬ ॥

अपरिमाणं वियाणाई, इहमेगे सिमाहियं ।
सव्वत्थ सपरिमाणं, इति धीरोऽतिपासइ ॥७ ॥
जे केइ तसापाणा, चिट्ठंति अदु थावरा ।
परियाए अत्थि से अंजू, जेण ते तसथावरा ॥ ८ ॥

પરિમાણ જેનું નથી કે આટલો લાંબો છે તે ક્ષેત્રથી અથવા કાળથી તેનું માપ નથી, તે અપરિમાણ કોઈ તીર્થિક એવું માને છે, તેનો પરમાર્થ આ છે. કે અપરિમીત જાણનારો અતીન્દ્રીય જોનારો તે છે, સર્વજ્ઞ નથી, અથવા અપરિમીત જાણનાર એટલે અભિપ્રેત અર્થને બતાવેત અતીન્દ્રીયદર્શી છે, તેઓનું આ કહેવું છે.

**सर्वं पश्यतु वा मा वा, इष्टमर्थं तु पश्यतु ।**
**कोटसंख्या परिज्ञानं, तस्य नः क्वोपयुज्यते ! ॥ १ ॥**

બધું દેખો, અથવા ન દેખો, પણ ઇષ્ટઅર્થને તો જરૂર દેખો કારણ કે કીડાઓની સંખ્યા ગણવાનું તેનું જ્ઞાન આપણને શું કામ આવવાનું છે ? આ લોકમાં કેટલાક સર્વજ્ઞને ઉડાવનારા વાદીઓમાં આવું મતવ્ય છે. તે પ્રમાણે બધા ક્ષેત્રને તથા કાળને આશ્રી જાણવાયોગ્ય કર્મપણાને પામેલું પરિમાણની સાથે સપરિમાણ થાય. તે સપરિચ્છેદ. તથા ‘ ધિ ’ એટલે બુદ્ધિ તેનાવડે શોભે તે ધીર. આ અતીવ પશ્યતિ ( તેઓનું એ કહેવું છે કે બધી જગ્યાએ પરિમાણવાળું છે એવું તે વાદીઓ બોલે છે. ) તે પ્રમાણે તેઓ કહે છે કે ‘ દિવ્યમ્ ’ એટલે ૧ હજાર વર્ષસુધી બ્રહ્મા સૂએ છે, તેટલીવાર બ્રહ્મા દેખતો નથી, અને તેટલો કાળ જાગે છે તે સમયે તે દેખે છે. આ પ્રમાણે અનેક પ્રકારે લોકવાદ પ્રવર્ત્યો છે. ॥ ૭ ॥

એનો ઉત્તર જૈનાચાર્ય આપે છે. જે કેટલાક પ્રાણીઓ ત્રાસ પામે તે ત્રસ છે, તે બેઇંદ્રી વિગેરે જાણવા. તથા પ્રાણી તે સત્ત્વ (તિષ્ઠન્તિ) એટલે ત્રસપણાને પામે છે. અથવા સ્થાવર એટલે સ્થાવર નામકર્મનો ઉદયથી જે પૃથ્વીકાય વિગેરે છે. જો આ વાદીઓનો લોકવાદ સત્ય હોય, તો જે જે ભવમાં મનુષ્ય વિગેરે હોય, તે બીજા ભવમાં પણ તેવોજ થાય છે. તેથી સ્થાવરપણે અને ત્રસપણે થયા કરે તો દાન, અધ્યયન, જપ, નિયમ, તપ, અનુષ્ટાન વિગેરે કષ્ટ સહીને જે ક્રિયા કરી હોય તે સર્વે તે વાદીના મત પ્રમાણે નકામી થઇ, અને લોક વાદીવડે પણ બીજીરીતે કહ્યું તે આ પ્રમાણે. જેને વિષ્ટાસહિત બાળે તે મરીને શિયાળ થાય. તે વચનથી એમ સિદ્ધ થયું, કે સ્થાવર અને જંગમપણું પામવું તે પોતાનાં કરેલાં કર્મવડે આધીન રહીને એક બીજામાં જવાનું થાય, તેવું તમારી ઇચ્છા ન હોય, તોપણ સિદ્ધ થયું. તથા અનંત અને નિત્યલોક હોય તો જો પોતાની જાતિને ન ઉચ્છેદવાવડે નિત્યતા કહેતા હો, તો પરિણામનું અનિત્યપણું અમારી ઇચ્છા પ્રમાણે સિદ્ધ થયું. તેમાં કંઇ અમારે હાનિ નથી. પણ જો અપ્રચ્યુત, અનુત્પન્ન, સ્થિર એકસ્વભાવપણે નિત્યત્વ માનો, તો તે ન ઘટે. કારણ કે જે પ્રત્યક્ષ દેખાય છે, તેને બાધા પહોંચાડે છે. કારણ કે ક્ષણ ભાવીપર્યાયને સંબંધ ન રાખનારી કોઇ પણ વસ્તુ નજરે દેખાતી નથી. અને પર્યાયરહિતની આ-

કાશના ફુલની માફક, અસત્રૂપતા જ થઈ જાય. અને નિરંતર હોવું તે કાર્ય દ્રવનું એટલે આકાશ આત્મા વિગેરેનું અવિનાશીપણું જે કહ્યું, તે દ્રવ્ય વિશેષ અપેક્ષાવડે છે તેથી તમારૂં કહેવું અસત્ છે. ખરી રીતે બધુંજ ઉત્પાદ, વ્યય, ધ્રુવ, એ ત્રણ ધર્મથી યુક્ત છે. એમાં વિભાગ નથી. બીજી રીતે માનો તો આકાશના કમળની માફક વસ્તુ પોતાનું વસ્તુપણું છોડી દે.

તથા અંતવાળો લોક સાત દ્વીપવાળો માનેલો છે. તે તમારૂં કહેવું તમારા નિરંતર ( વિચારશૂન્ય ) હૃદય વાળા મિત્રોજ માનશે. કારણ કે તેના ગ્રાહકના પ્રમાણના અભાવથી પ્રેક્ષાપૂર્વક વિચાર કરનારા નહિ માને. વળી તમે કહ્યું કે અપુત્રીયાને લોક નથી એ પણ મૂર્ખાઈનું વચન છે. તમે વિચારો કે કોઇને પુત્ર હોય તેટલાથીજ વિશિષ્ટ લોક ( સ્વર્ગ, મોક્ષ ) ની પ્રાપ્તિ થાય ? કે તે જીવે ઉત્તમ કૃત્યો કર્યા હોય તો ? જો સત્તા માત્રથી માનો, તો ઇંદ્રમહ, કામુક, ગરતાવરાહ ( કુતરા, ભૂંડ વિગેરે ) થી સ્વર્ગ વિગેરે ભરાઈ જશે. તેમને બહુ બચ્ચાં હોય છે, અને જો પુત્રના ઉત્તમ અનુષ્ઠાન આશ્રયી માનો, તો બેપુત્રવાળાને એક પુત્રે સારૂં અનુષ્ઠાન કર્યું, અને બીજાએ બૂરૂં કર્યું, તો તે બાપની શી દશા થાય ? અને પોતાનું કરેલું અનુષ્ઠાન તો નકામુંજ જાય, એટલા માટે તમારૂં વચન નકામું છે. તથા શ્વાન

યક્ષ છે, એ યુક્તિયે બાધિત હોવાથી સાંભળવા યોગ્ય નથી. વળી તમે કહ્યું 'અપરિમાણુને' જાણે તે પણ યુક્તિરહિત છે. કારણ કે અપરિમિત જાણવાપણું છતાં જો તે સર્વજ્ઞ ન હોય, તો તને હેય, ઉપાદેય, ઉપદેશ જ્ઞાનના વિકલપણાથી તેને બુદ્ધિવાનો ન સ્વીકારે. તે પ્રમાણે તેનુ કીટસંખ્યાનું પરિજ્ઞાન પણ ઉપયોગીજ છે. કારણ કે આ વિષયમાં એનું અપરિજ્ઞાનજ છે, તો બીજી જગ્યાએ પણ અજ્ઞાન હશે એવી શકાથી હેય, ઉપાદેયમાં તેનું અજ્ઞાનપણુ ધારીને બુદ્ધિમાન પુરૂષોની પ્રવૃતિ ( જિજ્ઞાસા ) તેના તરફ ન થાય. જેથી સર્વજ્ઞપણું ઇચ્છવાજોગ છે. ( કે જેથી તેના ઉપર વિશ્વાસ થાય ) તથા તમે કહ્યું કે, " સ્વાપ ( સૂતેલા ) બોધ ( જાગેલા ) ના વિભાગવડે પરિમિત જાણે " આ બાબત પણ સર્વજનોમાં સામાન્ય હોવાથી કંઇપણ વિશેષ નથી, તથા કેટલાક વાદી એમ કહે છે કે " બ્રહ્મ ને ઉંઘવામાં તથા જાગવામાં લોકનો પ્રલય તથા ઉદય થાય છે, તે પણ યુક્તિથી વિરૂદ્ધ છે. એ બાબત પૂર્વે કહી ગયા છીએ, તેમ સર્વથા બધા જગતની એકદમ ઉત્પત્તિ થાય, અને પાછોવિનાશ થાય એવું નથી, " આવું જગત્ કદાપિ નહોતું એવું નથી. આ વચન જાણતું છે તેથી, એ પ્રમાણે અનંતાદિક લોકવાદને પરિહરીને જેવું હોય તેવો વસ્તુનો સ્વભાવ પાછલી અર્ધી ગાથાવડે બતાવે છે. જે કેટલાક ત્રસ અને સ્થાવરો આ સંસારમાં પોતાના કર્મની પરિણુતિને અનુસારે સંસારમાં

રહે છે તે પર્યાય અને અંજુ એટલે પ્રગુણ એટલે અવ્યભિચારી ને પર્યાયવડે એટલે પોતાના કરેલા કર્મના ફળ ભોગવવાવડે તે ત્રસ અને સ્થાવરો એક જ રૂપમાં ન રહેતાં ત્રસ સ્થાવર પણ થાય, અને સ્થાવર હોય તે ત્રસ થાય. તથા કોઈ વખતે ત્રસ ત્રસપણે અને સ્થાવર સ્થાવરપણે પણ થાય છે પણ અહિં જેવો છે, તેવોજ બીજા ભવમાં થાય છે તેવો નિયમ નથી ॥ ૮ ॥

આ બાબતમાં દૃષ્ટાંત બતાવે છે.

उरालं जगनो जोगं, विवज्जासं पलिंति य।
सव्वे अक्कंतदुक्खाय, अओ सव्वे अहिंसिना ॥ ९ ॥
एय खु नाणिणो सारं, जन्न हिंसइ किंचण ।
अहिंसा समयं चेव, एतावन्तं वियाणिया ॥ १० ॥

ઉદાર, એટલે સ્થૂલ જગત્ એટલે ઔદારિક જન્તુનો સમૂહ તેનો વ્યાપાર એટલે ચેષ્ટા ( અવસ્થા ) છે, ઔદારિક શરીરવાળા જન્તુ પૂર્વ અવસ્થા વિશેષથી ગર્ભમાં કલલ, અર્બુદરૂપથી વિપર્યાસભૂત એટલે બાળ, કુમાર યૌવન વિગેરે ઉદાર વ્યાપારને સર્વથા પામે છે. એનો ભાવાર્થ આ છે, કે ઔદારિક શરીરવાળા મનુષ્ય વિગેરેમાં બાળ, કુમાર વિગેરે અવસ્થાઓ કાળ વિગેરેના કારણથી જૂદી જૂદી રીતે થતી પ્રત્યક્ષ દખાય છે. પણ જેવો પૂર્વે હોય તેવોજ સર્વદા નથી. એ પ્રમાણે બધા સ્થાવર જંગમોનું નવું નવું

થવું જાણી લેવું. વળી બધા જન્તુઓ શરીર, મન વિગેરેના દુઃખથી આક્રાંત થઇને જૂદી જૂદી અવસ્થાઓને પામે છે. તેથી સર્વે પ્રાણીઓ ન મરે તેમ ઉત્તમ માણુસે આચરવું, અથવા તે બધા પ્રાણીઓને–દુઃખ અનિચ્છિત છે, તથા ('ચ' શબ્દથી જાણવું કે) તેઓ સુખના વાંચ્છકો છે તેથી તે બધાને દુઃખ ન દેવું એ પ્રમાણે ઉપદેશ પણ આપ્યો, અને જીવોને ત્રસ સ્થાવરપણાનું બીજી રીતે જૂદું થવાનું પણ સૂચવ્યું. શા માટે જીવોને ન હણવા? તે બતાવે છે. કે (ખુ) નિશ્ચયથી એજ જ્ઞાનીનો એટલે વિવેકવાન પુરૂષનો સાર એટલે ન્યાય છે, કે વિવેકીપુરૂષે કોઇ સ્થાવર જંગમને દુઃખ ન દેવું. તેથી એમ પણ જાણવું કે જૂઠું ન બોલવું, ચોરી ન કરવી, દુરાચાર ન કરવો, પરિગ્રહ ન રાખવો, રાત્રિએ ભોજન ન કરવું, આ બધું જ્ઞાનીનું કર્તવ્ય છે તે સમજીને આશ્રવ કર્મમાં ન પ્રવર્તે. વળી અહિંસા વડે સમતા, એને આવી રીતે જાણે કે મારૂં મરણ અને દુઃખ મને અપ્રિય છે તે પ્રમાણે બીજા પ્રાણીઓને ણુ છે. (खु.શબ્દ અવધારણના અર્થમાં છે.) તેથી જ્ઞાની સાધુએ પ્રાણીમાત્રને પરિતાપન, અપદ્રાવણ વિગેરેથી દુઃખ ન દેવું. ॥ ૧૦ ॥

એ પ્રમાણે સાધુના પંચમહાવ્રતરૂપ મૂલગુણોને બતાવી ઉત્તરગુણો બતાવે છે.

**वुसिए य विगयगेही, आयाणं सं (सम्म) रक्खए।**
**चरिआसणसेज्जासु, भत्तपाणे अ अंतसो ॥ ११ ॥**

एतेहिं तिहिं ठाणेहिं, सजए सततं मुणी ।
उक्सं जलणं णूमं, मज्झत्थं च विगिंचए ॥ १२ ॥
समिए उ सया साहु, पंच संवर संवुडे ।
सिएहि असिए भिक्खू, आमोक्खाय परिव्वएज्जासि ।
त्तिबेमि ॥ १३ ॥

વિવિધ તે અનેક પ્રકારે સાધુધર્મમાં રહેલો સ્થિત તે દશવિધ ચક્રવાલ સમાચારીમાં ચિત્ત રાખેલું તથા દૂર થઇ છે આહારાદિમાં ગૃદ્ધિ જેની એવો વિગતગૃદ્ધિ સાધુ મોક્ષ પામે છે, તેનાં કારણ જ્ઞાન, દર્શન, ચારિત્ર એ ત્રણને સારી પેઠે રક્ષણ કરે–પાળે. જેમ જેમ એ ત્રણની વૃદ્ધિ થાય તેમ કરે. હવે કેવી રીતે ચારિત્ર પાળે તે બતાવે છે. ચર્યા એટલે ગમન તે જરૂર પડે ત્યારેજ સાધુએ ધૂસરા પ્રમાણ દૃષ્ટિએ ચાલવું તથા સારી રીતે દેખીને તથા પૂંજીને આસનઉપર બેસવું, તથા શયા તે મકાન અથવા સંથારો તેને દેખવું–પૂજવું પછી ઉપયોગમાં લેવું તથા ગોચરી પાણીમાં અંતશઃ તે સારી રીતે ઉપયોગવાળા થવું એનો ભાવાર્થ આ છે. ઇર્યા, ભાષા, એષણા, આદાનનિક્ષેપ, પ્રતિષ્ઠાપના, સમિતિમાં ઉપયોગપણે રહેવું, અને ભક્ત પાન, ઉદ્દગમાદિ દોષરહિત લેવાં ॥ ૧૨ ॥

વળી ચારિત્રની શુદ્ધિ માટે ગુણોનો અધિકાર કહે છે. પૂર્વે કહેલા ત્રણ સ્થાન ૧ ઈર્યાસમિતિ, ૨ આસન, ૩

શય્યા, તેનાવડે આદાન, ભાંડ માત્ર નિક્ષેપણા સમિતિ, તથા ભક્તપાન, એનાવડે એષણાસમિતિ કહી, તથા ગોચરી જતાં ભાષણનો સંભવ હોવાથી ભાષાસમિતિ પણ આવી ગઈ, અને આહાર કરતાં ઉચ્ચાર પ્રશ્રવણ વિગેરે પણ થાય. તેની પ્રતિષ્ઠાપના સમિતિ પણ આવી તે ત્રીજું સ્થાન છે. આ ત્રણે સ્થાનમાં સારી રીતે ચાલે તે સંયત, મોક્ષને માટે વર્ત્તે એ છેલ્લા શ્લોકના અંતમાં ક્રિયાપદ છે. તથા 'સતતમ્' નિરંતર મુનિ ત્રણ જગતનો યથાયોગ્ય વેત્તા હોય, તથા જેનાથી અહંકાર થાય તે ઉત્કર્ષ (માન) તથા આત્માને અથવા ચારિત્રને બાળે તે (જ્વલન) ક્રોધ છે. તથા (ણૂમ) માયા તેના મધ્યપણાને ન પામે તેથી તે માયા છે, તથા સંસારમાં જીવોના મધ્યમાં જે આવે છે તે મધ્યસ્થ (લોભ) છે, 'ચ' શબ્દ તે બધાને જોડે છે. એટલે તે માન, ક્રોધ, માયા અને લોભ ચાર કષાયો તથા તેના વિપાકોને મુનિ જાણે, અને આત્માથી તેમને જુદા કરે. અહિં શંકા કરે છે, કે કોઇ જગ્યાએ ક્રોધ પેલો લીધો તથા ક્ષપકશ્રેણિમાં ચઢેલો ભવ્યાત્મા ક્રોધાદિનેજ એટલે સંજ્વલ ક્રોધને ખપાવે છે ત્યારે શા માટે આગમમાં પ્રસિદ્ધ એવો અનુક્રમ મૂકીને માનને પહેલો લીધો. ઉત્તર—માન હોય ત્યારે ક્રોધ અવશ્ય થાય પણ ક્રોધમાં માન હોય અથવા ન પણ હોય. એવા અર્થનું બતાવવા માટે માનને પહેલું મૂક્યું છે. ॥ ૧૨ ॥

એ પ્રમાણે મૂળ અને ઉત્તરગુણોને બતાવીને હવે

છેવટનો સાર બતાવે છે. 'તુ' શબ્દ અવધારણ અર્થમાં છે, એટલે પાંચ સમિતિએ સમિતો સાધુ હોય તથા પ્રાણાતિપાતાદિથી વિરત પંચ મહાવ્રત પાળનારો પાંચ પ્રકારના સંવરથી સંવૃત, તથા મન વચન કાયાની ગુપ્તિએ ગુપ્ત, તથા ઘરના ફાંસાથી બંધાયલા જે ગ્રહસ્થો તેનાથી નિર્લેપ એટલે મૂર્છા ન કરનારો જેમ કાદવમાં ઉત્પન્ન થયેલું કમળ ઉંચુ રહે તેમ સાધુ ગોચરી આદિ કારણે ગૃહસ્થનો સંબંધ થાય, છતાં તેમાં ન લેપાતો તે ભિક્ષુ મોક્ષને વાસ્તે એટલે આઠ કર્મનો ક્ષય કરવા સંયમના અનુષ્ઠાનમાં ઉદ્યમવંત થાય, એવું ગુરૂ મહારાજ શિષ્યને સૂચવે છે. 'બ્રવીમિ' શબ્દથી અધ્યયનની સમાપ્તિમાં ગણધર ભગવંત કહે છે કે તીર્થંકરનું કહેલું જેવું છે તેવું હું કહું છું પણ પોતાની બુદ્ધિથી નથી કહેતો. અનુગમ સમાપ્ત. હવે નયો સાત છે, તેઓનો આ ઉપસંહાર છે.

सव्वेसिंपि नयाणं बहुविधवत्तव्वयं निसामित्ता ।
त सव्वणय विसुद्धं जं चरणगुणट्ठिओ साहू ॥ १ ॥

બધા નયોનું અનેક પ્રકારે વક્તવ્ય છે તે સાંભળીને બધા નયથી વિશુદ્ધ જે ચરણગુણ છે તેમાં સાધુ રહે. એટલે જ્ઞાનનયથી સૂત્ર ભણીને ક્રિયાનયથી તે પ્રમાણે વર્તન કરે.

ઇતિ સૂયગડાંગસૂત્રનું સમયાખ્ય નામનું
પહેલું અધ્યયન સમાપ્ત.

# સૂત્રકૃતાંગ.

## વૈતાળીય નામનું બીજું અધ્યયન.

સમયનામનું પહેલું અધ્યયન કહીને હવે બીજું વૈતાળીય અધ્યયન કહે છે, તેનો આ પ્રમાણે સંબંધ છે. પહેલામાં જૈનસમય (દર્શન)ના ગુણો તથા અન્યસમયના દોષો બતાવ્યા છે, તેને જાણીને જેમ કર્મો નાશ થાય, તેવો બોધ કરવો, (સમજવો) આ સંબંધે આવેલા આ અધ્યયનના ઉપક્રમ આદિ ચાર અનુયોગદ્વાર કહેવા, તેમાં ઉપક્રમની અંદર રહેલ અર્થાધિકાર બે પ્રકારે છે. અધ્યયનનો અર્થ અધિકાર તથા ઉદ્દેશાનો અર્થાધિકાર છે, તેમાં અધ્યયનનો અર્થાધિકાર પૂર્વે નિર્યુક્તિકારે કહ્યોજ છે, કે **णाउण बुज्झणा चे व** જાણીને બોધ પામવો, તે ગાથાના બીજા પદવડે કહેલ છે, અને ઉદ્દેશાનો અર્થાધિકાર તો નિર્યુક્તિકાર પોતેજ આગળ કહેશે, નામનિષ્પન્ન નિક્ષેપાના અધિકારમાં નિર્યુક્તિકાર કહે છે.

**वेयालियंमि वेयालगो, य वेयालणं वियालणियं।**
**तिन्नि चउक्कगाइं, वियालओ एत्थ पुण जीवो ॥ ३६ ॥**

વેયાલિય એ પ્રાકૃત નામ છે, તે દ ધાતુવિદારણના અર્થમાં છે, વિ ઉપસર્ગ છે. તે શાસ્ત્રરીતિએ ભાવરૂપમાં

'વિદારક' એવું ક્રિયાવાચક નામ છે, તે નામનું આ અધ્યયન છે, અને ક્રિયાપદ સાથે આ ત્રણનું જોડું છે, કર્ત્તા કર્મ અને કરણ એથી બતાવે છે, કે વિદારક (આત્મા) વિદારણ (સાધન) વિદારણીય (કર્મસમુહ) છે. આ ત્રણેના નામસ્થાપના દ્રવ્ય અને ભાવ એમ ચાર પ્રકારે નિક્ષેપા ગણતાં ત્રણ ચોકડાં થાય, નામસ્થાપના સુગમ છે, દ્રવ્યવિદારક તે કઠી ઞરા લાકડાંને ચીરે છે, અને ભાવવિદારક તો કર્મને વિદારવાયોગ્ય હોવાથી 'નોઆગમથી' જીવ વિશેષ તે સાધુ છે. ॥ ૩૬ ॥

હવે કરણઆશ્રયી કહે છે.

**दव्वच परसुमादी, दंसण णाण तव संजमा भावे ।**
**दव्वंच दारु गादी, भावे कम्मं विया लणियं ॥ ३७ ॥**

વિદારણના નામ સ્થાપનાનિક્ષપા સુગમ છે, દ્રવ્ય વિદારણ તે કોહાડો વિગેરે છે, ભાવવિદારણ તો દર્શન જ્ઞાન તપ સંયમ છે, તેઓનુંજ કર્મ વિદારણમાં સામર્થ્ય છે, તેમ વિદારણીયના નામસ્થાપના છોડીને દ્રવ્યવિદારણીય તે લાકડું વિગેરે છે, અને ભાવમાં આઠ પ્રકારનાં કર્મ છે. ॥ ૩૭ ॥

હવે વેતાલિયનું નિરૂક્ત કહે છે.

**वेयालिय इह देसियंति वेयालियं तओ होइ ।**
**वेयालिय तहावित्त मत्थि तेणेवयणिबद्धं ॥ ३८ ॥**

આ બીજા અધ્યયનમાં અનેક રીતે કર્મોનું વિદારણ બતાવ્યું છે, તેથી નિરૂક્તિના વશથી અધ્યયન 'વિદારક' થાય છે, અથવા વૈતાલીય એવું અધ્યયનનું નામ છે, અહીં પણ પ્રવૃત્તિમાં નિમિત્ત વૈતાલીય એવા નામનો છંદ (કાવ્ય) છે, તેવાજ છંદમાં આ અધ્યયન રચ્યું છે, માટે વૈતાલીય નામ છે, ત છંદનું આ લક્ષણ છે.

वैतालीयं लैगनधनाः षड्युक् पादेऽष्टौ समेचलः, न समोऽत्र परेण युज्यते नेतः षड्च निरंतरा युजोः

છંદ શાસ્ત્રમાં અ. ૩–૫૩ માં તેનું સ્વરૂપ આ પ્રમાણે છે

ओजे षणमात्रा लैगन्ता युज्यष्टौ नयुजिषद् ।
संततं लानसमःपरेण गो वैतालीयम् ॥

જેમાં રગણ લઘુગુરૂ પ્રાંતે હોય, પહેલા ત્રીજા પદની છ, અને ત્રીજા ચોથા પદની આઠ માત્રા હોય, અહીં સમસંખ્યાવાળો લઘુ હોય તે પરથી ગુરૂ ન કરવા, અહીંથી અ વિષમ પાદમાં ૬ લઘુ નિરંતર ન હોય. આ વેતાળાયનું સ્વરૂપ છે. ॥ ૩૮ ॥

હવે અધ્યયનનો ઉપોદ્ઘાત બતાવે છે.

कामंतु सासयमिणं कहियं अट्ठावयंमि उसभेणं ।
अट्ठाण उ ति सुयाणं सोऊणं तेवि पव्वइया ॥ ३९ ॥

કામશબ્દ અહીં આ અભ્યુપગમ ( સ્વીકાર )ના અર્થમાં છે, કે બધા આગમો શાશ્વત અનાદિ છે, અને તેમાં રહેલું આ અધ્યયન પણ અનાદિ છે, તોપણ ભગવાન આદિનાથને જ્યારે કેવળજ્ઞાન ઉત્પન્ન થયું, ત્યાર પછી અષ્ટ પદ ઉપર હતા, ત્યાં ભરત મહારાજે ભરતક્ષેત્રનું ચક્રવર્ત્તીપદ સ્વીકારીને ૯૮ ભાઇઓને કાઢયા ત્યારે તેમણે પિતા પાસે જઇને પૂછયું કે ભરત મહારાજા અમને આ પ્રમાણે તાબામાં રહેવા કહે છે, તો અમારે તેમની સેવા કરવી કે શું કરવું ? ( કારણ કે રાજ્ય તો આપે અમને વહેંચી આપ્યું છે ) ત્યારે સર્વજ્ઞપ્રભુએ તેમના હિતાર્થે અંગારદાહકનું દૃષ્ટાંત બતાવી કહ્યુ, કે માણસની ઇચ્છા ભોગથી તૃપ્ત થતી નથી, ( તેમ માન પણ વધેજ છે માટે તમે તે વિષયાકાંક્ષાને છોડો કે ફરી તાબેદારી કરવી પડે નહિ. ) આવા વિષયનું આ અધ્યયન છે, તે પ્રભુએ કહ્યું, તેથી તે પુત્રો એ સાંભળીને સંસારની અસારતા વિષયોનાં કડવાં ફળ તથા નિઃસારતા અને મહોન્મત્ત હાથીના ચંચળ કાન માફક ચપળ આયુ તથા પર્વતની નદીના વેગસમાન ચંચળ યૌવન જાણીને વિચાર્યું કે ભગવાનની આજ્ઞા પાળવીજ શ્રેષ્ટ છે, તેથી પ્રભુ પાસે ૯૮ ભાઇએ સાથે દીક્ષા લીધી. અહીં ઉદ્દેશ માફક નિર્દેશ હોવો જોઇએ, તેથી બધો પણ ઉપોદ્ઘાત કહેવો જોઇએ. ॥ ૩૯ ॥

હવે ઉદ્દેશાના અર્થાધિકારમાં પૂર્વે કહેલું તે ખુલાસાથી કહે છે.

पढमे संबोहो अनिच्चया य बीयंमि माणवज्जणया ।
अहिगारो पुण भणिओ, तहातहाबहुविहो तत्थ ॥ ४० ॥
उद्देसंमियतइए अन्नाणचियस्स अवचओ भणिओ ।
वज्जेयव्वो य सया सुहप्पमाओ जइजणेणं ॥ ४१ ॥

પહેલા ઉદ્દેશામાં હિતની પ્રાપ્તિ, અહિત ત્યાગવું. અને અનિત્યતા સંસારમાં છે, એનો બોધ મેળવવો, એ વિષય છે. બીજા ઉ શામાં માન છોડવું, તે તથા અનેકપ્રકારે સમજાવ્યું છે, કે શબ્દાદિમાં અનિત્યતા વિગેરે છે, માટે તેમાં રાગદ્વેષ ન કરવો. ત્રીજામાં અજ્ઞાનથી ઉપચય કરેલ કર્મ સમૂહને જ્ઞાનવડે ઓછો કરવો, તથા સાધુપુરૂષે સુખ પ્રમાદ હમેશાં છોડવો એ બતાવ્યું છે, ॥ ૪૧ ॥

હવે સૂત્રાનુગમમાં સૂત્ર કહે છે.

संबुज्झह किं न बुज्झह, संबोही खलुपेच्च दुल्लहा ।
णो हू वण मंतिराइओ, नोसुलभं पुणरावि जीवियं ॥सू० १॥

નિર્યુક્તિકારે પ્રથમ બતાવ્યું છે, કે આ વૈતાળિય છંદ છે, તેનું સ્વરૂપ પણ બતાવ્યું છે,

ગુજરાતીમાં એને મળતો છંદ છે.

(પ્રભુતા પ્રભુ, તારી તું ધરી, મુજરો લઇ, મુજ રોગ લે હરી.)

डहरा बुड्ढा यपासह गब्भत्था वि चयंति माणवा ।
सेणेजह वट्टयं हरे एवं आउ खयंमि तुट्टई ॥ सू० २ ॥

ભગવાન આદિનાથ ભરતમહારાજાએ તિરસ્કાર કરેલા ૯૮ બંધુઓને સંવેગ (મોક્ષ)ના અભિલાષી બનાવવા પોતાના પુત્રોને ઉદ્દેશીને કહે છે, અથવા સુર અસુર માણસ તથા સાપ વિગેરે તિર્યચોને આશ્રયી સૌને બોધ પમાડવા કહે છે, કે ભવ્યાત્માઓ ! તમે બોધ પામો, (સમજો) અને જ્ઞાન દર્શન ચારિત્રરૂપ ધર્મને ઓળખો, કારણ કે આવો મળેલો અવસર ફરી મળવો દુર્લભ છે! પ્ર૦ શું દુર્લભ છે? ઉ૦—મનુષ્યજન્મ તથા ધર્મને પામવાયોગ્ય કર્મભૂમિ. તેમાં પણ આર્યદેશ અને સારા કુળમાં ઉત્પત્તિ, બધા ઇંદ્રિયોની કુશળતા અને સાંભળવાની ઈચ્છા તથા ધર્મઉપર પ્રેમ. આટલું બધું મળ્યા છતાં પોતાની બુદ્ધિનો આધાર લેઇને વિચારીને પણ કેમ નથી સમઝતા? અર્થાત્ આવી સામગ્રી મેળવ્યા પછી ડાહ્યા માણસે સંસારી તુચ્છ ભોગ વિલાસોને છોડી સારા ધર્મમાં બોધ પામવો ! (અને તેનો સદુપયોગ કરવા નિર્મળ ચારિત્ર પાળી મોક્ષ મેળવો) તેને માટે શાર્દૂલવિક્રીડિત છંદ કહે છે.

निर्वाणादि सुखप्रदे नरभवे जैनेंद्र धर्मान्विते ।
लब्धे स्वल्पम चारु कामज सुखं नोसेवितुं युज्यते ॥

वैडूर्यादि महोपलौ घनिचिते प्राप्तेपि रत्नाकरे ।
लातुं स्वल्प प्रदीप्ति काचशकलं किसाम्पतं साम्पतं ॥ १ ॥

મોક્ષ વિગેરે સુખ આપનાર જૈનધર્મ અહિં નરભવ મળે ત્યારે વિષયઇંદ્રિયોનું અલ્પસુખ ભોગવવું ઉચિત નથી, કારણકે વૈડૂર્ય જેવાં અમૂલ્ય રત્નોના સમૂહથી યુક્ત સમુદ્ર હાથ લાગતાં જેમ અલ્પ મૂલ્યના થોડા ચળકાટવાળા કાચના કકડા લેવા ઉચિત નથી, તેમ ભોગ સુખ ન વાંછવાં, પણ ધર્મ આદરવો.

જે પ્રાણીઓએ પૂર્વભવે ધર્મ કે ચારિત્ર નથી આરાધ્યું, તેવા પ્રાણીઓને સમ્યગ્ દર્શન જ્ઞાન ચારિત્ર પ્રાપ્તિરૂપ (સંબોધિ) પરલોકમાં પણ નિશ્ચે દુર્લભ છે! તે કહે છે, વિષય પ્રમાદ વશથી એકવાર પણ ધર્મ આચરણથી ભ્રષ્ટ થયેલા જીવને અનંત કાળ સુધી સંસારમાં ભ્રમણ કરવાનું છે, વળી હુ અવ્યય 'જ'ના અર્થમાં છે, તે સૂચવે છે કે જે રાત્રિઓ ગઈ, તે પાછી આવવાની નથી, કારણ કે ગયેલ જુવાની વિગેરેનો કાળ પાછો આવનાર નથી, તે કહે છે,

भवकोटीभिरसुलभं मानुष्यं प्राप्य कःप्रमादोमे ।
न चगत मायुर्भूयः प्रत्येत्यपिदेव राजस्थ ॥ १ ॥

કરોડો ભવે દુર્લભ એવું મનુષ્યપણું પામીને મારે પ્રમાદ કેમ થાય? કારણ કે ઇંદ્રનું પણ ગયેલું આયુષ્ય ફરી આવતું નથી! ॥ ૧ ॥ બીજી ગાથાનો અર્થ કહે છે.

સંયમથી પ્રધાન જીવિત સંસારમાં સુલભ નથી, અથવા જીવિત તે આયુ છે, અને તૂટેલું તે ફરી સંધાતું નથી, અને જાગવું સૂતેલાનું હોય છે, અને નિદ્રાના ઉદયથી સુવાનું થાય છે, માટે નિદ્રા તથા જાગવાના નામ વિગેરે ચાર પ્રકારે નિક્ષેપા થાય છે, નામ સ્થાપના સુગમને છોડીને દ્રવ્યભાવ નિક્ષેપાને નિર્યુક્તિકાર કહે છે.

**दव्वं निद्दावेओ दंसण नाण तव संजमा भावे ।**
**अहिगारो पुण भणिओ नाणे तवदंसण चरित्ते ॥ नि.४२॥**

આ ગાથામાં દ્રવ્ય નિદ્રા અને ભાવ સંબોધ બતાવ્યો છે, અને આદિ અંત કહેવાથી વચલા આપોઆપ સમજી લેવા, તેમાં દ્રવ્યનિદ્રા તે અનુભવ રૂપે છે, અને તે દર્શનાવરણીય કર્મનો ઉદય છે, અને ભાવનિદ્રા તે જ્ઞાનદર્શન ચારિત્રની શૂન્યતા છે, તેમાં દ્રવ્યબોધ તે સુતેલાને જગાડવાનું છે, અને ભાવબોધ તો દર્શન જ્ઞાન ચારિત્ર તપ સંયમ જાણવા.

અને અહીં ભાવપ્રબોધ વડે અધિકાર છે તે ગાથાના છેલ્લા પદમાં બતાવ્યું છે.* ॥ ૪૨ ॥

નિર્યુક્તિ કહીને હવે સૂત્રકાર કહે છે કે આદિનાથ

---

* અહિં સૂતેલા અને જાગતાના દ્રવ્યથી અને ભાવથી ચાર ભાંગા થાય છે તે જાણી લેવા.

ભગવાન પુત્રોને સમજાવે છે, કે આયુ સોપક્રમ હોવાથી અનિયત છે, કારણકે કેટલાક ડહર તે બાલક, તથા વૃદ્ધ અને કેટલાક ગર્ભમાં રહેલા પણ માણસો મરણ પામે છે, તેથી હે મનુષ્યો! તમે જુઓ. (માનવ લેવાનું કારણ એ છે કે મનુષ્યોજ વિશેષથી બોધ પામવાને યોગ્ય છે,) કે ત્રણ પલ્યોપમના આયુવાળા મનુષ્ય પણ પર્યાપ્તિ પામીને તુરત અંતર્મુહૂર્ત્તમાં મરણ પામે છે, કેટલાક બાળપણે જન્મીને તુર્ત મર્ણ પામે છે, તેનું દૃષ્ટાંત કહે છે, કે જેમ શ્યેન-પક્ષી તિત્તિર (તીતર) પક્ષીને મારી નાંખે છે, તેમ મોત પ્રાણીના પ્રાણોને હરે છે, અને ઉપક્રમવાળા આયુને કાળ વચનમાં ઝડપે છે, અથવા નિરૂપક્રમી આયુવાળાને આયુ-ષ્યના ક્ષયમાં જીવોના જીવિતને મોત હરે છે ॥ ૨ ॥

**मायाहिं पियाहिं लुप्पइ, नोसुलहा सुगईय पेच्चओ ।**
**एयाइं भयाहिं पेहिया, आरम्भा विरमेज्ज सुव्वए ॥ ३ ॥**
**जमिणं जगती पुढोजगा कम्मेहिं लुप्पंति पाणिणो ।**
**सयमेव कडेहिं गाहइ णोतस्स मुच्चेज्जऽपुट्ठयं ॥ ४ ॥**

કોઇતો જ્ઞાનથી સમજીને પણ માતા પિતા કે સ્વજ-નના મોહથી કે સ્નેહથી ધર્મ પ્રત્યે ઉદ્યમ (ચારિત્ર) આરા-ધતા નથી, પણ માતાપિતા માટે આરંભાદિ કરીને સંસા-રમાં ભમે છે, કહ્યું છે કે

**विहित मलोहमहो महन्माता पितृ पुत्रदार बंधुसंज्ञम् ।
स्नेहमय मसुमतामदः किं बंधनं खलं मृंखलेन धात्रा ? ॥१॥**

આશ્ચર્ય છે કે ખલ એવા વિધાતાએ જીવોને લોઢા વિનાની માતાપિતા પુત્ર સ્ત્રી બંધુની સંજ્ઞારૂપ સ્નેહની મોટી સાંકળે બાંધ્યા છે? (કે તેમના ખાતર જીવ પોતાના સુગતિના કૃત્યથી વિમુખ થયો છે) આ સ્નેહે બંધાયલો જીવ સારામાઠાના વિચારથી રહિત થઇને સગાંને પોષવા માટેજ ગમે તેવું કૃત્ય કરવાથી અહિંયાંજ સારા માણસોથી નિંદાય છે. તેમ અધર્મથી ધન પેદા કરનારને પરલોકમાં સુગતિ પણ સુલભ નથી, પણ તેને બદલે માતા પિતામાં મોહિત મનવાળાને તેમના અર્થે ક્લેશ કરતાં તથા પોતે પણ વિષય સુખનો લાલચુ થતાં તેની દુર્ગતિજ થાય છે, એમ જાણવું, આ પ્રમાણે આ લોક તથા પરલોકના ભયને જાણીને દુર્ગતિ વિગેરેથી બચવા સાવદ્ય અનુષ્ઠાન રૂપ આરંભથી ડાહ્યા માણસે દૂર રહેવું, તથા શોભન વ્રતવાળા થવું અથવા સુસ્થિત (સમાધિ વાળા) થવું. ॥ ૩ ॥

સંસારથી ન છુટવાના દોષો કહે છે.

જો સંસારથી નહી વિરમે તો પોત પોતાનાં કરેલાં પાપોથી પૃથ્વીમાં જુદે જુદે સ્થળે તે પ્રાણીઓ નરક વિગેરેની પીડાનાં સ્થાનોમાં પોતાની મેળે કર્મોથી ખેંચાઇને

જાય છે, પણ ઈશ્વર વિગેરેની પ્રેરણાથી ત્યાં જતા નથી, અથવા દુ:ખનાં હેતુરૂપ જે કર્મો છે, તે નરકાદિ સ્થાનમાં જવાને યોગ્ય પોતે અહીં એકઠાં કરે છે, આથી કર્મના હેતુ તથા કર્મ કરનારનું સ્વરૂપ બતાવ્યું, હવે તે બાંધેલા અશુભ કર્મોનો વિપાક ભોગવ્યાવિના છુટતો નથી, એટલે તેનો ઉદય આવતાં જંતુ ભોગવે છે, અથવા તપશ્ચર્યા કરીને કે દીક્ષા વિગેરે પાળીને ખપાવે, પણ તે વિના કર્મને દૂર કરી શકતો નથી, ॥ ૪ ॥

હવે બધાં સ્થાનોની અનિત્યતા બતાવે છે,

देवा गंधव्वरक्खसा असुराभूमिचरा सरिसिवा ।
रायानर सेट्ठिमाहणा ठाणा तेऽवि चयंतिदुक्खिया ॥ ५ ।
कामेहि ण संथवेहिगिद्धा कम्ममहा कालेण जंतवो ।
तालेजह बंधणच्चुए एवं आउ खयंमि तुट्टती ॥ ६ ॥

દેવો તે જ્યોતિષીથી સૌધર્મ દેવલોક વિગેરેના છે, ગંધર્વ રાક્ષસથી આઠ પ્રકારના વ્યંતરો, તથા અસુરો તે દશપ્રકારના ભુવન પતિઓ એટલે ચારે નિકાયના દેવો જાણવા, અને ભૂમિચર તે સાપ વિગેરે તિર્યંચો તથા ચક્રવર્તી બળદેવ વાસુદેવ વિગેરે રાજાઓ, તથા નર તે સામાન્ય મનુષ્યો, શ્રેષ્ઠિ તે શહેરમાં નામાંકિત પુરૂષો અને બ્રાહ્મણો, આ ઉપર બતાવેલા દેવ તિર્યંચ કે મનુષ્યો અંત આવતાં

દુઃખથી પોતાનાં સ્થાન તજે છે, કારણ કે બધા પ્રાણીઓ-ને પ્રાણ ત્યાગતાં મહાન્ દુઃખ વેઠવું પડે છે, ॥ ૫ ॥

વળી કામ તે ઈચ્છા તથા મદન રૂપ છે, તથા પહેલાંના કે પછીનાં સંબંધી થએલાંથી તે ગૃદ્ધ (અત્યંત પ્રેમી) બનીને પૂર્વે બાંધેલાં કર્મો ઉદય આવતાં તે તે કાળે પ્રાણીઓ દુઃખ પામે છે, તેનો સાર આ છે, કે ભોગની વાંછાથી સ્ત્રી કે વસ્તુનું વારંવાર સેવન કરવા છતાં પણ ઉપશમને બદલે કલેશજ થાય છે, પણ તૃપ્તિ કે સંતોષ થતો નથી, તે કહે છે.

उपभोगो पायपरो वांछति यः शमयितुं विषय तृष्णाम् ।
धावत्या क्रमितुमसौ पुरोऽपराण्हे निज च्छायाम् ॥ १ ॥

કોઈ બુદ્ધિમાન પુરૂષ વિષયતૃષ્ણાને ઉપભોગની વસ્તુ મેળવી ભોગવીને શાંત કરવા ઈચ્છે છે, પણ જેમ પોતાની છાયા સવારમાં વધેલી તે ઘટીને નાની થાય, અને તેનાથી કંટાળી પોતે વિમુખ થવા જાય કે તે છાયા પણ તે દિશામાં ફરીને વધતી દેખાય છે, (તેવી રીતે વસ્તુ ભોગવતાં પણ સંતોષને બદલે તૃષ્ણા વધે છે માટે તેની જડજ કાપવી) વળી તે ભોગો તથા સંબંધીઓ વિશેષથી તે મૂર્ખને શરણ પણ નથી, જેમ તાડનું ફળ બીંટડાથી તુટી જતાં અવશ્ય નીચે પડે છે, તેમ આ કામાંધ પણ પોતાના આયુ ક્ષયે જીવિતથી દૂર થાય છે. ॥ ૧ ॥ વળી

**जे यावि ब.स्सुए सिया, धम्मिय माहण भिक्खुए सिया।**
**अभिणूम कडेहि:च्छिए, तिव्वं ते कम्मेहिं किचती ॥ ७ ॥**

**अहपास विवेगमुट्ठिए, अवितिन्ने इभाइसइ धुवं।**
**णाहिसि आरंकओ परं, वेहासे कम्मेहिं किच्चति ॥ ८ ॥**

જેઓ બહુશ્રુત તે શાસ્ત્ર અર્થના પાર પહોંચેલા છે, જેઓ ધર્મ આચરણ કરનારા ગૃહસ્થો તથા બ્રાહ્મણો છે, અથવા ભિક્ષુકો છે, તેઓ પણ સંસાર ન છોડે તો સંસારી સંબંધીઓને ખાતર માયાવડે અયોગ્ય કૃત્ય કરીને અતીવ ગૃદ્ધ બનીને પોતાનાં અશુભ કૃત્યોનાં ફળ ભોગવતાં નારકી વિગેરેમાં છેદાય છે, પીડાય છે, ॥ ૭ ॥

જ્ઞાનદર્શન ચારિત્ર વિના બીજો મોક્ષ માર્ગ નથી, તે સિવાયના આગામિ ( અન્ય ) તીર્થિક ધર્મનો પ્રતિષેધ કરવા કહે છે.

( ગાથામાં વર્તમાનકાળનું ક્રિયાપદ સૂત્રનું બહુ આદેશપણું સૂચવે છે ) અથ શબ્દ અધિકારના આગળ આવે છે. ગુરૂ શિષ્યને કહે છે કે તું જો કે કોઇ અન્ય તીર્થી પરિગ્રહનો પરિત્યાગ કરીને અથવા પરિગ્રહનું જ્ઞાન મેળવીને દીક્ષા લેવા તૈયાર થયો છે, પણ સમ્યગ્ જ્ઞાનના અભાવથી સંસાર સમુદ્રને તરતો નથી પણ ફક્ત આ સંસારમાં ભમે છે, અને કદાચ શાશ્વત પણાથી ધ્રુવ જે મોક્ષ છે તેને અથવા

તેના ઊપાયરૂપ સંયમને જાણીને બોલે છે, પણ તે પ્રમાણે સમ્યગ્ જ્ઞાન ન હોવાથી પાળી ન શકે તેથી મોક્ષ ન મેળવે.

હે શિષ્ય! તું પણ તે માર્ગે જવા તૈયાર થયો છે પણ આ ભવ અથવા પરલોકને કેવી રીતે સમ્યગ્ જ્ઞાનવિના જાણીશ? અથવા આરમ્ તે ગૃહસ્થપણું છે અને પર તે પ્રવ્રજ્યા પર્યાય છે. અથવા આરમ્ તે સંસાર છે અને પર તે મોક્ષ છે. આ બેના સમ્યગ્ જ્ઞાન વિના જેવી રીતે અન્યદર્શની પુરી દીક્ષા ન પાળવાથી બન્નેથી ભ્રષ્ટ થાય છે, અને વચમાં અશુભ કર્મ કરીને પીડાય છે. (તેમ તારી પણ દુર્દશા થશે) ॥ ૮ ॥

પ્ર. અન્ય તીર્થીઓ પણ કેટલાક નિષ્પરિગ્રહી તથા તપથી દુર્બળ કાયાવાળા છે, છતાં તેમનો મોક્ષ કેમ ન થાય? તેનો ઉત્તર શાસ્ત્રકાર આપે છે.

**जइविय णिगणे किसेचरे, जइविय भुंजिय मासमंतसो ।**
**जेइह मायाइ मिज्जइ, आगंता गब्भायणंतसो ॥ सू९ ॥**
**पुरिसोरम पावकम्मुणा, पलियंतं मणुयाण जीवियं ।**
**सन्ना इहकामसुच्छिया, मोहं जंति नरा असंवुडा ॥ सू १० ॥**

જો કે અન્ય તીર્થી તાપસ વિગેરે બાહ્ય ઘર વિગેરે પરિગ્રહ ત્યાગીને નિષ્કિંચન પણે શરીર પર કપડાના અભાવે નગ્ન બનીને તપસ્યાથી દુર્બળ બનીને પોતાના મતમાં

કહેલ દીક્ષાનાં અનુષ્ઠાન કરે, અને તે છઠ, અઠમ, ચાર કે કે પાંચ વિગેરે વિશેષ મોટો તપ મહિના સુધી કરીને પોતે ખાય, તોપણ અંદરના કષાયો ન ત્યાગવાથી મોક્ષ પામતો નથી, તે બતાવે છે, કેજે અન્ય તીર્થી માયા વીગેરેથી લેપાય, અને બીજા કષાયોથી યુક્ત હોય તે તપસ્વી પણ ગર્ભમાં અનંતકાળ સુધી રખડશે તેનો સાર આ છે કે જે અકિંચન હોય તપથી દુર્બળ હોય પણ કષાયો ન છોડે તો નરક વિગેરેથી લઇને તિર્યંચ સુધી સ્થાનોમાં એક ગર્ભથી બીજા ગર્ભોમાં અનંત કાળ સુધી અગ્નિશર્મા બ્રાહ્મણ તપસ્વી માફક સંસારમાં ભટકશે ( સમરાદિત્ય ચરિત્રમાં તેનું વર્ણન છે) ॥૯॥

જેથી અન્ય દર્શની સમ્યગ્ જ્ઞાન વિના તપ કરે, છતાં પણ દુર્ગતિનો માર્ગ ન રોકાય તેથી પહેલા અધ્યયનમાં બતાવેલ જૈન માર્ગમાં સ્થીર થવું એવો ઉપદેશ આપે છે. હે મનુષ્ય ! જે પાપ કર્મરૂપ અનુષ્ઠાન વડે દુઃખ મળવાનું છે, તે કર્મ તું વારેવારે કરે છે, તેનાથી દુર થા, કારણકે પુરૂષોનું જીવિત સારો બાંધો અને લાંબુ આયુષ્ય હોય તો પણ ત્રણ પલ્યોપમનું છે. અથવા દીક્ષા મળવાની અપેક્ષાએ આયુ પલ્યોપમની અંદરનું પૂર્વ કોડી વરસનું છે, તેમાં આઠ વરસે દીક્ષા લેવાય, તેટલું ઓછું છે, અથવા ચારે બાજુ જેનો અંત છે તેવું પર્યંત ( અંતવાળું ) છે, એટલે મનુષ્યોનું આયુ દેવતા વિગેરેની અપેક્ષાએ ઘણું થોડું છે, તે ન વીતી જાય, ત્યાં સુધી ધર્મ કરવા વડે સફલ કરવું

જોઇએ. પણ જેઓ ભોગ તથા સ્નેહરૂપ કાદવમાં ફસાયા છે, અને મોહથી મનુષ્ય ભવમાં અથવા સંસારમાં ઇચ્છામદન રૂપ કામમાં ગૃદ્ધ થયેલા છે, તે માણુસો વધારે મૂઢ બને છે, હિત મેળવવું, અહિત છોડવું તે ભૂલે છે, અથવા ફરીથી નવું મોહનીય કર્મ બાંધે છે, આ બતાવેલાં પાપ કૃત્યો જેઓ એ ચારિત્ર લીધું નથી, હિંસાદિ મહા પાપના સ્થાનો દૂર કર્યા નથી, અને ઇંદ્રિયોને વશમાં લીધી નથી તેઓ કરે છે, આવું સંસારમાં છે, તો ભવ્યાત્માએ શું કરવું ? તે કહે છે,

**जययं विहराहि जोगवं, अणुपाणा पंथा दुरुत्तरा ।**
**अणुसासण मेव पक्कमे, वीरेहिं समं पवेइयं ॥ ११ ॥**

જીવિતને થોડું જાણીને તથા વિષય રસોને કલેશ વાળા સમજીને ઘરના ફાંસાનું બંધન છોડીને પ્રાણીઓના રક્ષણની યત્ના કરતો ઉદ્યત વિહારી બન, તેજ બતાવે છે, સંયમ યોગવાળો તે ગુપ્તિ સમિતિથી રક્ષિત બન, પ્ર. શા માટે ? ઉ. રસ્તામાં નાનાં જંતુઓ હોય છે, તેથી અનુપ યોગે ચાલતાં જીવોને બચાવવા દુર્લભ છે, તેથી રસ્તા દુર્ગમ છે, આથી ઇર્યા સમિતિ બતાવી, આના ઉપલક્ષણથી બધી તે પાંચે સમિતિ પાળનારા થવું, તથા જિનેશ્વરે બતાવેલા આગમ પ્રમાણે સંયમમાં વર્તે, આવું પૂર્વે થયેલા જિનેશ્વરોએ પ્રકર્ષથી કહયું છે,

**विरया वीरा समुट्ठिया, कोह काय रियाइ पीसणा ।**
**पाणे ण हणंति सव्वसो, पावाओ विरया ऽभिनिव्वुडा**

પ્ર. વીર પુરૂષો કયા છે ? ઉ, જેઓ હિંસા જૂઠ વિગેરે સર્વ પાપોથી નિવર્ત્યા છે,

વિશેષથી કર્મને દૂર કરવા પ્રેરણા: કરી રહ્યા છે, તે વીરો છે, સંસારી આરંભોને પરિત્યાગવાથી સમુત્થિત છે, તથા ક્રોધ માન અને માયા લોભ તથા આદિ શબ્દથી બીજી મોહનીય કર્મની પ્રકૃતીઓને પીસવા ( દૂર કરવા ) તૈયાર થયા છે, તથા સૂક્ષ્મ ( ઝીણા ) બાદર ( મોટા ) જીવોને મન વચન કાયાથી કોઇપણ રીતે પીડતા નથી; તથા બધાં પાપોથી એટલે બધાં સાવદ્ય અનુષ્ઠાનથી વિરત થયેલા છે, અને ક્રોધાદિના ઉપશમ વડે શાંત થયા છે, અથવા અભિ નિવૃત એટલે મુક્ત જેવા જાણવા. ॥ ૧૨ ॥

પાછો ઉપદેશ આપે છે.

**णवि ता अहमेव लुप्पए लुप्पंती लोअंसि पाणिणो ।**
**एवं सहिएहिं पासए, अणिहेसे पुट्ठे अहियासए ॥१३॥**

જ્યારે પરિષહ ઉપસર્ગો આવે, ત્યારે આ પ્રમાણે ભાવના ભાવીને સહેવા, કે હું જ ઠંડ તાપ વિગેરેની પીડાથી એકલો પીડાતો નથી, પણ બીજાં પ્રાણીઓ પણ તેવાં કર્મ ધારી તિર્યંચ તથા મનુષ્યો આ લોકમાં મહાકષ્ટે

સહન થાય, તેવાં દુઃખોથી પીડાય છે, અને તેઓ ઘણું દુઃખ ભોગવવા છતાં પણ સમ્યગ વિવેકના અભાવે સકામ નિર્જરાનું ફલ પામતાં નથી, કહ્યું છે કે

क्षान्तं न क्षमया गृहो चितं सुखं त्यक्तं न संतोषतः
सोढा दुःसह ताप शीत पवन क्लेशा न तप्तं तपः
ध्यातं वित्त महर्निशं नियमितं द्वंद्वैर्न तत्त्वं परं ।
तत्तत्कर्म कृतं सुखार्थि भि रहो तै स्तैः फलै र्वंचिताः

આવેલાં દુઃખોને મેં સમતાથી ન સહ્યાં, તેમ ગૃહસ્થને ઉચિત એવું સંતોષથી સુખ ન છોડયું, તથા દુઃખથી સહાય, તેવાં તાપ અને ઠંડા પવનનાં દુઃખો સહયાં, છતાં તે દૂર કરવા તપ ન કર્યો, રાત દિવસ મેં વિત્ત (ધન) ને ધ્યાનમાં રાખ્યું, પણ રાગ દ્વેષો વડે પરંતત્ત્વને ન જાણ્યું, આ સંસારમાં સુખના અર્થી બનીને ગૃહસ્થોએ જે જે કૃત્યો કર્યાં, તેનાં તેનાં ફળોથી તે વંચિત થયા, તથા જેવું ઘરમાં ગૃહસ્થો કષ્ટ સહે છે, તેવા ક્લેશ વિગેરેને શાંતિથી સદ્‌-વિવેકી પુરૂષો સંયમનો સ્વીકાર કરીને સહે, તો ઘણો ગુણ થાય છે, તે કહે છે,

कार्श्यं क्षुत्प्रभवं कदन्न मशनं शीतोष्णयोः पात्रता,
पारुष्यं च शिरो रुहेषु शयनं मह्यास्तले केवले;
एतान्येव गृहे वहन्त्यवनतिं तान्युन्नतिं संयमे,
दोषाश्चापि गुणा भवन्तिहि नृणां योगे पदे योजिताः॥१॥

ભૂખથી દુર્બળતા આવે, તુચ્છ અન્ન ખાય, ઠંડ તાપ સહે, વાળોમાં લુખાશ હોય, સૂવા માટે પૃથ્વી ઉપર પડી રહે, આવાં દુઃખો કોઇ દરિદ્રી કે કૃપણ પુરૂષ ઘરમાં રહીને સહે તો આબરૂ ઘટે, પણ સાધુપણું પાળીને સહે તો તેની આબરૂ વધે કારણ કે માણસોમાં સ્વભાવિક દોષો હોય, તેને યોગ્ય પદમાં યોજવાથી ગુણો તરીકે થાય છે,

આ પ્રમાણે સુખ દુઃખને સહે, તો અથવા જ્ઞાન વિગેરેથી સ્વહિત કરતો આત્મ હિતસ્વી બનીને તીક્ષ્ણ બુદ્ધિવડે ઉપર કહેલું તથા જે હણે તે નિહ છે, તે વિનાનો અનિહ છે, એટલે ક્રોધાદિથી આત્માને ન બાળતો મહા સત્ત્વવાળો બનીને પરિસહોથી પીડાયા છતાં પણ સમ્યક્ રીતે સહે, પણ મનમાં મલિનતા ન કરે, અથવા અનિહ તે તપ તથા સંયમમાં અથવા પરિષહ સહેવામાં પોતાના વીર્યને બરોબર ફોરવનારો થાય છે, ॥ ૧૩ ॥

धुणिया कुलियंव लेववं, किसए देह मणा सणा इह।
अविहिंसा मेव पव्वए, अणुधम्मो मुणिणा पवेदितो ॥१४॥

વળી 'ધુણિ ણુા' તે છાણ વિગેરેથી જાડી કરેલી ભીતના લેપનાં પડ ઉખડી જતાં પતળી પડે છે, તેમ તું પણ અણશણ વિગેરેથી તારા શરીરનાં લોહી માંસને સુકાવ, કે જે સુકવાથી કર્મનો પણ અપચય થાય, તથા જુદી જુદી હિંસા

તે વિહિંસા છે, તે ન હોય, તે અવિહિંસા (દયા) છે, તેવી અહિંસાને પ્રકર્ષથી ધારણ કર, અર્થાત્ અહિંસામાં પ્રધાન બન, આ મોક્ષને અનુકુળ ધર્મ અહિંસાના લક્ષણવાળો છે, અને પરિસહ ઉપસર્ગ પોતે સહન કરવા રૂપ છે, તે સર્વજ્ઞ પ્રભુએ કહ્યા છે ॥ ૧૪ ॥

**सउणी जह पंसु गुंडिया, विहुणिय धंसयइ सियंरयं,**
**एवं दविओ वहाणवं, कम्मं खवइ तवस्सि माहणे ॥१५॥**

જેમ પક્ષી રજથી ખરડાયલા અંગને કંપાવીને ચોંટેલી રજને ખેરવી નાંખે છે, એ પ્રમાણે મુક્તિગમન યોગ્ય ભવ્ય મનુષ્ય છે, તે મોક્ષ સમીપ લઇ જાય તે ઉપધાન તે અનશન આદિ તપ છે, તેને આચરવાથી ઉપધાનવાળો બને, અને તે તપસ્વી સાધુ "માહણ" કોઇને ન હણો, એવી પ્રવૃત્તિ ધારણ કરીને જ્ઞાનાવરણીય આદિ કર્મોને દૂર કરે, ॥૧૫॥ હવે અનુકુળ ઉપસર્ગોને કહે છે.

**उट्ठिय मण गार मेसणं, समणं ठाण ठिअंतव्वस्सिणं,**
**डहरा वुड्ढा य पत्थए, अविमुस्से णय तंलभेज्ज णो ॥१६॥**

અગાર તે ઘર છે, તે ન હોવાથી અણગાર છે, તે સંયમ સ્થાનમાં રહી ગોચરી લેવા જાય, તથા શ્રમણ છે, તે ઉત્તરોત્તર વિશિષ્ટ સંયમ સ્થાનમાં ચડતો હોય, તેવા મહાન્ તપસ્વીને પણ તેના ડહર તે નાના પુત્ર કે હોડી

તરા હોય, અથવા નાના સાધુને તેના વડીલ વૃદ્ધ પિતા માતા હોય, તે તેને ગૃહસ્થ થવા વાંછા કરે, તેઓ આ પ્રમાણે કહેછે, તમારા જેવા દયાળુ પુરૂષે તો અમને પાળવા જોઇએ, તમારા વિના અમારે બીજું કોઇ પાળનાર નથી, અથવા તેઓ એમ કહે કે અમને તો તું એક જ પાળવા યોગ્ય છે, આ પ્રમાણે બોલવા છતાં તેઓ શ્રમ પામશે, પણ તત્ત્વ જાણેલા સાધુને તેઓ પોતાનો બનાવી શકશે નહિ, અર્થાત્ તે સાધુને તેઓ પોતાના જેવો ગૃહસ્થ નહીં બનાવી શકે, ॥ ૧૬ ॥ વળી

**जइ कालुणियाणि कासिया, जइ रोयंति य पुत्तकारणा,**
**दवियं भिक्खू समुट्ठियं, णो लब्भंति ण संठवित्तए ॥१७॥**

હવે તે સાધુને ફસાવવા તેનાં માતા પિતા પુત્ર સ્ત્રી વિગેરે તેની પાસે આવીને કરૂણાથી ભરેલાં વિલાપ તુલ્ય વચનો અથવા કૃત્યો કરે, તે આ પ્રમાણે—

**णाह पिय कंत सामिय अइवल्लह दुल्लहोसि भुवणंमि,**
**तुह विरहम्मि य निक्किव ! सुण्णं सव्वंपि पडिहाइ ॥१॥**

હે નાથ, હે પ્રિયકાંત સ્વામી ! તું અતિવલ્લભ ઘરને વિષે દુર્લભ છે, હે નિર્દય ! તારા વિરહમાં અમને બધું શૂન્ય લાગે છે !

**सेणी गामो गोट्ठी गणोव तं जत्थ होसि संणिहितो ।**
**दिप्पइ सिरिए सुपुरिस ! किंपुण नियगं घर दारं ॥२॥**

વળી તેઓ કહેછે કે આપણું સગાં વહાલાંનો શ્રેણિ (સમૂહ), ગામ, હૃદય ખોલવાની વાત, ગણુ અથવા જ્યાં તું હતો, ત્યાં બધે તું શોભાથી દીપતો ! માટે હે સુપુરૂષ ! અત્યારે તારાં ઘરબાર માટે તને શું કહેવું ? વળી પુત્રમાટે કોઈ સગાંતો રડે છે, અને કહે છે, કે હે પુત્ર ! તું તારા કુળને વધારનારો એક પુત્ર ઉત્પન્ન કરીને પછી દીક્ષા લેવા યોગ્ય છે ! આવી રીતે સગાં મિત્રોથી રોતાં રોતાં કહેવાયા છતાં પણુ તે રાગદ્વેષ રહિત હોવાથી અથવા મુક્તિને યોગ્ય સંયમ ક્રિયાને સમ્યક્ રીતે કરવા તૈયાર થએલ થવાથી તે સાધુને તેનાં સગાં નિર્મળ ભાવથી મુકાવવા કે તેને સાધુ વેષ ત્યજાવી ગૃહસ્થ બનાવવા શક્તિવાન થતાં નથી.

जइविय कामेहि लाविया, जइ णेज्जाहि ण बंधिउं घरं ।
जइ जीविय नात्र कंखए, णो लब्भंति ण संठवित्तए ॥१८॥

જો તે સગાં તે દીક્ષા લીધેલાને તેનું મન ચલાયમાન કરવા સુંદર ભોગોથી લલચાવે, આથી એમ સમજવું કે તેને રૂચે તેવા ઉપસર્ગો (કૃત્યો) કરે, અથવા કોમળ વચનો યુવક સાધુ હોય તો તેને બળ જબરીથી બાંધીને ઘેરે લાવે, આ પ્રમાણે તેને અનુકુળ કે પ્રતિકુળ ગમે તેવા ઉપસર્ગોથી પીડા કરે, તો પણુ તે સાધુ જીવિતનો અભિલાષી ન થાય, તેમ અસંયત (ગૃહસ્થ) જીવિતને પ્રશંસે નહિ, તે કાર-

ણુથી તેનાં સગાં તેને પોતાનો કરવા સમર્થ ન થાય, તેમ તેને ગૃહસ્થ ભાવમાં સ્થાપવા સમર્થ ન થાય.

सेहंति यणं ममाइणो, माय पिया य सुयाय भारिया।
पोसाहिण पासओ तुमं, लोग परंपि जहासि पोसणो ॥१९॥

કદાચિત્ તે માતા પિતા વિગેરે તે નવા દીક્ષિતને આ પ્રમાણે શીખવે કે અમે તારાં સ્નેહી છીએ, હે પુત્ર! તું જો! તારે માટે અમે કેવાં દુ:ખી છીએ? અથવા તારા પોષકના વિના અમારા આવા હાલ છે! તું બરોબર દેખનારો સૂક્ષ્મદર્શી છે, બુદ્ધિમાન છે! માટે અમારૂં પોષણ કર, નહિ તો પ્રવ્રજ્યા લેવાથી તેં આ લોક ત્યાગ્યો, અને અમારૂં પ્રતિપાલન ન કરવાથી પરલોકમાં પણ તારી સુગતિ નહીં થાય, કારણ કે દુ:ખી વડીલોની પ્રતિપાલના કરવાથી પુણ્ય પ્રાપ્તિ જ છે, વળી સાંભળ—

या गतिःक्लेश दग्धानां, गृहेषु गृहमेधिनां।
बिभ्रतां पुत्र दारांस्तु, तांगतिं व्रज पुत्रक ! ॥ १ ॥

ઘરમાં રહેલા ગૃહસ્થો જે કલેશથી દગ્ધ થએલા છે, તેમની જે ગતિ છે, તે ગતિ પુત્ર સ્ત્રીનું સુખ અનુપમ છે. તે મેળવીને તેમના આશીર્વાદથી હે પુત્ર! સુગતિ મેળવ! ।૧૯।

આ પ્રમાણે તે સગાંએ ઉપસર્ગ કરેલા ( લલચાવેલા )

કેટલાક ઢીલા મનવાળા કદાચિત્ એવું કરી દે, તે કહે છે, કે કેટલાક અલ્પ સત્ત્વવાળા મનુષ્યો માબાપ વિગેરેથી ભમાવેલા સમ્યગ્દર્શન આદિ આત્માના ગુણો વિના શરીર વિગેરે બધું જુદું છે તે ન જાણવાથી અન્યથી મૂર્છિત થઇને અસંવૃત પુરૂષો સારા અનુષ્ઠાનમાં મુંઝાય છે, અને વિષમ તે સંસાર ભ્રમણનો એક હેતુ એવો અસંયમ, તેને અસંયતો જે ઉન્માર્ગમાં ભવિષ્યના દુઃખો વિસારીને આદરે, તેવા પુરૂષોથી અથવા રાગદ્વેષોથી અનાદિ કાળના ભવાભ્યાસથી દુઃખે કરીને છેદાય તેવા વિષમ બંધનોથી ફસાઇને અસંયમી થાય, એટલે સાધુ પણ તેવા ગૃહસ્થોની કુસોબતથી પાછા ધૃષ્ટતા ધારણ કરીને પાપકર્મ કરતાં લજવાતા પણ નથી, ॥૨૦॥ એથી શું કરવું ? તે કહે છે.

**तम्हा दवि इक्ख पंडिए, पावाओ विरतेऽभिणि व्वुडे ।**
**पणए वीरं महाविहिं, मिद्धिपहं णे आउयं धुवं ॥ २१ ॥**

જે કોઈ માબાપ વિગેરેના મોહથી પાપકર્મમાં પ્રવૃત્ત થાય, તેને ભવિષ્યનાં કેવાં દુઃખો થાય તે તું મુક્તિ ગમન યોગ્ય ભવ્ય બનીને અથવા રાગ દ્વેષ ત્યાગીને જો, તથા સદ્વિવેક યુક્ત પંડિત બનીને અસદ્ અનુષ્ઠાન રૂપ પાપથી પાછો હટ, નિવૃત્ત થા, તે ક્રોધાદિ ત્યાગીને શાંતિવાળો આત્માને બનાવ, તથા પ્રણત તે વિનયવાન કર્મદારણમાં સમર્થ વીર પુરૂષો એ સેવેલ જ્ઞાનાદિ મોક્ષ માર્ગ તે મહા-

વીથિ છે. તથા તે મોક્ષે લેઇ જનાર અવ્યભિચારી( નિર્દોષ) છે. એવું સમજીને તે માર્ગ આદરવો, પણ અસદ્ અનુષ્ઠાન કરવા વાળા નિર્લજ ન થવું ॥ ૨૧ ॥

वेयालिय मग्गमागओ, मणवयसा कायेण संवुडो ।
चिच्चाविक्तं च णायओ, आरंभं च सुसंवुडेचरे ॥ २२॥
त्तिबेमि इतिवैतालीयाध्ययनस्य प्रथमोद्देशकः॥गाथा१२७॥

હવે ઉપદેશ આપીને ઉપસંહાર કરે છે.

કર્મોને વિદારણ કરનાર માર્ગમાં આવીને (ચારિત્ર ધારણ કરીને) મન વચન કાયાને કબજામાં લઇને પૂર્વે કહેલ વિત્ત જ્ઞાતિ સ્વજન તથા તેમને ખાતર થતો સાવદ્યારંભ ત્યાગીને ઇંદ્રિયો વશમાં લઇને તું સંયમ અનુષ્ઠાન સારી રીતે પાળજે, આવું સુધર્માસ્વામી જંબુસ્વામીને કહે છે.

બીજા વૈતાલીય અધ્યયનનો પહેલો ઉદ્દેશો સમાપ્ત.

## હવે બીજો ઉદ્દેશો કહે છે.

પહેલો કહીને હવે બીજો કહે છે, તેનો આ પ્રમાણે સંબંધ છે, ગયા ઉદ્દેશામાં ભગવંતે પોતાના પુત્રોને ધર્મદેશના કહી છે, અને અહીં પણ તેજ અધ્યયનનો વિષય હોવાથી કહે છે, સૂત્રોનો સૂત્ર સાથે આ સંબંધ છે, ગયા છેવટના સૂત્રમાં કહ્યું કે બાહ્ય દ્રવ્ય સ્વજન તથા આરંભનો પરિત્યાગ કરવો, તેમ અહીં પણ માન ત્યાગ કરવાનું

છે, તે ઉદ્દેશાનો અર્થાધિકાર સૂચવ્યો છે, તે સંબંધે આ-વેલા ઉદ્દેશાનું આ પહેલું સૂત્ર છે.

**तयस व जहाइ सेरयं, इति संखाय मुणी ण मज्जइ।**
**गोय न्न तरेण माहणे, अह सेयकरी अनेसी इंखिणी ॥१॥**

જેમ સાપ અવશ્યે ત્યાગવા યોગ્ય કાંચળીને ત્યાગે છે, તેમ આ સાધુ પણ રજ જેવાં આઠ પ્રકારનાં કર્મ અકષાય પણે રહીને ત્યાગે છે, આ પ્રમાણે કષાયનો અભાવ તે કર્મના અભાવનું કારણ છે, આવું જાણીને ત્રણ કાળને જા-ણનારો મુનિ મદ ન કરે, તેથી મદનાં કારણો બતાવે છે.

જેમકે કાશ્યપ ગોત્ર વિગેરે ઉત્તમ ગોત્રવાળો પોતે ગો-ત્રનો મદ કરે તે પ્રમાણે બીજાં સાત મદ સ્થાનો પણ છે.

અથવા પાઠાંતરમાં જે વિ ઉ શબ્દ છે તે વિવેકી વિદ્વાન્ હોય તે સાધુ જાતિ કુલ લાભ વિગેરેથી મદ ન કરે, પોતે સ્વયં મદ ન કરે, તેમ તેણે બીજાની દુગંછા પણ ન કરવી, તે કહે છે, કે અશ્રેયસકરી તે પાપકારી પરનિંદા પણ ન કરવી, હવે ગાથામાં કહ્યા પ્રમાણે મુનિ મદ ન કરે, તે સૂત્ર અવયવમાં સ્પર્શ કરનારી નિર્યુક્તિની બે ગાથાઓ કહેછે,

**तव संजमणाणेसुवि जइमाणो वज्जिओ महेसीहिं।**
**अत्त समुक्करिसत्थं किं पुण हीलाउ अन्नेसिं ? ॥ ४३ ॥**

जइताव निज्जर मओ पडिसिद्धो अट्ठमाण महणेंहिं।
अविसेस मयट्ठाणा परिहरियव्वा पयत्तेणं ॥ ४८ ॥

તપ સંયમ જ્ઞાન પ્રાપ્ત થયા પછી પોતાના ગુણો બીજાથી ઉત્તમ છે, તે કારણે જે માન ઉત્પન્ન થાય, તેપણ મહામુનિઓએ ત્યાગવા યોગ્ય છે, તો પરની નિંદા ત્યાગવાનું તો શું પૂછવું ? ॥ ૪૩ ॥

તે ક્યાં સુધી માન ત્યાગવાનું છે ? ઉ. મોક્ષ ગમનનો જે એક ખાસ હેતુ છે, તે નિર્જરાનો પણ મદ આઠ મદનો નાશ કરનાર તીર્થંકર પ્રભુએ નિષેધ્યો છે, તેથી જાતિ કુળ વિગેરેના આઠે મદો ખાસ પ્રયત્નથી ત્યાગવા યોગ્ય છે, ॥ ૪૪ ॥

હવે પરનિંદાના દોષો બતાવે છે, ॥ ૧ ॥

जोपरि भवइ परं जणं, संसारे परिवत्तई महं ।
अदु इंखिणिया उपाविया, इति संखाय मुणी ण मज्जइ ॥२॥

જે કોઈ અવિવેકી પુરૂષ પોતાના સિવાય બીજા માણુસનું અપમાન કરે છે તે માણુસ તે દુષ્ટ કૃત્યથી બંધાયલા પાપ વડે ચાર ગતિ રૂપ સંસાર ભવો દધિમાં અરઘટ્ટીના ન્યાય વડે અત્યર્થ મહન્ત (અનંત) કાળ ભ્રમણ કરે છે, પાઠાંતરમાં ચિરં શબ્દ છે, તેનો અર્થ આ છે કે

પરનિંદાથી ઘણો કાળ ભમે છે, 'અદુ' નો અર્થ અહીં 'એથી' છે, એથી એમ સમજવું કે પરનિંદાથી આટલું બધું પાપ (તુ શબ્દ એવ ના અર્થમાં છે) જ છે, અથવા પરનિંદા સ્વસ્થાનથી અધમસ્થાનમાં પાડનારી પાતિકા પર નિંદા છે, તેમાં આ જન્મમાં સુઘરનું દૃષ્ટાંત છે, અને પર લોક સંબંધી પુરોહિતનું દૃષ્ટાંત છે, કે જેને લીધે શ્વા તે-કૂતરા વિગેરેમાં તેની ઉત્પત્તિ થઈ છે, માટે પરનિંદા દોષ-વાળી જાણીને મુનિઓએ જાતિ વિગેરેનો મદ ન કરવો કે હું ઉત્તમ કુળવાળો, ભણેલો તપસ્વી છું, અને તું તો હીન જાતિનો મૂર્ખ ખાધરો છે, આવું કહીને બીજાને હલકો ન પાડે, પોતે અહંકારી ન બને, મદના અભાવમાં શું કરવું તે કહે છે.

**जेयावि अणायगे सिया, जेविय पेसग पेसए सिया,**
**जेमोण पयं उवट्ठिए, णो लज्जे समयं सया यरे ॥ ३ ॥**

જે સામાન્ય પુરૂષ અન્ય હોય તે દૂર રહો, પણ જેને કોઈ નાયક નથી, એવા અનાયક સ્વયંપ્રભુ ચક્રવર્ત્તી વિગેરે હોય, અને જે નોકરનો નોકર હોય, આ બંને જેણે મૌન-પદ તે સંયમ છે, તેને મેળવ્યો હોય, અર્થાત્ બંને જણે દીક્ષા લીધી હોય, તો ચક્રવર્ત્તી પહેલાં દાસનાદાસે દીક્ષા લીધી હોય તોપણ લજ્જા ન ધરતાં અથવા દાસને ચક્રવ-ર્ત્તી એ વાંદતા તેણે અહંકારી ન બનતાં બધી ક્રિયા એટલે

પરસ્પર વંદના કરવું જોઇએ, આ પ્રમાણે સમભાવને ધારણ કરી દરેક ભિક્ષુએ સંયમમાં ઉદ્યુક્ત થવું. ॥ ૩ ॥

**सम अन्नयरम्मि संजमे, मं सुद्धे समणे परिव्वए,**
**जे आवकहा समाहिए, दविए कालम कासि पंडिए ॥ ४ ॥**

હવે કઈ જગ્યાએ લજ્જા મદ ન કરવાં, તે બતાવે છે.

સમ તે સમભાવથી યુક્ત સામાયિક વિગેરે સંયમમાં અથવા સંયમ સ્થાનવાળા મુનિઓ સંખ્યાત ગુણવૃદ્ધિ વિગેરે છ સ્થાનમાં પડતા હોવાથી કોઈપણ સ્થાનમાં રહેલા અથવા છેદોપસ્થાપનીય વિગેરેમાં પોતે રહે, તે બતાવે છે.

સમ્યક્ શુદ્ધમાં અથવા પોતે સમ્યક્ શુદ્ધ શ્રમણ તપસ્વી હોય તે અથવા લજ્જા મદના (પૂર્વે બતાવ્યા પ્રમાણે) ત્યાગવડે સમાન મનવાળો બનીને સંયમમાં ઉદ્યમી બને,

પ્ર૦ કેટલો કાળ ?

ઉ૦ જેમ જીંદગી સુધી દેવદત્ત કે યજ્ઞદત્ત નામ કાયમ રહે તેમ સાધુનામ ધારીને આખી જીંદગી સુધી જ્ઞાન વિગેરેમાં આત્માને સ્થિર કરી અથવા શોભન અધ્યવસાય વડે સમાધિવાળો રાગ દ્વેષાદિ રહિત અથવા મુક્તિગમનની યોગ્યતા વડે ભવ્ય બનીને પંડિત સાધુ સદ્ અસદ્‌ના વિવેકથી ભૂષિત બની જીંદગી ગુજારે, અર્થાત્ દેવદત્તની કથા મરેલાની પણ થાય, પણ અહીંતો એમ સમજવું કે મરણ

પર્યંત લજ્જામદ પરિત્યાગીને સંયમ અનુષ્ઠાનમાં પ્રવર્ત્તવું.।૪।

પ્ર૦ શું આલંબીને આ કરવું.

ઉ૦ તે સૂત્રકાર કહે છે.

**दूरं अणु पस्सिया मुणो, तीतं धम्म मणागयं तहा।**
**पुट्ठे परुसेहिंमाहणे, अविहण्णू समयंमि रीयइ ॥ ५ ॥**

દૂર હોવાથી દૂર તે મોક્ષ છે, અથવા દૂર તે દીર્ઘ-કાલનો વિચાર કરીને કાળ ત્રણને જાણનારો મુનિ શું કરે તે કહે છે, અતીત ધર્મ (સ્વભાવ) તે જીવને ઉંચ 'નીચ' સ્થાનમાં જવાનો છે, તથા અનાગત ધર્મ ભવિષ્યની ગતિ વિચારીને લજ્જામદ ન કરવાં, તથા તે મુનિને દંડ કશા વિગેરેથી મારે, અથવા કડવાં વચનનાં મેહણાં મારે, અથવા સ્કંદક (ખંધક) મુનિના શિષ્યો મારવા માફક જીવથી મારે, તોપણ સંયમમાં કહેલા માર્ગે જાય, (સમભાવ ધારણ કરે) અથવા '**समयाऽहियासए**' આવો પાઠ છે, તેનો અર્થ એ છે, કે મુનિને ઉપસર્ગ મરણ ઘાતનો આવે તો પણ સમતા ભાવે સહન કરે, હવે બીજી રીતે ઉપદેશ આપે છે, પ્રજ્ઞામાં પૂર્ણ તે પટુપ્રજ્ઞ છે, અથવા **पण्हसमत्थे** પાઠ છે, તેનો અર્થ આ છે કે કોઇ પ્રશ્ન પૂછે, તેનો યોગ્ય ઉત્તર આપવા સમર્થ હોય, તે સર્વકાળ કષાયો વિગેરેને જીતે, (કષાય શબ્દ ઉપરથી લેવો) તથા સમતાવડે અહિં-સાદિ લક્ષણવાળા ધર્મને કહે, તથા સૂક્ષ્મ સંયમમાં પણ

જે કરવાનું (ક્રિયા) હોય, તેનો મુનિ વિરાધક ન થાય, તેમજ બીજાથી મરાતો કે પૂજાતો હોય તો પણ ન ક્રોધી થાય, કે નમાની થાય, આજ માહણ અથવા યતિ છે, ।૬।

**बहुजण ण मर्णमि संवुडो, सव्वट्ठेहिं णरे अणिस्सि ।**
**हरए व सया अणाविले, धम्मं पादु र कासि कासवं ॥ ७ ॥**

ઘણા માણસોને પોતાના ગુણોથી નમાવે, અથવા ઘણા માણસો તેને નમે સ્તુતિ કરે, તે બહુજન નમન ધર્મ છે, તે ધર્મનેજ ઘણા જનોએ પોતપોતાના આશયો વડે પોતે માનેલા તત્ત્વોની પ્રશંસા કરતાં કહે છે.

પ્ર૦ શા માટે પ્રશંસા કરે ?

ઉ૦ તેના સંબંધે દૃષ્ટાંત કહે છે.

રાજગૃહ નગરમાં શ્રેણિક મહારાજ રાજ્ય કરે છે, કોઈ વખત તે રાજાને પોતાના ચાર પ્રકારની બુદ્ધિના નિધાન પુત્ર સાથે રાજ્યસભામાં બેઠા પછી અનેક વાતો થતી, તેમાં એક વખત આ વાત થઈ, કે આ લોકમાં ધર્મી પુરૂષો ઘણા છે કે અધર્મી ? ત્યારે ત્યાં બેઠેલી પર્ષદાએ કહ્યું કે અહીં અધર્મીઓ ઘણા છે, પણ ધર્મતો સોમાં કદાચ એકાદ કરતો હશે ! ત્યારે રાજાએ અભયકુમારનો અભિપ્રાય પૂછયો, તેણે કહ્યું, મહારાજ ! પ્રાયે લોકો બધાએ ધર્મીજ છે, છતાંપણ જો એમાં શંકા હોય તો પરીક્ષા કરો, પર્ષદાએ કહ્યું, એમ

હો! તેથી રાજાની આજ્ઞાલઇ અભયકુમારે બે મહેલ (સભા-મંડપ) કરાવ્યા, એક ધોળો અને બીજો કાળો, અને નગરમાં દાંડી પીટાવી, કે જે અહીં ધર્મી હોય, તે બધાએ માણુસો ધોળા મંડપમાં પૂજાનો સામાન (બલિ) લઇને આવો, અને જે અધર્મી હોય તે કાળા મંડપમાં આવો, તેથી બધાએ માણુસો ધોળા મંડપમાં પેઠા તેમાંથી પાછા નીકળતાં અભયકુમારે બધી પર્ષદાની ખાતરી કરવા તેમની સમક્ષ પૂછવા માંડયું કે તમે ધોળા મંડપમાં કેવી રીતે પેઠા? તમે કેવી રીતે ધર્મી છો? ત્યારે કોઇએ કહ્યું, કે હું ખેતી કરનારો છું, મારા પાકેલા અનાજમાંથી અનેક પક્ષીઓ ચુંગે છે, તથા ખળામાંથી અનેક ભિક્ષુકોને હું દાણા આપું છું, તેથી મને દાન ધર્મ છે, બીજો બોલ્યો હું બ્રાહ્મણ છું, ગૃહસ્થનાં દેવપૂજા ગુરૂસેવા આદિ છ કર્મમાં રક્ત રહીને તથા બહુ શૌચ સ્નાન વિગેરેથી વેદમાં કહેલ અનુષ્ઠાન પ્રમાણે પિતૃદેવો (મરી ગયેલા બાપદાદાઓ)ને તૃપ્ત કરૂં છું (બ્રાહ્મણોની આ ક્રિયા છે કે મરેલા વડીલોને યાદ કરી તેમના નામે પાણી ઉછાળે, મૃત્યુના દિવસે શ્રાદ્ધ કરે તે પ્રમાણે બીજાઓને પણ કરાવે, તેમની આ માન્યતા છે કે સપુત પુત્ર પિતા દાદાના નામે જે દાન વિગેરે કરે તે ત્યાં પહોંચે છે) ત્રીજો કહે, હું વાણીયાના કુળનો કુળગોર છું ભિક્ષા વિગેરે દાન લેઉં છું અને આશીર્વાદ આપું છું તે માટે

ધર્મ છે, ચોથો બોલ્યો કે હું સારા કુળમાં જન્મેલો પુત્ર છું, ન્યાયે આવેલા દ્રવ્યથી મારા બીજા આધાર વિનાના કુટુંબને પાળું છું. પછી ચંડાળ બોલ્યો, હું મારા કુળમાં ચાલ્યા આવેલા ધર્મવડે ચાલું છું, અને મારા આશ્રયે ઘણા એ પશુપક્ષીઓ (મરેલાં ઢોરનું માંસ ખાનારાં) જીવે છે, આ પ્રમાણે બધાએ પોતપોતાનો વ્યાપાર કે કૃત્ય ધર્મમાં નિયોજવા લાગ્યા, ત્યાર પછી બીજી તરફ નજર કરતાં કાળા મંડપ તરફ પેઠેલા બે શ્રાવકો જોયા, તેમને પૂછયું કે તમે શું અધર્મ આદર્યો છે? ત્યારે એકે કહ્યું કે મેં એકવાર કુવ્યસન (નશો) કર્યો છે, અને બીજો બોલ્યો કે હું એકવાર જુઠું બોલ્યો, માટે અમે પાપી છીએ, ધન્ય છે, સાધુઓને કે જેઓ લીધેલી પ્રતિજ્ઞાઓને બરોબર પાળે છે, માટે તેઓજ ધર્મી છે, અમારી આ દશા છે, કે—

अवाप्य मानुषं जन्म लब्ध्वा जैनं च शासनं।
कृत्वा नि वृतिं मद्यस्य, सम्यक्साऽपि न पालिता ॥ १ ॥

આ વૃતભંગથી અમે અધર્મી છીએ તે કહે છે,

अनेन व्रत भगेन, मन्यमाना अधार्मिकम्।
अधमा धम मात्मानं, कृष्ण प्रासाद माश्रिताः ॥ २ ॥

હે મહારાજ! અમે આવા વ્રતભંગથી આત્માને અધર્મી અધમ અધમ માનીને કાળા મંડપમાં આવ્યા છીએ, કારણ કે—

लज्जां गुणौघ जननीं जन नीमिवार्या,
मत्यंत शुद्ध हृदया मनु वर्त्तमानाः
तेजस्विनः सुख मसू नपि संत्यजन्ति,
सत्यस्थिति व्यसनिनो न पुनः प्रतिज्ञाम् ॥ ? ॥

સત્યાગ્રહી પુરૂષો તેજસ્વી હોવાથી પ્રાણ ત્યજવા કબૂલ કરે છે, પણ ગુણોનો ઓઘ ઉત્પન્ન કરનારી ઘણાજ શુદ્ધ હૃદયમાં રહેલી પવિત્ર માતા જેવી લજ્જાને અનુસરનારા પોતાની કરેલી નિર્મળ પ્રતિજ્ઞાને છોડતા નથી.

वरं प्रवेष्टुं ज्वलितं हुताशनं, न चापि भग्नंचिर संचितं व्रतं ।
वरंहिमृत्युः सुविशुद्ध चे तसो, न चापि शीलस्खलि तस्य जि-
वितं ॥ ४ ॥

અગ્નિના બળતામાં પેસીને મરવું સારૂં, પણ ઘણાકાળસુધી વ્રત પાળીને પછી ભાગવું સારૂં નહિ, સુવિશુદ્ધ ચિત્તવાળાને મૃત્યુ સારૂં પણ શીલખંડન કરીને જીવવું સારૂં નહિ.

ઉપરના દૃષ્ટાંતથી સાર એ આવ્યો કે કૃષ્ણ એ શ્રાવકે લોકોત્તર ધર્મ જાણીને પોતાની ખરી ભૂલો શોધી પશ્ચાત્તાપ કર્યો, બાકી દરેકે લોકમાં મનાયેલા ધર્મને માનીને ધર્મી બન્યા, તે પ્રમાણે બધાએ ધર્મી બનતાં ધર્મ બહુજનને નમન કરવા યોગ્ય સિદ્ધ થયો, તેથી લોકમાં તો કિંચિત

અંશે ધર્મ છે, પણ સાધુ ધર્મતો સંપૂર્ણ છે, તેમાં સંવૃત તે સમાધિવાળા બનીને સાધુ પુરૂષે સર્વાર્થ તે બાહ્ય અભ્યંતર ધનધાન્ય સ્ત્રી વિગેરેનો મમત્વ રૂપ પરિગ્રહ છોડીને તેનાથી અપ્રતિબદ્ધ પણે ધર્મ પ્રકાશે, તેનું દૃષ્ટાંત ઘટાવે છે, કે જેમ પાણીનો કુંડ સ્વચ્છ પાણીથી ભરેલો હોય, તેમાં 'અનાવિલ' તે અનેક માછલાં વિગેરે જલચરો દોડાદોડ કરે તો પણ તે અનાકુળ અથવા અમલિન (નિર્મળ) રહે, તેમ સાધુને અનેક કષ્ટ આવે તો પણ પોતે ક્ષાંતિ વિગેરે ૧૦ પ્રકારનો ધર્મ પ્રકટ કરે, અથવા પોતે નિર્મળ ચારિત્ર પાળીને ભવ્ય જીવોને પ્રતિબોધવા માટે ક્ષાંતિ વિગેરે દશ પ્રકારનો તીર્થંકરનો કહેલ સાધુધર્મ કહી બતાવે, સૂત્ર રચના હોવાથી વર્ત્તમાન કાળને બદલે ભુતકાળનું રૂપ ગાથામાં લીધું છે.

बहवे पाणा पुढोसिया, पत्तेयं समयं समीहिया,
जो मोणपदं उवट्ठिते, विरतिं तत्थ अकासि पंडिए ॥८॥

હવે બહુ માણસોને નમવા યોગ્ય ધર્મમાં રહીને કેવો ધર્મ પ્રરૂપે, તે કહે છે, અથવા બીજો ઉપદેશ શાસ્ત્રકાર કહે છે, દશ પ્રકારના તે પાંચ ઇંદ્રિયો ત્રણ બળ અને શ્વાસોશ્વાસ આયુ એ દશ પ્રાણને આશ્રયી જીવનું એકમેકપણું તેની સાથે હોવાથી પ્રાણીઓના અનેક ભેદો છે, તે બહુ જીવો પૃથ્વીકાય વિગેરેમાં સૂક્ષ્મ બાદર પર્યાપ્ત અપર્યાપ્ત અથવા નરક વિગેરે ચાર ગતિ આશ્રયી છે. તેઓ સંસારમાં

રહેલા છે, તે દરેક જુદા જુદા સ્થાનમાં કે કાયામાં રહેવા છતાં તે બધામાં સમાનપણે દુઃખનો દ્વેષ અને સુખ પ્રિય હોવાથી તે દેખીને અથવા બધામાં સમપણે તે માધ્યસ્થ ધારણ કરીને મૌનીંદ્ર પદ તે સંયમમાં રહીને તે સાધુ તે અનેક ભેદથી ભિન્ન પ્રાણી સમૂહમાં દુઃખ અપ્રિય સુખ પ્રિય સમજીને તેના ઉપઘાતના કૃત્ય (જીવહિંસા) માં વિરતિ કરે, (દુઃખ ન દે), કોણ વિરતિ કરે ? પાપથી ડીન તે પાપ અનુષ્ટાનથી દૂર રહેનાર પંડિત હોય તે, અર્થાત્ પંડિત તે જ છે કે જે બીજા જીવોને દુઃખ ન દે, વળી—

**धम्मस्स य पारए मुणी, आरंभस्सय अंतए ठिए,**
**सोयंति य णं ममाइणो, णो लब्भंति णियं परिग्गहं ॥९॥**

શ્રુત, ચારિત્ર એ બે ભેદે ધર્મ છે, તેના પાર જનારો તે પારગ છે, તે સાધુ સિદ્ધાંતનો પાર ગામી અથવા સમ્યક્ ચારિત્રનું અનુષ્ઠાન કરનારો છે, તેમાં ચારિત્રને આશ્રયી કહે છે, કે સાવદ્ય અનુષ્ઠાનરૂપ આરંભના અંત તે અભાવ-રૂપમાં રહે, તે મુનિ છે, જેઓ પાપારંભને છોડતા નથી, તે અકૃત ધર્મા (અધર્મીઓ) છે, તેઓ મરણ સમયે કે દુઃખ આવતાં શોચ કરે છે, (ણં વાક્યાલંકારમાં છે) અથવા તેવા અધર્મીઓ વહાલાંના મરણમાં અથવા ધન નાશ થતાં 'મમાઇણો' કે તે મ્હારાં હતાં અથવા હું તે ધનનો માલિક હતો, એમ શોક કરે છે, આવી રીતે અજ્ઞા-

નતાથી વિલાપ કરવા છતાં પણ પોતાના આત્મા સમાન વહાલો ગણી ગ્રહણ કરેલ પરિગ્રહ સોનું ચાંદી વિગેરે ધન કે ઇષ્ટ સ્વજન જે નાશ પામેલ કે મરી ગયેલ હોય તેને તે ગૃહસ્થો મેળવી શકતા નથી,

અથવા ધર્મના પારગ મુનિ જે આરંભથી દૂર થયેલ હોય, તેને પાછાં સગાં માતા પિતા વિગેરે મળતાં મમત્વ યુક્ત તે સ્નેહાળુ બનીને તેને પાછો મેળવવા વિલાપ કરે છે, તો પણ તે આત્માર્થી સાધુને ગૃહસ્થપણે બનાવી શકતાં નથી;

इह लोग दुहावहं विऊ, परलोगे य दुहं दुहावहं,
विद्धं सण धम्म मेवतं, इति विज्जं को अगार मावसे ॥१०॥

આમાં નાગાર્જુનીયા આ પ્રમાણે કહે છે,

सोऊण तयं उव ट्ठयं, के इ गिही विग्घेण उट्ठिया,
धम्मंमि अणुत्तरे मुणी, तंपि जिणिज्ज इएण पंडिए ॥१॥

તે મુનિને આવેલો સાંભળીને તેનાં કેટલાંક સંસારી સગાં તેને ઉત્તમ ધર્મમાં વિઘ્ન કરવા તૈયાર થાય, તો પણ પંડિત સાધુ ઉપર બતાવેલા ઉપાયોવડે મન દૃઢ કરીને તેમના ફંદઃમાં ન ફસાય, તે ૧૦ મી સૂત્ર ગાથામાં કહે છે, આજ લોકમાં સોનું ચાંદી કે સગાં વિગેરે દુઃખદાયી થાય છે, તે ઉત્તમ સાધુએ જાણવું જોઇએ, તે કહે છે,

अर्थानामर्जने दुःख, मर्जितानां च रक्षणे,
आये दुःखं व्यये दुःखं, धिगर्थं दुःख भाजनं ॥१॥

પૈસો મેળવવામાં કષ્ટ અને મેળવ્યા પછી રક્ષણનું દુઃખ આવકમાં દુઃખ અને ખર્ચ કરતાં પણ દુઃખ એટલે સર્વત્ર દુઃખનું ભાજન હોવાથી હે અર્થ ! તને ધિક્કાર છે !

વળી કહે છે, કે

रेवापयः किसल यानि च सल्लकीनां,
विन्ध्योप कंठ विपिनं स्वकुलंच हित्वा;
किं ताम्यसि द्विप ! गतोऽसि वशं करिण्याः
स्नेहो निबंधन मनर्थं परम्परायाः ॥ १ ॥

નર્મદાનું નિર્મળ પાણી સલ્લકીનું કોમળ ઘાસ વિંધ્યાટવીના સમીપ શાંત ઝાડીમાં રહેવાનું છતાં પોતાનો સમૂહ ત્યાગીને બનાવટી હથણીના વશમાં તું શા માટે ગયો ? અને જવા પછી હવે દુઃખ આવતાં શામાટે રડે છે ? કારણ કે અનર્થ પરંપરાનું મુખ્ય બંધન સંસારી સ્નેહ છે ! (હે હાથી ! તું તે શું ભૂલી ગયો હતો ?) આ લોક માફક પરલોકમાં પણ દુઃખ છે, તે કહે છે, કે જે સોના ચાંદી કે સગાં વિગેરે ઉપર મમત્વ રાખે છે, તેનાથી બંધાયલાં ચીકણાં કર્મ વડે ત્યાં દુઃખ ભોગવે છે, એટલે પરલોક તે નરકતિર્યંચમાં જે હાલ કોઇ પણ જીવ દુઃખ ભોગવે છે, તે

પૂર્વ ભવે સ્નેહીઓના ખાતર કરેલાં દુષ્ટ કૃત્યો જ છે, વળી તે મેળવેલું ધન કે સંસારી સગાંનો સંબંધ પણ વિધ્વંસન ધર્મ તે નાશ પામવાના સ્વભાવવાળો છે, આવું જાણીને ગૃહવાસમાં કયો વિદ્વાન્ માણુસ બેસી રહે, અથવા ફરી ગૃહ પાસમાં પોતે બંધાય? કહ્યું છે કે

**दारा परिभवकारा बंधुजनो बंधनं विषं विषयाः**
**कोयं जनस्य मोहो? ये रिपवस्तेषु सुहृ दाशा ॥१॥**

જ્યાં ત્યાં અપમાન પામવાનું કેદખાનું સ્ત્રી છે, બંધુજન તે બંધન છે, વિષયો વિષ રૂપે છે, છતાં માણુસને આ કેવો ખોટો મોહ છે કે જેઓ ખરી રીતે શત્રુઓ છે, તેમના ઉપર મિત્ર તરીકે આશા રાખે છે! ॥૧૦॥ ફરી ઉપદેશ આપે છે.

**महयं पलिगोव जाणिया, जावि य वंदण पूयणा इहं,**
**सुहुमे सल्ले दुरुद्धरे, विउमंता पयहिज्ज संथवं ॥ ११ ॥**

સંસારીઓને દુઃખથી ત્યજાય, તેવો હોવાથી મહાંત છે, અથવા મહાન્ સંરંભથો પરિગોપણુ ( બચાવ ) થાય તે પરિગોપ દ્રવ્યથી કાદવ વિગેરે છે, અને ભાવથી સંસારી સગાંનો સ્નેહ છે, તેનું સ્વરૂપ અથવા તેનાં કડવાં ફળ જાણીને દીક્ષા લીધા તે મુનિને પછી રાજા વિગેરે કાયા વિગેરેથી વંદન તથા વસ્ત્ર પાત્ર વિગેરેથી જે પૂજન સત્કાર કરે, તો પણુ આ લોકમાં અથવા જિનેશ્વરની આજ્ઞામાં રહેલ

મુનિ તે વંદન પૂજનને પૂર્વે કરેલા શુભ કૃત્યનું ફળ જાણીને અહંકાર ન કરે, શા માટે? ઉ—એ ગર્વરૂપ સૂક્ષ્મ શલ્ય છે, અને તે શલ્ય ઝીણું હોવાથી કાઢવું દુર્લભ છે, માટે વિદ્વાન્ તે સદ્ અસદ્‌નો વિવેક જાણનારો બનીને ગૃહસ્થોના વિશેષ પરિચયને ત્યજે, અહીંનાગાર્જુનીયા કહે છે,

**पलिमंथ महं वियाणि या, जाऽविय वंदण पूयणा इहं,**
**सुहुमं सल्लं दुरुद्धरं, तंपि जिणे एएण पंडिए ॥ १ ॥**

સ્વાધ્યાય ધ્યાનમાં તત્પર એકાંત નિઃસ્પૃહ સાધુને બીજા લોકોથી વંદન પૂજન વિગેરે સત્કાર થાય છે, તે પણ તેના સદનુષ્ઠાનમાં અથવા સુગતિમાં મહાન્ વિઘ્ન છે, એટલે શબ્દ (ગાયન) વિગેરેમાં પ્રેમ તો દૂર રહો, પણ સત્કારથી પણ વિઘ્ન થાય છે, તે જાણીને તે પ્રમાણે પૂજનથી અહંકારનું શલ્ય દુરૂદ્ધર થતું હોવાથી તેનો પણ પંડિત સાધુ જય કરે. તે જય કરવાનો ઉપાય બતાવે છે, ॥૧૧॥

**एगे चरे (र) ठाण मासणे, सयणे एगे (ग) समाहिएसिया;**
**भिक्खू उवहाण वीरिए, वइगुत्ते अज्झत्त—संवुडो ॥ सू. १२ ॥**

એક તે દ્રવ્યથી બીજાની સહાય વાંછવા વિના એકલવિહારી થાય, અને ભાવથી એક તે રાગદ્વેષ રહિત બનીને વિચરે, તથા સ્થાન—તે કાયોત્સર્ગ વિગેરે એકલો જ કરે, અને આસન ઉપર બેઠેલો. પણ રાગદ્વેષ રહિત જ બેસે, શયનમાં

સૂતેલો પણ રાગદ્વેષ રહિત બની સમાધિવાળો તે ધર્મ વિગેરેના ધ્યાન યુક્ત થાય, તેનો સાર આ છે, કે ઉત્તમ સા બધી અવસ્થાઓમાં તે ચારિત્ર પાળવામાં બેસવામાં સુવામાં રાગ દ્વેષ છોડીને સમાહિત ( સમતા વાળો ) થાય, તથા ભિક્ષાર્થી નિર્વાહ કરનાર ઉપધાન તે તપ તથા શક્તિ (વીર્ય) વાળો એટલે યથાશક્તિ તપ કરવામાં ઢીલો ન થાય, તથા વાગ્ ગુપ્ત તે સારી રીતે વિચારોને બોલનારો તથા અધ્યાત્મ (મન) વડે સંવૃત ભિક્ષુ અને (મનમાં રાગ દ્વેષના સંકલ્પ વિકલ્પ ન કરે,) ॥૧૨॥ વળી.

**णो पीहे ण यात्र पंगुणे दारं सुन्न घरस्स संजए,**
**पुट्ठेण उदाहरे वयं, ण समुच्छे णो संथरेतणं ॥ १३ ॥**

કોઈ સાધુ શયનના કારણે એકાંત શૂન્ય ઘરમાં રહ્યો હોય, ત્યાં સાધુ કમાડ વિગેરેથી તે મકાનના દરવાજા ન ઢાંકે, તેમ કમાડને હલાવે પણ નહિ, તેમ બંધ બારણાંને ઉઘાડે નહિ, ત્યાં રહેતાં અથવા બીજે સ્થળે કોઈ ધર્મ પૂછે, તો સાવદ્ય ભાષા ન બોલે, અને મૌન વ્રતનો અભિગ્રહ લીધેલો કે જિનકલ્પી વિગેરે નિરવદ્ય ભાષા પણ ન બોલે, તથા ઘાસ કે કચરો પડયો હોય, તે સાફ કરવા બહાર ન કાઢે, તેમ અભિગ્રહવાળો સૂવા માટે તે ઘાસનો ઉપયોગ પણ ન કરે, તો કાંબળ વિગેરેની તો પાથરવાની તેને આશા ક્યાંથી હોય ? અથવા બીજો સાધુ પણ પોલું ઘાસ ન

પાથરે, (આ ઉત્કૃષ્ટ ચારિત્ર પાળનારાઓ માટે છે, સામાન્ય સાધુ માટે ગુરૂ કહે તેમ કરવું.)

**जत्थ अत्थमिए अणाउले, समविसमाई मुणीऽहियासए।**
**चरगा अदुवावि भेरवा, अदुवातत्थ सरीसिवा सिया ॥१४॥**

મુનિ વિહાર કરતાં જે સ્થળે સૂર્ય આથમે તે સ્થળે જ કાયોત્સર્ગ વિગેરેથી રહે, ત્યાં સમુદ્ર નદી વિગેરેમાંથી મગર વિગેરે આવીને ઉપદ્રવ કરે તો પણ આકુળ ન થાય, તથા સૂવાની જગ્યા કે આસન અનુકૂળ કે પ્રતિકૂળ આવે, તો પણ સંસારનું સ્વરૂપ યથાયોગ્ય જાણનારો મુનિ હોવાથી રાગદ્વેષ કર્યા વિના સમભાવે સહે, તથા શૂન્ય ઘરમાં રહેતાં ત્યાં ઉડનારાં ડાંસ મચ્છર વિગેરે અથવા ભયંકર અવાજવાળો રાક્ષસ કે શિયાળીઆં અથવા ત્યાં સાપ વિગેરે રહેતાં હોય, અને તે આવીને ઉપદ્રવ કરે તો પણ સમ્યક પ્રકારે સહન કરે, ॥ ૧૪ ॥ હવે ત્રણ પ્રકારના ઉપસર્ગો સહન કરવાનું બતાવે છે,

**तिरिया मणुयाय दिव्वगा उवसग्गा तिविहाऽहियासिया,**
**लोमादीयं ण हारिसे, सुन्नागार गओ महामुणी ॥१५॥**

તિર્યંચ તે સિંહ વાઘ વિગેરેએ કરેલા તથા મનુષ્યોએ અનુકૂળ પ્રતિકૂળ કરેલા તે સત્કાર પુરસ્કાર અથવા દંડા કે ચાબખાથી મારેલા મારથી અથવા દેવતા

સંબંધી તે વ્યંતર વિગેરે હાસ્ય કે પ્રદ્વેષ વિગેરેથી મુનિને પજવે, આવા ત્રણે પ્રકારના પરિસહોથી સાધુ વિકાર ન પામતાં સમતાથી સહે, તે બતાવે છે, એટલે ભયથી રોમ પણ ઉંચું ન કરે, અથવા જો રોમ પણ ઉંચું ન કરે ન કંપાવે, તો ત્રણે પ્રકારના ઉપસર્ગો તેણે સહન કરેલા જાણવા, રોમ સાથે આદિ શબ્દથી જાણવું કે જેમ ભયથી રોમ ન કંપાવે, તેમ ભૂત વ્યંતરના ચાળાથી પોતે નજર કે મોઢું પણ વિકારવાળું ન કરે, અને શૂન્યગૃહ લેવાથી જિન કલ્પી વિગેરે મહા મુનિ મસાણમાં રહેલો હોય તો પણ તે કંપે નહિ,

**णो अभिकंखेज्ज जीवियं, नोऽविय पूयण पत्थए सिया,**
**अब्भत्थ मुविंति भेरवा, सुन्नागार गयस्स भिक्खुणो ॥१६॥**

વળી તે ભૈરવ વિગેરેના કરેલા ઉપસર્ગથી પીડાયલો જીવિતનો આકાંક્ષી ન બને, અર્થાત્ જીવિતનો મમત્વ મુકીને પરિસહો સહે, તેમ ઉપસર્ગોને સહેવાથી પૂજાનો વાંછક પણ ન બને, આ પ્રમાણે જીવિત કે પૂજાથી નિરપેક્ષ બનીને વારંવાર સહે, અને તે શિયાળીયાં પિશાચો વિગેરેના ભયંકર ઉપદ્રવો ધીરે ધીરે સહેવાનો અભ્યાસ થવાથી તે સમીપ આવે છે, અર્થાત્ શૂન્યાગાર વિગેરે સ્થાનમાં રહેલ સાધુને નીરાજિત (        ) વારણની માફક શીત ઉષ્ણ વિગેરેથી થએલ ઉપસર્ગો પછી સુખેથી સહાય છે. ફરી ઉપદેશ આપે છે.

**उवणीय तरस्स ताइणो, भयमाणस्स विविक्क मासणं।**
**सामाइय माहू तस्स जं, जोअप्पाण भए ण दंसए॥ १७॥**

આત્માને સમીપમાં જેણે લીધો, અથવા જ્ઞાનથી જેણે આત્માને ઓળખ્યો, તથા તેણે અતિશે ઓળખ્યો તેથી તે ઉપનીતતર આત્મજ્ઞ છે, તથા પરઆત્માની રક્ષા કરનાર તે તાયી છે, અથવા ત્રાયી તે સમ્યકત્વને પાળક છે, તથા સ્રી પશુપંડકથી વર્જિત સ્થાન અથવા જ્યાં બેસાય તે આસન કે વસતિ છે, તે વાપરે છે, આવા મુનિને સર્વજ્ઞો સમભાવ રૂપ સામાયિક વિગેરે ચારિત્રવાળો કહે છે, તેથી ચારિત્ર-વાળાએ ઉપર બતાવેલ નિયમવાળા થવું, તથા પરિસહ ઉપસર્ગથી ભય આવતાં આત્માને ડરવાળો ન બનાવે, (ન ડરે) તેને સર્વજ્ઞો ચારિત્રીઓ કહે છે, ॥ ૧૭ ॥

**उसिणोदगतत्त भोइणो, धम्मट्ठियस्स मुणिस्स हीमतो।**
**संसग्गि असाहू राइहिं, असमाही उ तहा गयस्सवि॥ १८॥**

ત્રણ ઉકાળાનું પાણી પીનાર, અથવા ઉંના પાણીનું ઠંડું ન કરવાથી તપેલું (ઉનું) પાણી પીએ, (ઘણા ઠંડાની આકાંક્ષા ન રાખે) તથા શ્રુત ચારિત્ર નામના ધર્મમાં રહી અ સંયમમાં લજ્જા એટલે પાપથી શરમાતો રહે, તેવા ધર્મ સાધક મુનિને પણ રાજા વિગેરેનો સંબંધ રાખતાં અન-ર્થના ઉદયનો હેતુ થવાથી યથોક્ત અનુષ્ઠાન કરવા છતાં પણ અસમાધિજ થાય, પણ બરોબર સ્વાધ્યાય વિગેરે ન થાય, ।૧૮।

ત્યજવા યોગ્ય દોષોને બતાવી હવે ઉપદેશ આપવા કહે છે.

अहिगरण कडस्स भिक्खुणो, वयमाणस्स पसज्झ दारुणं ।
अट्ठे परिहायती बहू, अहिगरणं न करेज्ज पंडिए ॥ १९ ॥

અધિકરણ તે કલહ છે, તે કરનારો અધિકરણ કર સાધુ છે તે ક્લેશની કરનારી દારૂણ ભાષા બોલે તો તેનો અર્થ તે મોક્ષ, અથવા મોક્ષનું કારણ સંયમ છે, તે ધ્વંસ થાય છે, તેનો સાર આ છે, કે ઘણાકાળે અઘોર તપસાથી મોટું પુણ્ય બાંધ્યું હોય, તે પુણ્ય કલહકારી સાધુ પરને ઉપઘાત કરનારી ભાષા જો બોલે તો તે ક્ષણેજ નાશ પામે છે, તે કહે છે,

जं अज्जियं समीखल्लएहिं, तव नियम बंभ मइएहिं ।
माहु तयं कलहंता छड्डे अह सागपत्तेहिं ॥ १ ॥

જે પુણ્ય મહાકષ્ટે તપ નિયમ બ્રહ્મચર્યથી બાંધ્યું હોય, તે કલહ કરતાં થોડીવારમાં નષ્ટ થાય છે, એટલે જેમ શમીવૃક્ષનાં પાંદડાં ઝીણાં હોય તેનાવડે થોડું થોડું એકઠું કરે, અને શાકનાં મોટાં પાનવડે ખાલી કરી દેવાય, (અર્થાત પાઇ પાઈ બચાવીને ઘણે વર્ષે લક્ષાધિપતિ થાય અને એકવાર ગફલત થતાં કોઇ ધૂર્તના ફાંસામાં ફસતાં બધી પૂંજી એક વખતમાં તણાઈ જાય.) માટે આવું જાણીને જરાપણ કલહ સદ્અસદ્‌ના જાણનાર વિવેકી પુરૂષે ન કરવો.

**सीओ दग पडि दुगंच्छिणो, अपडिण्णस्स लवावसप्पिणो,**
**सामाइय माहु तस्सजं, जो गिहिमत्तेऽसणंनभुंजती ॥ २० ॥**

આ પ્રાસુક ( કાચું ) પાણીની દુગંછા કરનાર આત્માર્થી સાધુને નિયાણું ન હોય, તથા તે લવ તે કર્મ, તેનો અવસર્પિ તે ત્યાગી હોય તથા ગૃહસ્થના કાંસા વિગેરેના પાત્રમાં ન જમે, તેને સમભાવવાળું સામાયિક સર્વજ્ઞો કહે છે.

**णय संखयमाहु जीवियं, तहविय बालजणो पगब्भइ ।**
**बाले पावेहिं मिज्जती, इतिसंखाय मुणो ण मज्जती ॥ २१ ॥**

કાળના પર્યાય ( મોત આવે ) થી તુટેલું જીવિત (આયુ) ફરી સંધાવું શક્ય નથી, આવું જાણવા છતાં પણ બાળ (અજ્ઞાન) જન પાપ કરવામાં ધૃષ્ટ (હઠીલો) થાય છે, અસત્ (અકૃત્ય) અનુષ્ઠાનથી લજવાતો નથી, એવો પાપી માણસ બાળ જેવો અનેક પાપોથી મપાય છે, અથવા મેય તે ધાન્ય વિગેરે જેમ પ્રસ્થકના માપાથી મપાય છે, તેમ તે પોતાના પાપોથી ગણ્યા થાય છે, એ પ્રમાણે જાણીને યથાવસ્થિત પદાર્થનો વેત્તા મુનિ મદ ન કરે, અર્થાત્ તેવાં પાપકૃત્યોમાં હું ઠીક કરનારો છું, એવો ખોટા હઠવાદનો મદ ન કરે.

**छंदेण पले इमापया, बहुमाया मोहेण पाउडा ।**
**वियडेण पलिंति माहणे, सीउण्हं वयसाऽहियासए ॥ २२ ॥**

પોત પોતાના અભિપ્રાય (છંદ) પ્રમાણે કુગતિગમનના

હેતુને પણ ધર્મ માનનારા પણ કેટલાક લોક છે, તે ગતિમાં લીન થાય છે (ભ્રમણ કરે છે) જેમકે કોઇતો બકરા વિગેરેના વધને પણ પોતાના અભિપ્રાયમાં હઠવાદી બનીને ધર્મ બતાવે છે, કેટલાક તો સંઘ વિગેરેને આશ્રયી દાસીદાસ ધન ધાન્યાદિનો પરિગ્રહ કરે છે, વળી કેટલાક કપટીઓ વારંવાર ઉત્પ્રોક્ષણ શ્રોત્ર સ્પર્શન વિગેરે કુકકુટથી મુગ્ધ પુરૂષોને ફસાવે છે, તેઓ કહે છે.

कुकुट साध्यो लोको, नाकुकुटतः प्रवर्त्तते किंचित् ।
तस्मा ल्लोकस्यार्थे पितरमपि सकुक्कुटं कुर्यात् ॥ १ ॥

કુકકુટ થી આ લોક સાધ્ય છે, કારણ કે કુકકુટ વિના કંઇપણ પ્રવર્ત્તતું નથી, માટે લોકને અર્થે પિતૃ (મરેલા વડીલ)ને પણ કુકકુટવાળો કરે, તથા આ પ્રજા (લોક) કપટથી પ્રધાન છે, પ્ર.-શા માટે ? ઉ.-મોહ અજ્ઞાનથી પ્રાવૃત્ત છે, અર્થાત્ સારા માઠાના વિવેકથી વિકલ છે, આવું જાણીને માહણ તે સાધુ વિકટ તે અમાયી કૃત્યવડે મોક્ષ અથવા સંયમમાં પ્રકર્ષથી લીન થાય, અર્થાત્ શોભન (શ્રેષ્ઠ) ભાવવાળો થાય. તે પ્રમાણે શીત ઉષ્ણ અથવા શીતોષ્ણ અનુકૂળ પ્રતિકૂળ પરિસહો આવે, તેને વાચાકાયા અને મન વડે ત્રણ કરણથી સમ્યગ્રીતે સહે. ॥ ૨૨ ॥

कुजए अपराजिए जहा, अक्खेहिं कुसलेहिं दीवयं ।
कडमेव गहायणो कलिं, नोतीयं नो चेवदावरं ॥ २३ ॥

કુજય તે દ્યુતકાર (જુગાર) છે, જો કે જુગારમાં ઘણું એ જીતે, તોપણ તે સારા પુરૂષોએ અનર્થનો હેતુ જાણીને નિંદ્યો છે, માટે તેનું નામ કુજય છે, હવે કોઈ જુગારી પાસાથી કે કોડીથી જુગાર ખેલનાં કુશળ હોવાથી પોતે બીજાથી ન જીતાય, પણ પોતે જીતે અને જીત્યા પછી તે એક (કલિ) બે (દ્વાપર) ત્રણ (ત્રિક) ન લેતાં ચોકડા (કડ) વડેજ રમે છે, (કલિથી ૧ દ્વાપરથી બે ત્રિકથી ત્રણ અને કડથી ચારની સંજ્ઞા છે.) તેના ઉપરથી બોધ આપે છે.

**एवं लोगंमि ताइणा, बुइए जे धम्मे अणुत्तरे ।**
**तंगिण्ह हियंति उत्तमं, कडमिव सेसऽवहाय पंडिए ॥ २४ ॥**

ઉપર બતાવ્યું કે જીતેલો જુગારી એક બે ત્રણ ન લેતાં ચોકડાનેજ લે છે, તે પ્રમાણે આ લોકમાં તાયિ અથવા ત્રાયી (રક્ષક)સર્વજ્ઞ પ્રભુએ કહેલો આ ક્ષાંત્યાદિ લક્ષણવાળો ધર્મ છે, અથવા શ્રુત ચારિત્ર નામનો ધર્મ છે, તેનાથી ઉત્તર (અધિક) કોઈ ન હોવાથી તે અનુત્તર ધર્મ છે, તેને એકાંત હિતકારી હોવાથી સર્વોત્તમ માનીને વિસ્રોતસિકા (અન્ય આકાંક્ષા) રહિત સ્વીકારી લે, નિગમન માટે તેજ દૃષ્ટાંત બતાવે છે, કે જેમ જુગારી એકેક છોડીને ચોકડું લે છે, તે પ્રમાણે પંડિત સાધુ પણ ગૃહસ્થ કુપ્રાવચનિક અથવા પાસત્થા વિગેરેનો અધમભાવ છોડીને સંપૂર્ણ મકાંત સર્વોત્તમ (નિર્મળ ચારિત્ર) ધર્મને ગ્રહણ કરે, ફરી ઉપદેશ આપે છે.

**उत्तर मणुयाण आहिया, गामधम्मा (म्म) इइमे अणुस्सुयं !**
**जंसी विरता समुट्ठिया, कामवस्स अणुधम्म चारिणो॥२५॥**

દુઃખે કરીને જીતાય તેથી ઉત્તર પ્રધાન છે, પ્ર.–કોનાથી? ઉ–બધાથી, પણ ઉપદેશને યોગ્ય ફક્ત મનુષ્યો હોવાથી તેમને લીધા છે, પ્ર. શું દુર્જય છે ? ઉ.–ગ્રામધર્મ તે શબ્દાદિ વિષયો અથવા મૈથુન ( સ્ત્રીસંગ ) દુર્જય છે, એવું સર્વજ્ઞે કહ્યું, તે મેં જાતે ( ગણધરે ) સાંભળ્યું, એટલે આ તથા ઉપરનું બધું ઋષભદેવે સર્વજ્ઞપ્રભુએ પોતાના પુત્રોને કહ્યું, તે ઉપયોગી હોવાથી બધા તીર્થંકરોએ પોતાના ગણધરોને કહ્યું. તે પ્રમાણે મહાવીરપ્રભુએ સુધર્માસ્વામીને કહ્યું, તે શિષ્યપરંપરાએ સંભળાવે છે, કે મેં પણ સાંભળ્યું માટે અનવદ્ય (નિર્દોષ)છે, તેથી આ ઇંદ્રિયોના દુર્જય વિષયોથી વિરત બની સમ્યક્‌સંયમ પાળવા તૈયાર થએલા છે, પ્ર. કોણ ? ઉ.–કાશ્યપ ! ઋષભ દેવ અથવા મહાવીરપ્રભુના ધર્મને અનુસરનારા જે છે તેજ તીર્થંકરપ્રણીત ધર્મના અનુષ્ઠાન કરનાર છે, (અર્થાત્ ઋષભદેવના પુત્રોએ નિર્મળ સંયમ આ ઉપદેશથી પાળ્યું તેમ દરેકે પાળવું )

**जेएय चरंति आहियं, नाएणं महया महेसिणा ।**
**ते उट्ठिय ते समुट्ठिया, अन्नोन्नं सारंति धम्मओ ॥ २६ ॥**

જે માણસો ઉપર બતાવેલો ધર્મ ઇંદ્રિયોના વિષયોથી

વિરત થવારૂપ છે, તેને જ્ઞાતપુત્ર જેઓ જ્ઞાનવડે મહાન્ છે, તથા અનુકૂળ પ્રતિકૂળ ઉપસર્ગોને સહ્યા માટે મહર્ષિ છે, તે વર્ધમાનસ્વામીએ કહ્યો છે, તે ધર્મને જેઓ આદરશે, તેજ સંયમમાર્ગમાં ઉદ્યત થએલ. કુતીર્થિ અથવા નિન્હવ આદિને ત્યાગીને તથા કુમાર્ગનો ઉપદેશ ત્યાગીને સમ્યગ્ માર્ગે ચાલનારા જાણવા; પણ જેએ કુપ્રાવચનિક જમાલિ વિગેરે જેવા છે, તે ન લેવા, અને ઉપર બતાવેલાજ યથોક્ત ધર્મના અનુષ્ઠાન કરનારા પરસ્પરથી ધર્મ આશ્રયીને અથવા કોઈ ધર્મથી પતિત થતો હોય તેને પ્રેરણા કરીને ફરીથી સારા ધર્મમાં જોડે. ॥ ૨૬ ॥

मापेह पुरा पणामए, अभिकंखे उवहिं धुणित्तए ।
जे दूमण तेहिंणोणया, ते जाणंति समाहि माहियं ॥२७॥

દુર્ગતિ તરફ કે સંસાર તરફ જીવોને જે નમાવે છે, તે પ્રણામક શબ્દાદિ વિષયો છે, તેને પૂર્વે ભોગવ્યા છે, માટે તેને ફરી યાદ ન કર, તેઓનું સ્મરણ પણ મહા અનર્થને માટે થાય છે, તથા નવા ન ભોગવેલા વિષયોની આકાંક્ષા ન કર. તથા વારંવાર ચારિત્રને યોગ્ય અનુષ્ઠાન ચિંતવજે, તથા કરજે.–પ્ર. શા માટે ? ઉ–દુર્ગતિ તરફ જીવને લઇ જાય માટે ઉપધિ છે, તે માયા અથવા આઠ પ્રકારનાં કર્મ છે, તે હણવા માટે તૈયાર થજે. તથા જે દુષ્ટ ધર્મ તરફ ઉપનત (લીન) છે, કુમાર્ગે અનુષ્ઠાયી છે, તે અન્યતીર્થી

દુમણુ છે, અથવા દુષ્ટમન કરનારા અથવા ઉપતાપ કરનારા શબ્દાદિ વિષયો છે, તેમાં જે મહાસત્વવાળા સાધુઓ છે, તે તેમાં નમી જતા નથી, અર્થાત્ કુચાલ સેવનાર થતા નથી, તેઓજ સુમાર્ગમાં અનુષ્ઠાન કરનારાઓ સમાધિ તે રાગદ્વેષ ત્યાગરૂપ ધર્મ ધ્યાનને આત્મામાં વ્યવસ્થિત થએલું જાણે છે, પણ બીજા નથી જાણુતા.

**णो काहिए होज्ज संजए, पासणिए णय संपसारए।**
**नच्चा धम्मं अणुत्तरं, कय किरिए णया वि मामए ॥२८॥**

સંયત એટલે જેણે દીક્ષા લીધી હોય તે સાધુ છે, તેણે ગોચરી વિગેરેમાં કથા કરનારા ન થવું, અથવા તેણે ધર્મવિરૂદ્ધ કોઈનો મર્મ ખોલનારી અથવા સ્ત્રી વિગેરે સંબંધી વિકથા કરનારા ન થવું, તથા નવું શું બનશે? એવો પ્રશ્ન રાજા વિગેરેએ પૂછતાં તેનો નિમિતિયા (જોશી) તરીકે ઉત્તર આપનારા અથવા દર્પણુ વિગેરેથી પ્રશ્નનો ઉત્તર આપે, તે કાર્ય સાધુએ ન કરવું, તેમજ દેવ વૃષ્ટિ (વર્ષાદ સંબંધી) અર્થકાંડ (પૈસાની પ્રાપ્તિ) વિગેરે સૂચવનારી કથાનો કહેનારો સંપ્રસારક પોતે ન બને, પ્ર.–શા માટે? ઉ, જેનું ઉત્તર નથી તે અનુત્તર શ્રુતચારિત્ર નામનો ધર્મ સમજીને પોતે વિકથા વિગેરે ન કરે, કારણુ કે ધર્મનું આ ફળ છે, કે વિકથા તથા નિમિત્તનું કામ છોડીને સમ્યક્ક્રિયાવાળો થાય, તે બતાવે છે, કે જેણે

સારી રીતે સંયમ અનુષ્ઠાનની ક્રિયાનો અભ્યાસ કર્યો છે, તે કૃતક્રિય છે, અને તેવો સાધુ હોય, તે આ મારૂં છે, અને હું તેનો સ્વામી છું, એવો પરિગ્રહનો આગ્રહી પોતે ન બને. ॥ ૨૮ ॥

**छन्नं च पसंस णो करे, नय उक्कोस पगासमाहणे ।**
**तेसिं सुविवेग माहिए, पणया जेहिं सुजोसिअं धुयं ॥ २९ ॥**

'छन्नं' તે માયા છે, કારણ કે પોતાના અભિપ્રાયને ઢાંકે છે, તે માયાને સાધુએ ન કરવી, તથા બધાથી પ્રશંસાય અને બધા પણ તેને એક સરખો આદરે છે, તે પ્રશસ્ય લોભ છે, તે લોભ પણ સાધુએ ન કરવો, તથા જાતિ વિગેરે મદસ્થાનોથી લઘુ (થોડા કાળની) પ્રકૃતિવાળા પુરૂષને ખેંચે છે, તે ઉત્કર્ષક માન છે, તથા અંદર રહેવાછતાં પણ મુખ દૃષ્ટિ તથા ભાંપણુના ચડાવવા વિગેરેથી પ્રકાશમાં આવે તે પ્રકાશ, તે ક્રોધ છે, તે માન તથા ક્રોધને માહણ (સાધુ) ન કરે, તે ક્રોધ માન માયા લોભ ચારેનો વિવેક (ત્યાગ) જે મહાત્માઓએ કર્યો, તેજ સાધુઓ ધર્મમાં પ્રણત થયેલા છે, અથવા તેજ કષાયો ત્યાગેલા સત્પુરૂષોનો સારો વિવેક પરિજ્ઞાનરૂપ આહિત (પ્રથિત) પ્રસિદ્ધિ ને પામ્યો છે, અને તેઓજ ધર્મમાં પ્રણુત છે, કે જે મહા સત્વવાળા પુરૂષોએ આઠ પ્રકારનાં કર્મ ધોનાર સંયમ અનુષ્ઠાનને બરો-

બર સેવ્યું છે, અથવા જે સારાં અનુષ્ઠાન કરનારા પુરૂષોએ સુજોસિઅં તે સારી રીતે ધોઈ નાંખવાયોગ્ય કર્મ (ધૂત) ને નાશ કરી નાંખ્યું છે, તેઓજ ધર્મમાં પ્રવૃત થએલા જાણવા.

**अणिहे सहिए सुसंवुडे, धम्मट्ठी उवहाण वीरिए ।**
**विहरेज्ज समाहि इंदिए, अत्तहिअं खुदुहेण लब्भइ ॥ ३० ॥**

જેનાથી લેપાય તે સ્નેહ છે, તે સ્નેહરહિત સર્વત્ર મમત્વરહિત થાય, અથવા પરિસહ ઉપસર્ગથી હણાય, તેનિહ, અને પોતે ન હણાય, માટે અનિહ છે, અથવા अणह પાઠ છે, તેનો અર્થ અનઘ નિરવદ્ય અનુષ્ઠાન કરનારો બને છે. તથા હિતસહિત વર્ત્તે તે સહિત છે, અથવા જ્ઞાન વિગેરેથી યુક્ત તે સહિત છે, અને સ્વહિત કે આત્મહિત વાળો સદ્અનુષ્ઠાનની પ્રવૃત્તિ કરવાથી થાય, તે બતાવે છે, સુષ્ઠુસંવૃત તે સુસંવૃત ઇંદ્રિયો તથા મનથી સંસારી આકાંક્ષાઓ રહિત બને, તથા શ્રુતચારિત્રરૂપ ધર્મનો અર્થી બને, કારણ કે સંતપુરૂષો તે ધર્મનેજ વાંછે છે; તથા ઉપધાન તે તપ છે, તેમાં વીર્ય ફોરવનારો બની સંયમ અનુષ્ઠાન કરતો વિચરે, તે સમાહિત (સંયત) ઇંદ્રિયોવાળો છે.

પ્ર.–એમ કયાંથી ?

ઉ.–કારણ કે આત્મહિત તો સંસારમાં ભટકતા ધર્મ કર્યાવિનાના અનભ્યાસીને દુઃખથી પ્રાપ્ત થાય છે, તે કહે છે.

न पुन रिदमति दुर्लभ, मगाध संसार जलधि विभ्रष्टम् ।
मानुष्यं खद्योतक तडिल्लता विलसित प्रतिमम् ॥ १ ॥

આ મનુષ્યપણું ખજુવા (આગીયાના કીડા)ના ઝરા પ્રકાશ જેવું કે વીજળીના ચમકારા જેવું વીતી જતાં અગાધ સંસારમાં જેમ સમુદ્રમાં પડેલી ન્હાની વસ્તુ હાથ લાગવી મુશ્કેલ છે, તેમ મનુષ્ય જન્મ ફરી મળવો દુર્લભ છે. (માટે વિષયભોગમાં ન રાચતાં ધર્મ કરી લેવો) વળી યુગ સમિલનું દૃષ્ટાંત કે સ્વયંભુરમણ જેવા સમુદ્રમાં કરોડો જોજનના આંતરે ધૂસરૂં અને તેની ખીલી નાંખ્યાં હોય તે બહુ મુશ્કેલીએ ભેગાં થાય, તેમ મનુષ્યજન્મ દુર્લભ છે, એવાં દશ દૃષ્ટાંત શાસ્ત્રમાં આપેલાં છે, તે વિચારવાં, એટલે મનુષ્યજન્મ દુર્લભ છે, તેમ આર્યક્ષેત્ર વિગેરે પણ મહા કષ્ટે મળે તેમ છે, માટે આત્મહિત મળવું દુર્લભ છે, એમ જાણવું, જેમકે—

भूतेषु जंगमत्वं, तस्मिन् पंचेंद्रिय त्वमुत्कृष्टम् ।
तस्मादपि मानुष्यं, मानुष्येऽप्याय देशश्च ॥ १ ॥

પૃથ્વીકાય વિગેરેથી ત્રસપણું અને તેમાં પંચેદ્રિયપણું ઉત્કૃષ્ટ છે તેથી પણ મનુષ્યપણું, અને તે મનુષ્યપણા સાથે આર્યદેશ ઉત્તમ છે.

देशे कुलं प्रधानं, कुले प्रधानेच जातिरुत्कृष्टा ।
जातौ रूप समृद्धी रूपेच बलं विशिष्टतमम् ॥ २ ॥

દેશમાં કુલ, કૂલમાં જાતિ, જાતિમાં રૂપ, રૂપમાં બળ આ એકેકથી શ્રેષ્ટ છે.

भवति बलेचायुष्कं, प्रकृष्ट मायुष्कतोऽपि विज्ञानं ।
विज्ञाने सम्यक्त्वं, सम्यक्त्वे शील संप्राप्तिः ॥ ३ ॥

બલમાં આયુ, અને આયુથી વિજ્ઞાન, વિજ્ઞાનથી સમ્યક્ત્વ સમ્યકત્વથી પણ શીલપ્રાપ્તિ દુર્લભ છે.

एतत्पूर्वश्चायं, समासतो मोक्ष साधनो पायः ।
तत्रच बहुसंप्राप्तं, भवद्भिर ल्पंच संप्राप्यम् ॥ ४ ॥

ઉપર બતાવેલી બધી યોગ્યતા મળે ત્યારપછી મોક્ષ સાધનને ઉપાય છે, આમાંનું ઘણું તેં મેળવ્યું છે, અને હે સાધુ! તારે હવે ફળ થોડુંજ (દીક્ષા પાળવાનું) મેળવવું બાકી છે!

तत्क्रतोऽधुना, मदुक्त मार्गे समाधिमाधाय ।
त्यक्त्वा संगमनार्यं, कार्यं सद्भिः सदाश्रेयः ॥ ५ ॥

માટે હે શિષ્ય! હવે તું જિનેશ્વરે કહેલા માર્ગે સમાધિ રાખીને ઉદ્યમ કર, અને તેમાં પણ અનાર્યને સંગ છોડીને ઉત્તમસાધુને સંગ કરવો, તે વધારે શ્રેષ્ટ છે. ॥૩૦॥

અને પ્રાણીઓએ આ બધું પૂર્વે વખતે ન પણ મેળવેલું હોય, તે બતાવે છે.

णहिणूण पुरा अणुस्सुतं, अदुवातं तह णो समुट्टियं ।
मुणिणा सामाइ आहितं, नाएणं जग सव्व दंसिणा ॥ ३१ ॥

કારણ કે આ જગતના બધા ભાવ દેખનારા જ્ઞાતપુત્રે સામાયિક વિગેરે બતાવ્યું છે, તે નિશ્ચયથી પૂર્વે જંતુ (મનુષ્યો) એ સાંભળ્યું નથી, અથવા કદાચ સાંભળ્યું હશે, તો તે સામાયિક વિગેરે બરોબર આરાધ્યું નહિ હોય, અથવા अवितह પાઠ છે, તેનો અર્થ આ છે કે અવિતથ તે સત્યરીતે નહીં આરાધ્યું હોય, આ કારણથીજ જીવોને આત્મહિત દુર્લભ છે, વળી બીજી રીતે ઉપદેશ આપે છે.

**एवंमत्ता महंतरं, धम्ममिणं सहिया बहूजणा ।**
**गुरुणो छंदाणुवत्तगा, विरया तिन्न महोघ माहितं ॥ ३२ ॥**
**त्तिबेमि–(गाथाग्रंथ १५२)**

ઉપર બતાવ્યા પ્રમાણે વધારે દુર્લભ જાણીને તથા ધર્મોમાં જૈન તથા જૈનેતરમાં ઘણું અંતર (ભેદ) માનીને અથવા ધર્મ ધર્મમાં અનેક ભેદ જાણીને અથવા કર્મના વિવરને જાણીને અથવા મનુષ્ય આર્યક્ષેત્ર વિગેરે સદનુષ્ઠાનનો અવસર મળેલો જાણીને શ્રુતચારિત્રરૂપ જૈનધર્મ છે, હિત સહિત વર્ત્તે, તે સહિત જ્ઞાનાદિયુક્ત ઘણા પુરૂષો જેઓ લઘુકર્મી છે, તેઓ તેનો આશ્રય લેછે, તે પુરૂષો આચાર્ય આદિ ગુરૂ અથવા તીર્થંકરના માર્ગને અનુસરનારા છે, તેઓ પાપકર્મથી વિરત થઇને 'મહોઘ'તે અપાર સંસાર સાગરને તર્યા છે, આ પ્રમાણે તીર્થંકરે અન્ય ભવ્યાત્માઓને કહ્યું છે, તેમ મેં તમને કહ્યું છે, વૈતાળીય અધ્યયનનો બીજો ઉદ્દેશો સમાપ્ત થયો.

---

# ત્રીજો ઉદ્દેશો.

બીજો કહીને ત્રીજો ઉદ્દેશો કહે છે, તેનો આ પ્રમાણે સંબંધ છે. બીજામાં વિરતપુરૂષોનું વર્ણન કર્યું, તેઓને કદાચ પરિસહો આવે, તો તેને સહેવા જોઇએ, અને આ અધિકાર નિર્યુક્તિકારે પણ પૂર્વે કહ્યો છે, કે અજ્ઞાનથી ઉપચિતકર્મનો અપચય થાય છે, પણ તે પરિસહ સહન કરવાથીજ થાય છે, માટે પરિસહો સહેવા જોઇએ.

આ સંબધે આવેલા આ ઉદ્દેશાની પ્રથમ સૂત્રગાથા કહે છે.

**संवुड कम्मस्स भिक्खुणो, जंदुक्खं पुट्ठं अबोहिए।**
**तं संजमओऽवचिज्जई, मरणं हेच्च वयं ति पंडिया ॥ १ ॥**

સંવૃત તે રોકયાં છે કર્મો જેણે, અથવા સમ્યગ્ ઉપયોગરૂપ અનુષ્ઠાનો અથવા મિથ્યાદર્શન અવિરતિપ્રમાદ કષાયયોગરૂપ કૃત્યો જેણે રોકયાં છે, તેવા ઉત્તમ ભિક્ષુને અસાતાવેદનીયનું દુઃખ અથવા તેના બીજરૂપ આઠ પ્રકારનું કર્મ બદ્ધ સ્પષ્ટ (નિકાચિત એકમેક થયું હોય, તે કર્મ અહીં અબોધિ (અજ્ઞાન) વડે પૂર્વે ઉપચય કરેલું છે, તેને સંયમ તે જિનેશ્વરે કહેલ ૧૭ પ્રકારના સંયમ અનુષ્ઠાન કરવાથી પ્રતિક્ષણે ક્ષય થાય છે, તેનો સાર આ છે, કે જેમ તળાવની અંદર રહેલ પાણીમાં બહારનું પાણી ઘરનાળાં

બંધ કરી રોકી દઇએ, તો સૂર્યના તાપથી અંદરનું પાણી રોજ સૂકાઇને ઓછું થાય છે, તે પ્રમાણે આશ્રવદ્વારો રોકીને ઇંદ્રિયોનો યોગ (વ્યાપાર) તથા કષાયો તરફ સંલીનતા (રોકાણ) કરવાથી સાધુનો સંવૃત આત્મા બને છે, તેને સંયમઅનુષ્ઠાન કરવાથી અનેક ભવમાં અજ્ઞાનથી ઉપચિત થએલાં કર્મો ક્ષય પામે છે, અને જેઓ સંવૃત આત્માવાળા તથા સદનુષ્ઠાન કરનારા છે, તેઓ મરણને તેમજ જરા જન્મ શોકાદિ છોડી સદ્ અસદ્‌નો વિવેક રાખનાર પંડિત પુરૂષો મોક્ષમાં જાય છે, અથવા સર્વજ્ઞો (પંડિતો) એવું કહે છે, કે જે આત્માને સંવરમાં રાખી નિર્મળ સયમ પાળશે તેઓ મોક્ષમાં જશે ॥ ૧ ॥

जे विन्न वणाहिऽजोसिया, संतिन्नेहिं समंवियाहिया।
तम्हा उड्ढंति पासहा, अद्दक्खु कामाइ रोगवं ॥ २ ॥

કદાચ તે સારાં અનુષ્ઠાન કરવા છતાં પણ આ ભવમાં કોઈપણ કારણે મોક્ષ ન મેળવે, તેને માટે કહે છે, કે, જેઓ મહાસત્ત્વવાળા છે, અને સંસારભોગની આકાંક્ષક સ્ત્રીઓથી પ્રાર્થના કરાયા છતાં પણ તેમણે તેને ભોગવી નથી, અથવા ઝોષતે અવસાન (ક્ષય) છે, તેનાથી અતીત (દૂર) થયા છે, તેવા બ્રહ્મચારી ત્યાગીઓને મોક્ષ ગયેલા જેવાજ વર્ણવ્યા છે, કારણ કે તર્યા નથી, છતાં પણ નિષ્કિંચનપણે શબ્દાદિ વિષયમાં અપ્રતિબદ્ધ હોવાથી સંસાર

સમુદ્રના તટે પહોંચેલા છે, માટે હે શિષ્ય! સ્ત્રી ત્યાગવાથી ઉંચે (મોક્ષમાં) શું થાય છે, તે તમે જુઓ (વિચારો) અને જેઓએ વ્યાધિ જેવા ભોગોને દેખેલા છે, (અને દૂર થયા છે), તેઓ 'સંતીર્ણ સમા' તે સંસારને તરી ગયેલા સમાનજ જાણવા. તેજ કહ્યું છે.

**पुप्फ फलाणं चरसं सुराइ मंसस्स महिलियाणं च।**
**जाणंता जे विरया ते दुक्कर कारए वंदे ॥१॥**

ફૂલ ફળોના રસોને તથા દારૂ માંસ સ્ત્રીના ભોગોના સ્વાદો જાણીને પણ જેઓ તેનાથી દૂર થયા છે, તે દુષ્કર કારકને વાંદું છું, અથવા બીજી ગાથાના ત્રીજા પદમાં उड्ढं तिरियं अहे तहा પાઠ છે, તેનો અર્થ આ છે, કે ઉર્ધ્વ તે સૌધર્મ દેવલોક વિગેરેમાં, તિર્યક્ તે તિર્યકલોકમાં, અધઃ તે ભુવનપતિ વિગેરેમાં જે સુંદર ભોગો છે, તેને જેમણે રોગ માફક જાણી ત્યાગ્યા, તે તરેલા જેવાજ જાણવા. ॥ ૨ ॥

હવે ફરી બીજો ઉપદેશ આપે છે.

**अग्गं वणिएहिं आहियं, धारंती राईणिया इहं।**
**एवं परमा महव्वया, आक्खया उ सराइ भोयणा॥ ३ ॥**

જેમ રત્ન વસ્ત્ર આભરણાદિક શ્રેષ્ટ હોય તે, પરદેશથી કમાઈ લાવેલા વાણીયા રાજાને અર્પણ કરતાં તે પહેરે છે, અથવા રાજપુત્રો કે માનવંતા અમલદારો પહેરે છે, તેમ

મહાવ્રતો પાંચ તથા છઠ્ઠું રાત્રિભોજન વિરમણવ્રત એ રત્ન આભૂષણતુલ્ય છે, તે આચાર્યોદિએ અર્પણ કરેલાં મુનિઓ પહેરે છે, તુ શબ્દ ગાથામાં છે, તેનો અર્થ એ છે કે પૂર્વનાં રત્નોથી પણ મહાવ્રતરૂપ રત્નો વધારે કીંમતી છે, તેનો સાર આ છે કે પ્રધાન ( અગ્ર ) રત્નોનું ભાજન જેમ રાજા વિગેરે છે, તેમ મહાવ્રતોના ભાજનરૂપ મહા સત્ત્વવાળા સાધુઓજ છે, પણ સામાન્યમાણસ મહાવ્રત રૂપને ધારી શકતો નથી.

जेइह सायाणुगा नरा, अज्झोव वन्नाकामेहिं मुच्छिया।
किवणेण समं पगब्भिया, नविजाणंति समाहिमाहितं॥४॥

પણ જેઓ લઘુસત્ત્વવાળા છે, તે આ લોકમાં સાતા સુખના વાંછક અને તેનાથી થતા આલોક પરલોકના અપાયથી ન ડરતાં સમૃદ્ધિરસ સાતાગૌરવમાં ગૃદ્ધ થએલા, તથા ઈચ્છા મદનરૂપ કામમાં ઉત્કૃટ તૃષ્ણાવાળા તથા કૃપણ, તે દીન માફક ઇંદ્રિયોથી પરાજય પામેલા તેવા તેવા ભોગો ભોગવવા ધૃષ્ટ બનેલા જેઓ છે, અથવા ચારિત્ર લઈને જે એમ માને કે આટલા થોડા દોષથી એટલે બરોબર પડિલેહણા વિગેરે ન કરવાથી શું બગડવાનું છે? એમ માની પ્રમાદી થએલા છે, તેઓ કર્ત્તવ્યમાં ખેદ પામતાં બધા સંયમને મેલો કરે છે, જેમ કપડું કે મણિરત્નોની ભીંત હોય તેની સંભાળ ન રાખવાથી બગડી જાય તેમ ઉપર કહેલા

રસસ્વાદુ સાધુઓ ધર્મધ્યાન વિગેરેની સમાધિ તેમને કહેવામાં આવે, તોપણ તેઓ જાણે નહિ, ફરી બીજી રીતે ઉપદેશ આપે છે.

**वाहेण जहाव विच्छए, अबले होइ गवं पचोइए।**
**से अंतसो अप्पथामए, नाइवहइ अबले विसीयति ॥ ५ ॥**

વ્યાધતે શિકારીએ જેમ મૃગાદિ પશુ વિગેરેને અનેક પ્રકારે કૂટ પાશા વિગેરેથી પરવશ કર્યો હોય, અથવા દોડાવી થકવ્યો હોય, અથવા પકડવાની પ્રેરણા કરી હોય તોપણ દુર્બલ થઈ જાય છે, એટલે થાકવાથી દોડી શકતો નથી, અથવા વહન કરાવે, તે વાહ ગાડીવાળો છે, તે હાંકનારો જો બળધ વિગેરે બરોબર ગાડીમાં ન ચાલે તો તે બળધ વિગેરેને ચાબકા કે પરોણા વિગેરેથી મારતાં ઘાયલ થતાં નબળો પડી જતાં વિષમ (કઠણ) માર્ગે ચાલી શકવાને અસમર્થ થાય છે, અને અશક્ત થયા પછી મરણાંત સુધી અલ્પ બળને લીધે ઘણો બોજો લઈજવા સારેમાર્ગે પણ ચાલવા અસમર્થ છે, તો આરા વિગેરેમાં ચાલતાં તો ઘણો ખેદ પામે છે, તેનો બોધ આપે છે.

**एवं कामेसणं विऊ, अज्ज सुए पयहेज्ज संथवं।**
**कामी कामे ण कामए, लद्धेवावि अलद्धकण्हुई ॥ ६ ॥**

આ પ્રમાણે શબ્દ વિગેરે પાંચ વિષયોની પ્રાર્થના

કરતાં તે સાધુ જો શબ્દાદિ કામમાં આસક્ત થાય તો પછી એમ વિચારે કે કામસંબંધી પરિચય હમણાં ત્યજીશ, કાલે છોડીશ, એમ અધ્યવસાય (વિચાર) વાળો થાય, પણ તે થાકેલા બળદ માફક રોજ બેસી રહે, પણ નિર્બળ બળદ માફક તે કામભોગના વિષમમાર્ગને છોડવા સમર્થ ન થાય, પણ ડાહ્યો સાધુ કામી થાય તોપણ આલોક તથા પરલોકના અપાયો ગુરૂપાસે જાણવાથી શબ્દાદિ સુંદર કામભોગો વૈરસ્વામી કે જંબુસ્વામી માફક પાસે આવ્યા છતાં પણ ઇચ્છે નહિ; તથા ક્ષુલ્લકકુમાર માફક કોઈ નિમિત્તે सुट्ठुगाइयं (સારૂં ગાયું) એવો બોધનો ઈસારો મળતાં સમજીને પાસે આવેલા કામભોગોને મહાસત્વપણે પાસે નહિ આવેલા સમાન માનીને તેનાથી નિઃસ્પૃહ થાય ॥ ૬ ॥

પ્ર૦ શા માટે કામભોગનો પરિત્યાગ કરવો? તે કહે છે.

**मा पच्छ असाधुता भवे, अच्चेही अणुसास अप्पगं।**
**अहियं च असाहु सोयती, से थणती परिदेवती बहुं ॥७॥**

જો કામભોગનો પરિત્યાગ ન કરે, તો કામના અનુષંગ (સંબંધ) થી પરલોકમાં અથવા મરણાંતે કુગતિ ગમનરૂપ અસાધુતા થશે, તે કુગતિમાં હે શિષ્ય, તું ન જાય તો સારૂં, માટે વિષયસંગથી આત્માને દૂર રાખ, તથા આત્માને સમજાવ, કે હે જીવ! જે સાધુ હિંસા જૂઠ

ચોરી વિગેરેમાં પ્રવર્તીને દુર્ગતિમાં ગયા પછી અતિ શોચ કરે છે. અને નરકમાં ગયેલો પરમાધામીથી દુઃખ દેવાતાં અથવા તિર્યંચયોનિમાં ક્ષુધા (ભૂખ) વિગેરેની પીડાથી અતિશે બરાડા પાડતો નિઃશાસા નાંખે છે! તથા રડે છે, અને બહુ આક્રંદ કરે છે.

हामातर्म्रियत इति, त्राता नैवास्ति साम्प्रतं कश्चित्।
किं शरणं मे स्यादिह, दुष्कर चरितस्य पापस्य ॥ १ ॥

હે મા! હું મરૂંછું, મરતાં મને આ સમયે કોઈ બચાવનાર નથી! અહાહા! દુષ્ટ કૃત્ય કરનારો હું છું તેને કયું શરણુ અહીં છે! આ પ્રમાણે મરતી વખતે પણ દુષ્ટ કૃત્ય કરનારાઓ દુઃખ પામે છે, માટે વિષયસંગ ન કરવો, એવો આત્માને બોધ આપ! ॥ ૭ ॥

इह जीविय मेव पासहा, तरूण एवा(णेवा)स सयस्स तुट्टती।
इत्तर वासे य बुज्झह, गिद्धनरा कामेसुमुच्छिया ॥ ८ ॥

અન્ય જીવિત (ભવ) માં તો દૂર રહો, પણ આ ભવ (સંસાર)માંજ સકળ સુખના સ્થાનોમાં અનિત્યતા ઘુસી છે, તથા આયુ છે, તે પણ આવી ચિ (ક્ષણ ક્ષણના) મરણ વડે ક્ષણે ક્ષણે નાશ થવાના સ્વભાવવાળું છે, અથવા સંપૂર્ણ આયુનો ક્ષય પણ જુવાનીમાંજ થાય છે, એટલે ૧૦૦ વર્ષનું આયું હોય તેપણ કંઈપણ નિમિત્ત વિગેરે રૂપથી

ઉપક્રમ આવતાં નાશ પામે છે, અથવા લાંબુ આયુ હોય તેપણ હાલના સમયે ૧૦૦ વર્ષના અંતે પણ તુટે છે તે આયુ સાગરોપમની અપેક્ષાએ થોડા આંખના મચકારા જેવું પ્રાયે હોવાથી ઈત્વરવાસ (થોડા કાળના વાસ) જેવું છે, એવું તમે જાણો! આવું અલ્પઆયુ છે, છતાં પણ હીણ પુણીયા જીવ શબ્દાદિ કામ વિષયોમાં ગૃદ્ધ થઈ મૂછી પામેલા તેમાં આસક્ત થએલા નરકાદિ પીડાના સ્થાનમાં જાય છે (એટલું શેષ છે.)

**जेइह आरंभ निस्सिया आत दंडा (ड) एगंतलूसगा ।**
**गंता ते पाव लोगयं, चिररायं आसुरियं दिसं ॥ ९ ॥**

જેઓ કેટલાક મહામોહથી આકુળચિત્તવાળા બનીને આ મનુષ્યલોકમાં સાવદ્ય અનુષ્ઠાનરૂપ હિંસાદિકમાં નિશ્ચયથી શ્રિત (આસક્ત) થયા છે, તેઓ આત્માને દંડે છે, માટે આત્મદંડક છે, તથા જેઓ એકાંતથીજ જંતુઓના લૂસક (હિંસક) છે, અથવા સારાં (સંયમ) અનુષ્ઠાનના ધ્વંસક છે, તેઓ તેવાં પાપ ભોગવવા (પાપ કરનારાઓને રહેવાયોગ્ય જે લોક નરક વિગેરે) પાપલોક છે, ત્યાં ચિરરાત્ર (ઘણી રાત્રીઓ) સુધી રહેવા જવાના છે, (અથાત્ આરંભ કરનારા જીવો આત્માને બીજાની હિંસા કરી નરકાદિમાં દુઃખ ભોગવવા જાય છે), તથા બાળ તપશ્ચયોથી તથા સામાન્ય ચારિત્રને પાળવાથી અસુર સંબંધી

આસુરીગતિમાં એટલે દાસ જેવા દેવતા અથવા કિલવિષીયા જેવા હલકા દેવતા થાય છે.

णय संखय माहुजीवितं, तहवि य बालजणो य-गब्भई।
पच्चुप्पन्नेण कारियं, कोदट्ठुं पर लोयमागते ॥ १० ॥

વળી તુટેલું આયુ સાંધવાને શક્ય નથી, એવું સર્વજ્ઞો કહે છે. જુઓ,

दंड कलियं करिन्ता वच्चंति हु राइओ यदिवसाय,
आउ संवेल्लंता, गया यण पुणो नियत्तंति ॥ १ ॥

ઘડીયાળ (ઝાલર) ઉપર ડંકા વગાડીને રાત્રિ દિવસો વીતે છે, આયુ ઓછું થતું જાય છે, પણ ગયેલો સમય પાછો આવતો નથી! આવી રીતે જીવોનું આયુ ક્ષય થાય છે, છતાં પણ નિર્વિવેકથી અજ્ઞાનજન ખરાબ કૃત્યમાં પ્રવૃત્તિ કરીને ધૃષ્ટતા ધારે છે! અર્થાત્ પાપકર્મ કરતાં લજવાતો પણ નથી! વળી પાપ કરતાને, વારવા કોઈ હિતવચન કહે તોપણ તે જૂઠી પંડિતાઈના અભિમાન વડે આવો ઉત્તર કહે છે, પ્રતિ ઉત્પન્ન તે વર્ત્તમાનકાળ ભાવિ પદાર્થ વડે કાર્ય (પ્રયોજન) સાધવું, કારણ કે ભૂત ગયું, અને ભવિષ્ય આવ્યું નથી, માટે બુદ્ધિમાન પુરૂષોએ વિચાર કરીને 'વર્ત્તમાન' પ્રયોજનના સાધક પણે આદરવું એમ વિચારતાં આ લોકજ વિદ્યમાન છે, પણ પરલોક નથી, તે

(નાસ્તિકનું) વચન સંભળાવે છે, કે કોણ પરલોક જોઇને અહીં આવ્યું છે? તેઓ આ પ્રમાણે કહે છે,

पिबखाद च साधु शोभने! यदतीतं रगात्रि! तन्नते।
नहि भीरु! गतं निवर्त्तते, समुदय मात्र मिदं कलेवरं ॥१॥

એક ભ્રષ્ઠ પુરૂષ પોતાની કોમળવચની સુંદર વિધવા બ્હેનને ભ્રષ્ટ કરવા કહે છે, સુંદર પીણાં પી, ખાઈ લે, હે સુંદરી સુંદર શરીરવાળી! જે વીતી ગયું, તે તારૂં નથી! હે પાપથી ભડકનારી બીકણ! ગયેલું પાછું આવતું નથી, આ પરમાણુ પુદ્દગળોનો સમુહ માત્ર શરીર છે! વળી નાસ્તિક કહે છે,

एतावानेव पुरुषो, यावान इंद्रिय गोचरः।
भद्रे वृक पदं पश्य, यद् वदन्त्य बहु श्रुताः ॥ २ ॥

હે તરૂણી! જેટલો આંખથી દેખાય, કે ઇંદ્રિયોથી અનુભવાય તેટલોજ લોક પુરૂષ છે, બાકી બધાં શાસ્ત્રો મિથ્યા છે! જો આ આપણે પૂર્વે જોયેલું વરગડાનું પગલું છે, તેનાં અજ્ઞાનપુરૂષો કેટલાં અનુમાનો કરે છે.! ॥૧૦॥

આ પ્રમાણે આલોકના ઇંદ્રિયોના સુખોના અભિલાષીએ પરલોક ઉડાવવાનું કહેવાથી બીજા નવા શિષ્યો ભ્રમણામાં ન પડે, માટે શાસ્ત્રકાર તેનો ઉત્તર આપે છે.

अदक्खुव दक्खुवाहियं,तं सद्दहसु अदूक्खु दंसणा! ।
हंदिहु सुनिरुद्ध दंसणे, मोहणिज्जेण कडेण कम्मुणा ॥११॥

દેખે તે દેખતો, તે ન દેખતો હોય તે અંધો, તેનો ભાવાર્થ આ છે, કે દેખતો પણ કાર્ય અકાર્યના વિવેકવિના વર્ત્તે તો અંધા માફક જાણવો, તેથી તેવા વાદીને ઉદ્દેશીને ગુરૂ કહે છે, હે અંધ જેવા અવિવેકી! તું પ્રત્યક્ષ એકલાનેજ માને છે, તેથી કાર્ય અકાર્યના વિવેકથી અંજાણ્યો છે, માટે તું સર્વજ્ઞ પ્રભુએ કહેલ વચનને પ્રમાણકર! કારણકે એકલા પ્રત્યક્ષને માનવાથીજ સમસ્ત વ્યવહાર વિલોપવાથી હણાયેલો છે! તેથી પિતાના નિબંધનના વહેવારની પણ અસિદ્ધિ થશે, ( ફલાણા છોકરાનો આ બાપ છે, તે પણ સિદ્ધ નહિ થાય ), તથા અપશ્યક ( અ સર્વજ્ઞ ) ના દર્શનને માનનાર તે અપશ્યક દર્શનવાળા વાદી! તું સ્વયં અર્વાગ્દર્શી છે, અને તેવા દર્શનને પ્રમાણ કરવાથી કાર્ય અકાર્યના અવિવેકપણાથી જો તું સર્વજ્ઞ પ્રભુના વચનને નહિ માને, તો અંધામાફક થઈશ! અથવા જો તું અદક્ષ અનિપુણ હોય, કે દક્ષનિપુણ હોય, જેવો તેવો હોય, કે અચક્ષુ દર્શનવાળો હોય, તોપણ કેવળ દર્શનવાળા સર્વજ્ઞથી પ્રાપ્ત થાય તે હિતના વચનને માન! તેનો સાર આ છે, કે અનિપુણ હોય કે નિપુણ હોય, તેણે સર્વજ્ઞના વચનને માનવું, અથવા હે અદૃષ્ટ તે અર્વાગ્ દર્શનવાળા અલ્પજ્ઞાની! તું અતીત

અનાગત અથવા ન દેખાતા સૂક્ષ્મપદાર્થોને પણ દેખનારા જ્ઞાનીનું શાસ્ત્રમાં કહેલ વચનને માન, હે અદૃષ્ટદર્શન કે અદક્ષદર્શનવાળા ! અથવા અસર્વજ્ઞે કહેલા શાસનને માનનારા ! તું પોતાના કદાગ્રહને છોડી સર્વજ્ઞે કહેલા માર્ગમાં શ્રદ્ધા કર !

પ્ર.–શા માટે આ જીવ સર્વજ્ઞના કહેલા માર્ગમાં શ્રદ્ધા નથી કરતો? કે તમારે (આવાં કડવાં વચને) ઉપદેશ કરવો પડે છે.

ઉ.–તેનું નિમિત્ત કહે છે, આ વાત સમજો, કે તે જીવોનું દર્શન અતિશયથી નિરૂદ્ધ થએલું છે, અર્થાત્ તેનો બોધ ઢંકાઈ ગયો છે.

પ્ર.–શાથી !

ઉ.–મોહ કરાવે તે મોહનીયકર્મ મિથ્યાદર્શન વિગેરે છે, અથવા જ્ઞાન આવરણીયાદિ કર્મ ઉદયમાં આવ્યું છે, તેથી પોતે પોતાના પૂર્વે કરેલા અશુભકર્મથી ઢંકાયેલા દર્શનવાળો પ્રાણી સર્વજ્ઞના કહેલા વચનને માનતો નથી, તેને ગુરૂ તેવાને પ્રેરણા કરે છે કે હે ભાઇ ! તું અંધો ન થા, પણ વિવેકચક્ષુ ખોલીને વિચાર કરીને વીતરાગના કહેલા વચનને માન. ॥ ૧૧ ॥

दुक्खी मोहे पुणो पुणो, निव्विंदेज्ज सिलोग पूयणं ।
एवं सहितेऽहिपासए, आयतुले पाणेहिं संजए ॥ १२ ॥

ફરી ઉપદેશ આપે છે, કે અસાતાવેદનીય ઉદય આવતાં અથવા તેનાં કારણો દુઃખ આપે છે, તેથી દુઃખી થઇને જીવ પાછો વારંવાર મુંઝાઇને પાપકરી સંસાર સાગરમાં અનંતકાળ ભમે છે, તેથી મોહ છોડીને ચારિત્રની નિર્મળ શ્રદ્ધાવડે તૈયાર થઇને, પોતાની પ્રશંસા તથા વસ્ત્રાદિ લાભરૂપ પૂજનને ત્યજી દેજે, (અર્થાત્ માન પૂજનની વાંછા કર્યાવિના નિર્મળ રીતે ચારિત્ર પાળજે) ઉપર બતાવેલી નીતિવડે વર્ત્તતો જ્ઞાનાદિયુક્ત હિતવાંછક સંયત દીક્ષા લઇને બીજા જીવોને સુખના વાંછક તથા દુઃખના દ્વેષી જાણીને દરેકને પોતાના આત્મા પ્રમાણે માની તેમની રક્ષા કરવાનું દેખજે, (બધા પ્રાણીને બચાવજે.)

**गारंपि अ आवसे नरे, अणुपुव्वं पाणेहिं संजए।**
**समता सवत्थ सुव्वते, देवाणं गच्छे सलोगयं ॥ १३ ॥**

કોઈ કારણવશથી દીક્ષા ન લેતાં ગૃહવાસમાં રહેલો ગૃહસ્થ માણસ પણ અનુપૂર્વીએ ગુરૂપાસે ધર્મ સાંભળે, યથાશક્તિ આદરે, અને સમ્યક્પ્રકારે યતનાથી વર્ત્તી જીવોને દુઃખ દેવાથી દૂર રહે છે.

પ્ર.—શા માટે ?

ઉ.—સમતા તે સમભાવથી પોતાના આત્માસમાન યતિ (સાધુ) ગૃહસ્થને માની તેમની ભક્તિ કરે, રક્ષા કરે છે, અથવા એકેંદ્રિયાદિ જીવો ઉપર પણ જિનેશ્વરના વચ-

નમાં કહેલ સમભાવ રાખે છે, આ સમતાને ગૃહસ્થ પણ ધારણ કરી શ્રાવકોના વ્રતથી દેવોના ઇંદ્રાદિની પદવીને પામે છે, ત્યારે જે મહાસત્ત્વપણે પંચમહાવ્રત ધારણ કરીને પાળે, તે સાધુનું તો શું કહેવું ? ॥ ૧૩ ॥

सोच्चा भगवाणु सासणं, सच्चे तत्थ करेज्जुवक्कमं।
सव्वंत्थ विणीय मच्छरे, उं छं भिक्खु विसुद्धमाहरे ॥१४॥

વળી જ્ઞાન ઐશ્વર્ય આદિ ગુણયુક્ત સર્વજ્ઞ ભગવાનના શાસનને એટલે તેમના આગમને સાંભળીને તે આગમમાં કહેલા સંતપુરૂષોને હિત કરનાર સંયમમાં લઘુકર્મવાળો બની તેને પાળવા તત્પર થઈ ઉદ્યમ કરે,

પ્ર.–કેવો બનીને ?

ઉ.–સર્વત્ર મત્સરત્યાગીને રાગદ્વેષ છોડી ખેતર ઘર ઉપાધિ તથા પોતાના શરીરનો પણ મમત્વ મુકી સાધુ બનીને 'ઉં છં' તે ૪૨ દોષરહિત આહાર લેઇ નિર્વાહ કરે.॥૧૪॥

सव्वंनच्चा अहिट्ठए, धम्मट्ठी उवहाण वीरिए।
गुत्ते जुत्त सदाजए, आयपरे परमाय तट्ठिते ॥ १५ ॥

આ હેય આ ઉપાદેય છે, એમ જાણીને સર્વજ્ઞના કહેલા સંવરરૂપ માર્ગનો આશ્રય લે, તથા ધર્મવડે અર્થને ચાહે, અથવા પરમાર્થથી બીજા અર્થો અનર્થરૂપ જાણીને ધર્મ તેજ અર્થ (પ્રયોજન)ને ઇચ્છી ઉપધાન (તપ) માં વીર્ય વાપરે,

મન વચન કાયાના યોગને સમાધિમાં રાખો જ્ઞાનાદિમાં યુક્ત બની સદા યતનાથી આત્મા તથા પર ઉપર સમાનભાવ રાખીને વર્ત્તે.

પ્ર.–કેવો બનીને?

ઉ.–પરમ તે ઉત્કૃષ્ટ અને આયત (દીર્ઘ) સર્વ કાળ હોવાથી તે પરમાયત એટલે મોક્ષ છે, તેને અર્થી બનીને ઉપર બતાવેલા વિશેષણુ (ગુણુ) વાળો બને ॥ ૧૫ ॥

વળી બીજી રીતે ઉપદેશ આપે છે.

**वित्तं पसवो य नाइओ, तंबाले सरणंति मन्नइ।**
**एते ममते सुवी अहं, नो ताणं सरणं न विज्जई ॥ १६ ॥**

ધન ધાન્ય સોનું ચાંદી એ વિત્ત છે; હાથી ઘોડા ગાય ભેંસ વિગેરે પશુઓ છે, સ્વજન માતાપિતા પુત્ર સ્ત્રી વિગેરે જ્ઞાતિઓ છે. આ બધાનું શરણુ અજ્ઞાની માને છે, તે બતાવે છે, આ વિત્ત. પશુઓ, જાતિ નાતિ વિગેરે બધાં મારાં હિત કરનારાં છે, ખરે વખતે ઉપયોગમાં આવશે, વળી તે બાળ માને છે, કે હું તે મેળવીને રક્ષણુ કરીશ તો બીજા ઉપદ્રવ દૂર કરીશ, પણુ તે અજ્ઞાની જાણુતો નથી, કે તું જે શરીરને માટે ધન સ્ત્રી પુત્ર વિગેરે મેળવે છે, તેમાં તારૂં શરીર પણુ અશાશ્વત છે. વળી.—

**रिद्धी सहाववतरला रोगजरा भंगुरं हय सरीरं।**
**दोण्हंपि गमणसीलाण किच्चिरं होज्ज संबंधो? ॥ १ ॥**

ધન સંપદા સ્વભાવથીજ ચંચળ છે, રોગ અને બૂઢાપાથી ક્ષીણ થતું હણાયેલું શરીર છે, પોતાની સંપદા અને શરીર બંને ચપળ નાશવંત છે, ત્યારે તે બેનો આત્મા સાથે સંબંધ કેટલો કાળ રહેવાનો છે? વળી ઉપદેશ આપે છે કે.—

माता पितृ सहस्राणि, पुत्र दार शतानिच ।
प्रति जन्मनि वर्तन्ते, कस्य माता पिताऽपिवा ? ॥१६॥

આ જીવે પૂર્વે અનેકવાર જન્મ લેઈ માતાપિતા હજારોની સંખ્યામાં (અનંતા) કર્યાં છે, પુત્રો તથા સ્ત્રીઓ સેંકડો કરી છે, અને દરેક જન્મમાં તે બદલાતાં જાય છે, ત્યારે ખરી રીતે કોણ કેનો પિતા અને માતા તરીકે છે? (અર્થાત્ પૂર્વકર્મના સંબંધે જોડાયાં છે) તેજ કહે છે. કે ધન વિગેરે માટે જે કોઇ અહીં પાપકૃત્યો કરે છે, તે નરક વિગેરેમાં જતાં તે ધન વિગેરે તેનું રક્ષણ કરી શકતાં નથી! તેમજ રાગ કરનારાને પીડા થતાં પણ તેને કોઇ બચાવનાર નથી. ॥ ૧૬ ॥ તેજ કહે છે.

अब्भागमितंमि वादुहे, अहवा उक्कमिते भवंतिए ।
एगस्स गतीय आगती, विदुमंता सरणं ण मन्नई ॥ १७ ॥

પૂર્વે બાંધેલ અસાતા વેદનીયકર્મ ઉદય આવતાં દુઃખ પડે, ત્યારે તેનો એકલો જીવ રોગાદિનું દુઃખ ભોગવે છે, તે વખતે જ્ઞાતિ વર્ગ કે વિત્તવડે કંઇ બચાવ થતો નથી, તે કહે છે.

सयणस्सवि मज्झगओ, रोगा भिहतो किलिस्सइ इहेगो ।
सयणो वि य से रोगं, न विरंचइ नेव नासेइ ॥ १ ॥

સ્વજનોનો સમૂહ વીટાળીને વચમાં રોગી બેઠો હોય, છતાં પણ તે રોગી એકલોજ રોગ ભોગવે છે, પણ સ્વજનો તેનો રોગ ઓછો કરતા નથી, તેમ સંપૂર્ણ દૂર કરી શકતા નથી ! અથવા ઉપક્રમ (ઘાત)ના કારણે અથવા આયુ પૂર્ણ થતાં મરણ પામતાં તે જીવ એકલોજ અહીંથી બીજે ગમન કરે છે, અથવા બીજેથી અહીં આવે છે, તેથી ડાહ્યો માણસ સંસારનું સ્વરૂપ યથાવસ્થિત વિચારીને તેઓનું શરણ જરા પણ માનતો નથી.

પ્ર.–શા માટે ?

ઉ.–તે સમજે છે કે હરેક આત્મા પોતેજ પોતાનો રક્ષક છે (પાપ ન કરે તો રોગ તથા દુર્ગતિ સઘળું દૂર જ રહે છે) તે કહે છે,

एकस्य जन्म मरणे, गतयश्च शुभा शुभा भवावर्त्ते ।
तस्मादा कालिक हित, मेकेनैवात्मनः कार्यम् ॥ १ ॥

એકનેજ જન્મ મરણ શુભ અશુભગતિ ભવાવર્ત્ત (સંસાર ચક્ર)માં થાય છે, તેથી હમેશને માટે આત્માએ એકલાએ બળવાન થઇને પોતાનું હિત કરવું (પાપ કરવાં છોડી દેવાં).

एक्को करेइकम्मं फलमवि तस्सिक्कओ समणुहवइ ।
एक्को जायइ मरइ य, परलोयं एक्कओ जाइ ॥ २ ॥

જીવ એકલોજ કર્મ કરે છે, અને તેનાં ફળ પણ એકલો અનુભવે છે, એકલો જન્મે છે અને મરે છે અને પરલોકમાં જાય છે.

सव्वे सय कम्म कप्पिया, अवियत्तेण दुहेण पाणिणो ।
हिंडंति भयाउला सढा, जाइजरा मरणेहिऽभिद्दुता ॥१८॥

વળી સર્વે સંસાર ઉદરના વિવર (પોલાણ) માં રહેનારા પ્રાણીઓ સંસારમાં ભટકતાં પૂર્વે કરેલા જ્ઞાનાવરણીય આદિ કર્મ વડે સૂક્ષ્મ બાદર પર્યાપ્તક અપર્યાપ્તક એકેંદ્રિયાદિ અનેક ભેદોવડે રહેલા છે, તથા તેજ કર્મો વડે એકેંદ્રિયાદિ અવસ્થામાં અવ્યક્ત માથામાં શૂળ વિગેરેનાં અલક્ષિત દુઃખ તથા કોઢ વિગેરેના ખુલ્લા દેખાતા રોગોનાં દુઃખોથી યુક્ત સ્વભાવથીજ પ્રાણીઓ અરઘટ્ટ ઘંટીના યંત્ર ( કુવાના રેંટ )ના ન્યાયે અધમકૃત્યો કરવાથી તેવી તેવી યોનિમાં ભયથી આકુળ બનીને જન્મ જરા મરણોથી તથા ફરી ગર્ભ વિગેરેમાં દાખલ થવાના દુઃખોથી પીડાતા તે અધમ જીવો ભમે છે. ॥ ૧૮ ॥ વળી—

इणमेव खणं वियाणिया, णो सुलभं बोहिंच आहितं ।
एवं सहिएऽहिपासए, आहजिणे इणमेव सेसगा ॥१९॥

પ્રત્યક્ષ સામે દેખાવાથી કહે છે કે, આ 'ક્ષણ' તે દ્રવ્યક્ષેત્ર કાળ અને ભાવના અનુકુળ લક્ષણવાળો અવસર જાણીને તેને ઉચિત કર, અર્થાત્ દ્રવ્ય તે જંગમ (ત્રસ) પણું પંચેંદ્રિય સુકુળઉત્પત્તિ મનુષ્યજન્મ અને ક્ષેત્ર આર્યદેશ ૨૫ાા ની ગણતરીવાળો અને કાળ તે અવસર્પિ-ણીનો ચોથો કે પાંચમો આરો ધર્મ મળવાને યોગ્ય લક્ષ-ણવાળો છે, અને ભાવ તે ધર્મ શ્રવણ અને તેના ઉપર શ્રદ્ધા રાખવી, ચારિત્રને આવરણ કરનાર મોહનીય કર્મનું ક્ષયોપશમથી એકાંત હિતકારક વિરતિ (દીક્ષા) લેવાનો ઉત્સાહ થયો છે, તેથી આવા ઉત્તમ લક્ષણવાળો ક્ષણ સમ-જીને ધર્મસાધન કર, વળી સમ્યગ્ દર્શનની પ્રાપ્તિરૂપ બોધિ સુલભ નથી, એવું જિનેશ્વરે કહેલું જાણીને તેને અનુકુળ કાર્ય કર, કારણ કે જેમણે ધર્મ નથી કર્યો, તેવાને ફરી બોધિ મળવી દુર્લભ છે। કહ્યું છે કે—

लद्धेलियं च बोहिं, अकरेंतो अणागयं च पत्थेंतो ।
अन्नं दाइंबोहिं लब्भिसि कयरेण मोल्लेणं ? ॥ १ ॥

મળેલી બોધિમાં ધર્મ ન કરતાં ભવિષ્યમાં બોધિની પ્રાર્થના કરે છે, તેથી તને પૂછુંછું કે બીજી બોધિ કયા મૂલ્યથી મેળવીશ ? (અર્થાત્ મહા પુણ્ય ઉદયથી ધર્મશ્રદ્ધા મળેલી તેથી ધર્મ ન કરતાં અધર્મ કરે છે, તો પછી ધર્મ-વિના તેની શ્રદ્ધા કેવી રીતે મેળવીશ ? આ પ્રમાણે ઉત્કૃ-

જીથી અર્ધ પુદગળ પરાવર્ત્તન પ્રમાણુ કાળે ફરી બોધિ મળવી છે, આવું જાણીને જ્ઞાનદર્શન ચારિત્રવડે સહિતવાળો બની બોધિનું અમૂલ્યપણું વિચારજે! અથવા 'अहियासए' પાઠ છે, તેનો અર્થ આ છે, કે ચારિત્ર લેતાં કે લીધા પછી ઉદ-યમાં આવેલા પરિસહોને બરોબર સમતાથી સહન કરજે, આવું રાગદ્વેષને જીતનાર જિનદેવ નાભિરાજાના પુત્ર ઋષભ દેવે પોતાના ૯૮ પુત્રોને ઉદ્દેશીને કહ્યું, તે પ્રમાણે અન્ય ૨૩ તીર્થંકરોએ પણ કહ્યું છે, તે કહે છે ॥ ૧૯ ॥

**अभविंसु पुराविं भिक्खुवो, आएसावि भवंति सुव्वता।**
**एयाइं गुणाइं आहु ते, कासवस्स अणु धम्मचारिणो ॥२०॥**

હે ભિક્ષુઓ! સર્વજ્ઞદેવ પોતાના શિષ્યોને બોધ આ-પવા આમંત્રણ કરે છે. કે પૂર્વે જે જિનેશ્વરો થયા છે, અને 'આએસા' એટલે જે ભવિષ્યમાં તીર્થંકરો થશે.

પ્ર.–કેવા થશે?

ઉ.–શોભનવ્રતવાળા તેથી એમ જાણવું કે તેમનામાં સુવ્રતપણાથીજ જિનત્વ આવ્યું છે, તે બધાએ જિનેશ્વરો ઉપર બતાવેલા ગુણોને કહેનારા છે, પણ સર્વજ્ઞોમાં કોઇ પણ જાતિનો મતભેદ નથી, તે બતાવ્યું છે. તે બધા કાશ્યપ તે ઋષભદેવ અથવા વર્ધમાનસ્વામીના ધર્મને આચરનારા

છે, આથી એમ જણાવ્યું કે સમ્યગ્દર્શન જ્ઞાન ચારિત્રરૂપ એકજ મોક્ષમાર્ગ છે, (જે બધા તીર્થંકરે આદરી મોક્ષ મેળવ્યો છે, તેમ તમે પણ મેળવો) ॥ ૨૦ ॥ હવે બતાવેલા ગુણોને ઉદ્દેશીને કહે છે.

तिविहेण वि पाण माहणे, आयहिते अणियाण संवुडे।
एवं सिद्धा अणंतसो, संपइ जेअ अणागया वरे ॥ २१ ॥

ત્રિવિધ તે મન વચન કાયા અથવા કરવું કરાવવું અનુમોદવું એ ત્રણ પ્રકારે દશ પ્રકારના પ્રાણ ધારણ કરનાર પ્રાણીઓને ન હણો, આ પહેલું મહાવ્રત છે, અને તે પહેલું સૂચવવાથી બીજાં મહાવ્રતો પણ જાણી લેવાં, તથા આત્માને અર્થે હિત તે આત્મહિત છે, તથા જેને સ્વર્ગાદિના સુખ વિગેરેની વાંછા નથી તે અનિદાન છે, તથા ઇંદ્રિય મન કે મન વચન કાયા એ ત્રણેથી સંવૃત તે ત્રણ ગુપ્તિએ ગુપ્ત છે, આવા ઉત્તમ ગુણવાળો અવશ્યે મોક્ષ પ્રાપ્ત કરે છે, તે બતાવે છે. કે ઉપર કહ્યાપ્રમાણે અનુષ્ઠાન કરી અનંત મનુષ્યો અશેષકર્મના ક્ષય કરનારા સિદ્ધો થયા, અથવા સંવૃત બનીને વિશિષ્ટસ્થાન (સિદ્ધસ્થાન)માં પહોંચ્યા, વર્ત્તમાનકાળમાં પણ તે સમયે સિદ્ધ થાય છે, અને બીજા ભવિષ્યકાળમાં આ પ્રમાણે અનુષ્ઠાન કરવાથી મોક્ષમાં જશે, પણ તેથી બીજો મોક્ષમાર્ગ નથી, ॥ ૨૧ ॥

આવું સુધર્માસ્વામી જંબુસ્વામી વિગેરે પોતાના શિ-ષ્યોને બતાવે છે.

एवं से उदाहु अणुत्तर नाणी अणुत्तर दंसी अणुत्तर नाण दंसणधरे।

अरहा नायपुत्ते भगवं, वेसालिए वियाहिए ॥ २२ ॥

त्तिबेमि श्रीवेयालियं बितीय मज्झयणं समत्तं गाथा ग्रं.१७४

કે ઋષભદેવે પોતાના પુત્રોને ઉદ્દેશીને કહ્યું કે આથી પ્રધાન બીજું નથી માટે અનુત્તર છે, તે અનુત્તર જ્ઞાનવાળા, તથા અનુત્તરદર્શી સામાન્ય વિશેષ પરિચ્છેદક અવબોધના સ્વભાવવાળું દર્શન જ્ઞાન ધરાવનાર છે, આથી બૌદ્ધ મતને નિરાસ કરવાવડે જ્ઞાનના આધારરૂપ જીવ બતાવવા કહે છે, અનુત્તર જ્ઞાનદર્શન ધરનારા છે, અર્થાત્ કોઇ અંશે ભિન્ન જ્ઞાનદર્શનના આધાર છે, સુરેન્દ્રો વિગેરેથી પૂજાને યોગ્ય હોવાથી અર્હન્દેવ છે, તે જ્ઞાતપુત્ર મહાવીરસ્વામી અથવા ઋષભદેવ ઐશ્વર્ય આદિ ગુણથી યુક્ત પ્રભુએ વિશાલાનગરીમાં અમને કહ્યું, અથવા રૂષભદેવ વિશાળ કુળમાં ઉત્પન્ન થવાથી વૈશાલિક કહેવાયા, તેમણે કહ્યું, તે કહે છે,

विशाला जननीयस्य विशालं कुलमेववा ।
विशालं वचनं यस्य तेन वैशालिकोजिनः ॥ १ ॥

જેની જનની (માતા) વિશાળ પુણ્યવાળી છે, અથવા વિશાળ (મોટું) જેનું કુળ છે, અથવા જેનું વચન વિશાળ (ઉદાર) છે, તેથી જિનવૈશાલિક કહેવાય છે.

આ પ્રમાણે જિનેશ્વરે કહ્યું, તે હું તમને કહું છું. ॥૨૨॥ નયો પૂર્વ માફક જાણવા.

સૂયગડાંગ સૂત્રનું વૈતાલીય નામનું બીજું અધ્યયન સમાપ્ત થયું.

## સૂયગડાંગ સૂત્ર પ્રથમ ભાગ સમાપ્ત થયો અને બીજો ભાગ છપાય છે.

---

ચાંગા ગામ સ્થિતિ કરી, પૂર્ણ કર્યો આ ભાગ,
પ્રેમે સજ્જન વાંચીને, ધર્મે કરજો રાગ;
સૂયગડાંગ સૂત્રે સહુ, સૂત્ર રહસ્ય જેહ.
વાંચીને વિચારતાં, સફળો નરભવ દેહ;
માગસર સુદની પંચમી, ગુરૂવાર મનોહાર,
માણેકમુનિ ભાષાંતરે, પૂર્ણ કરે શ્રુતસાર.

---